ગાંધીજીના આત્મતત્ત્વનો જોટો આજે એમ નથી. તેમનું જીવન અને આપભોગ એ બે એક જ અર્થના શબ્દો થઈ પડ્યા છે. તેઓ આપભોગની સાક્ષાત્ પ્રતિમા છે.

**રવીન્દ્રનાથ ઠાકુર**

તેઓ પુરુષોમાં પુરુષોત્તમ, વીરોમાં વીરતમ, દેશસેવકોમાં અગ્રેસર દેશસેવક છે; અને આપણે એમ કહી શકીએ કે એમનામાં ભારતવર્ષની માનવતા અત્યારે તેને પરમોચ્ચ શિખરે પહોંચી છે.

**ગોપાળ કૃષ્ણ ગોખલે**

જ્યાં સુધી આપણી પાસે ગાંધીજી જેવા હિંદી પુરુષો ને શ્રીમતી ગાંધી જેવી હિંદી મહિલાઓ છે ત્યાં સુધી આપણે આપણા દેશ માટે નિરાશ થવાની જરાયે જરૂર નથી.

**ફિરોજશાહ મહેતા**

તેઓ જીવનમાં ખુલ્લંખુલ્લા અર્થોમાં કોઈ પણ માણસના કરતાં વધારે નમ્ર છે, અને સુધારા ને તત્ત્વજ્ઞાનનાં ચશ્માં ચડાવ્યા વિના નરી આંખે વસ્તુમાત્ર તરફ જોઈ શકે છે.

**લાલા લજપતરાય**

તેઓ તો અજાતશત્રુ છે. જગતમાં કોઈ એમ ને તેઓ જાણતા નથી. તેમના દોષો ને કામના સામે જેવા છે.

**શ્રીનિવાસ શાસ્ત્રી**

ગાંધીજી નિર્ણયો કરવામાં મહાન છે, તેઓ અમલ કરવામાં મહાન છે.

**ચિત્તરંજન દાસ**

હિંદુસ્તાન એના લોહીના રેલામાંથી ઊગરી ગયું છે તેનો યશ મહાત્મા ગાંધી અને તેમના સાથીઓને છે.

**મૌલાના મહમદઅલી**

# પુણ્યશ્લોક ગાંધીજી

[ ગાંધીજીના જીવન અને કાર્ય વિષેના લેખોનો સંગ્રહ ]





: સંગ્રાહક અને અનુવાદક :

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ



: સોલ એજંટ :

એન. એમ. ઠક્કર એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

: પ્રકાશક :

વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ.

૩, રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઈ ૨.

શ્રી. ચંદ્રશંકર શુક્લનાં ઇતર પુસ્તકો

*

સીતાહરણ (પાંચમી આવૃત્તિ)
પિરામીડની છાયામાં



*

: અનુવાદો :

ચીનનો અવાજ — લોવેઝ ડિકિન્સન (બીજી આવૃત્તિ)
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — ગ્રેગ
ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન (બીજી આવૃત્તિ)
ધર્મોનું મિલન — રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી પોલાક
હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન
ગાંધીજી સાથે અઠવાડિયું — લુઈ ફીશર
વેદની વિચારધારા — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
યન્ત્રો સામે બળવો — જેક્સ
બે નવલકથા — ટૉલસ્ટૉય
સ્વરાજ અને સંસ્કૃતિ — રાધાકૃષ્ણન
ગીતાદર્શન — રાધાકૃષ્ણન

આવૃત્તિ પહેલી : ગાંધી જયંતી, ૧૯૪૪

કિંમત ચાર રૂપિયા ચાર આના

## પ્રસ્તાવના

ગાંધીજીને ખરા દિલથી 'બાપુ' તરીકે સ્વીકારનારાઓથી માંડી તેમના કટ્ટર વિરોધી સુધીના તમામનો ગાંધીજીને વિશે એક બાબતમાં તો એકમત છે. આજની દુનિયામાં એ સૌથી જુદા તરી આવે એવા પુરુષ છે, એમ સૌ માને છે અને કબૂલ કરે છે. આ શ્રેષ્ઠત્વ અગર જુદાઈનાં મૂળ શામાં છે એ જાણવાની સહેજે જિજ્ઞાસા થાય છે. નિશાળના અભ્યાસકાળમાં પરિસ્થિતિને વશ થઈ ચોરીઓ કરતો, બીડીઓનાં ઠૂંઠાં ભેગાં કરતો એક બાળક સાથેસાથે પરિસ્થિતિનો સામનો પણ કરતો ને સત્યને વળગી રહેતો, એ પરસ્પરવિરોધી દેખાતી ઘટનાનું શું રહસ્ય હશે?

'પૂર્વજન્મના સંસ્કારો'? પણ પૂર્વજન્મમાં ન માનનારાઓને આ ખુલાસો ગળે નહીં ઊતરે. 'આનુવંશિક સંસ્કારો'? એ ઉત્તર હાલની શાસ્ત્રીય સંશોધન પદ્ધતિની કસોટીએ ઊતરે. માનવી જીવનના ઘડતરમાં માબાપના જીવનનું, ચારિત્રનું કેટલું મહત્ત્વ છે, કેટલી જવાબદારી છે, એનું પણ કંઈક ભાન આ ઉત્તર કરાવે છે. માનવતાના પાયા ઉપર સમાજરચના કરવા માટે હરેક વ્યક્તિ કેવો ને કેટલો ફાળો આપી શકે, તેણે આપવો જોઈએ, એ દિશામાં વિચારો કરવાને પણ 'આનુવંશિક સંસ્કારો'નું શાસ્ત્ર મદદરૂપ નીવડે. ગાંધીજીને સંસ્કાર આપનાર, દોરવણી આપનાર એમનાં માતુશ્રીના જીવન વિશેની આપણી જિજ્ઞાસા તૃપ્ત કરી શકે એવી હકીકત હજી આપણી પાસે નથી. એ કોઈ પૂરી પાડશે તો દુનિયા પર તેનો મહદુપકાર થશે.

પણ આપણે તો આટલા ઊંડા જવાનીયે જરૂર નથી. દરેક માણસને પરમેશ્વરે વિવેકબુદ્ધિ (instinct) આપી છે. તેની દોરવણી એ સ્વીકારે તોપણ તેનામાં માનવતાનો વિકાસ થઈ શકે. ગાંધીજીના નાનપણથી માંડીને તેમને વિશેની નાની નાની બાબતો પણ જાણવાની ઇચ્છા અને કુતૂહલ જેમ સ્વાભાવિક છે, તેમ તેમના વિકાસની માહિતી માર્ગદર્શક અને પ્રેરક છે.

ગાંધીજી વકીલાતના ધંધાને અર્થે દક્ષિણ આફ્રિકા ગયા. તેમનામાં સત્યનિષ્ઠા, સેવાભાવ, ભૂતદયા, ગરીબો પ્રત્યેની હમદર્દી, ઈશ્વરભક્તિ, ન્યાય અને નીતિ માટેની તાલાવેલી વગેરે સદ્ગુણો ને સદ્ભાવનાઓનાં બીજો હતાં, તેના ઉપર ત્યાંની પરિસ્થિતિએ સિંચનનું કાર્ય કર્યું, અને એ બીજો વૃક્ષસ્વરૂપે ફાલ્યાં

અને ફૂલ્યાં. તેનો વટવૃક્ષ જેવો ભવ્ય અને બહોળો વિકાસ થયો. એ વિકાસનું દર્શન આહ્લાદકારક અને સ્ફૂર્તિદાયક છે. પ્રસ્તુત ગ્રન્થમાં ભાઈ ચંદ્રશંકરે ખૂબ પરિશ્રમ વેઠી અનેક વ્યક્તિઓનાં દૃષ્ટિબિન્દુઓ સાદી, સરળ ગુજરાતી ભાષામાં એકત્રિત કરી, ભગવાનના વિશ્વરૂપદર્શન જેવું જ મહાત્માજીના 'અજોડ વ્યક્તિત્વ'નું જુદે જુદે પ્રકારે દર્શન કરાવ્યું છે; પુણ્યશ્લોકનાં સર્વાંગીણ પુણ્યદર્શન કરાવ્યાં છે.

મહાત્માજી આફ્રિકા ગયા ને ત્યાંના હિંદીઓની આગેવાની લઈ આખરે તેમણે લડત ઉપાડી તે વેળાએ, હિંદમાં તેમજ ગોરા જગતમાં પશ્ચિમની ઢબે રહેવામાં ને ચાલવામાં જ પ્રગતિ છે એમ મનાતું. પહેરવેશ, ભાષા, રહેણી-કરણી, રાજદ્વારી યા બીજી ચળવળના માર્ગો, એ બધું જ પશ્ચિમની ઢબનું હતું. યુરોપીય પ્રજાઓનું જે પ્રકારનું રાજશાસન — લોકશાહીનું — હતું તેનાથી ત્યાં લોકમતનો પ્રભાવ પડી શકતો; તેવું શાસન ન હોય તોપણ, સુધારા મેળવવાને અંગે મતપ્રદર્શન સિવાય બીજો માર્ગ જ કોઈએ ચીંધ્યો નહોતો. અંગ્રેજી ન્યાયબુદ્ધિ ઉપર વિશ્વાસ એ પણ એક કારણ હતું. પરન્તુ મતપ્રદર્શન, અને તેથી ન વળે તો હિંસક શસ્ત્રબળ, એ સિવાય ત્રીજો કોઈ માર્ગ દુનિયાએ શક્ય માન્યો નહોતો તેમ વિચાર્યો પણ નહોતો. રાજકારણ એટલે મીઠાશથી દ્વિઅર્થી બોલવું, ફાવે તેમ પાઘડી ફેરવવી, નબળે સમયે નમી જઈ લાગ આવ્યે ચડી બેસવું, દેશના સ્વાર્થ ખાતર ન્યાય કે નીતિની પરવા ન કરવી, 'દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાહિએ' એ ન્યાયે દુનિયાને ઝુકાવી દરેક પ્રકારે પોતાનું વર્ચસ્વ રાખવું વગેરે, એમ માનવામાં આવતું. હજી પણ એમાં ફેર થયો છે એમ ન કહી શકાય. આવી વિચાર અને આચારની પ્રણાલિકામાં મહાત્માજીએ નવો માર્ગ ચીંધ્યો; તેની શ્રેષ્ઠતા, ઉપયોગિતા, અને અસરકારક પરિણામ લાવવાની સફળતા સિદ્ધ કરવા માટે અપાર શ્રમ વેઠ્યા; જિંદગીનું સ્વાત્માર્પણ કરી માનવતા, ન્યાય અને નીતિની દૃષ્ટિએ નીચી જતી દુનિયાને બચાવી લઈ, દુઃખી અને દુબળા માનવસમૂહોમાં નવો અને સુખી જિંદગીની આશા ઉત્પન્ન કરનારો નવો માર્ગ બતાવ્યો; એમાં જ મહાત્માજીની અપૂર્વતા — અજોડ વ્યક્તિત્વ — છે.

ધંધાદારી બારિસ્ટર પ્રથમ પ્રજાના વકીલ થયા, અને વકીલના સેવક બન્યા. સેવા દ્વારા માર્ગદર્શક બન્યા. સત્યનિષ્ઠા અને ત્યાગને કારણે પ્રજાનો

વિશ્વાસ સંપાદન કરી નેતા થયા. પ્રજાજીવનમાં એકરૂપ થયા. આમ જનતાને સુખે સુખી અને દુઃખે દુઃખી થઈ પ્રજાનાં માતા તેમજ પિતાનું સ્થાન મેળવ્યું, અને 'બાપુ' થયા. એક જ જિંદગીમાં, એક જ દેહે — પુનર્જન્મ વિના — આત્મોન્નતિની ટોચે પહોંચ્યા. આવા જીવનપથનાં નિરીક્ષણ અને અભ્યાસ વાચકને પણ ઉન્નતિને પંથે જ લઈ જાય. વાચકનું કુતૂહલ તૃપ્ત કરે, અગર તો વધુ જિજ્ઞાસા કેળવી વધુ જાણવા માટે વાચકને પ્રેરી સદાયે અતૃપ્ત જ રાખે, એવા પ્રકારના લેખસંગ્રહનો આ ગ્રન્થ છે.

ગાંધીજીનું આફ્રિકાનું જાહેર જીવન તો ૧૮૯૫ ના અરસામાં શરૂ થયું. દેશી–પરદેશી, નાના–મોટા, ગરીબ–તવંગર, સારા–ખોટા, સ્ત્રી–પુરુષો, જુવાન–વૃદ્ધો વગેરે અનેકના ગાઢ પરિચયમાં આવ્યા. અનેક પ્રકારના અનુભવો મેળવ્યા. એથી ગાંધીજીના વિચારોમાં ઉત્ક્રાંતિ થઈ; એમના સિદ્ધાન્તોની કસોટી થઈ; સ્વભાવ અને પ્રકૃતિ ઘડાયાં; તેઓ આજનું સ્વરૂપ પામ્યા.

"સત્ય અને અહિંસા' એ બે શબ્દોમાં ગાંધીજીનું આખુંયે તત્ત્વજ્ઞાન ટૂંકમાં વર્ણવી શકાય. એ બેને કારણે અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્ય, રસાસ્વાદનું નિયમન, પ્રેમ, નિર્ભયતા આદિ અનેક ગુણો કેળવવા રહ્યા. તે વગર સંપૂર્ણ સત્યપાલન કે 'મનસા, વાચા, કર્મણા' અહિંસાનું પાલન ન થઈ શકે; એ સિદ્ધાન્તનું તેમજ સંપૂર્ણ સત્ય અને અહિંસાનું પાલન માનવી જીવનના દરેક ક્ષેત્રમાં — રાજદ્વારી ક્ષેત્રમાં સુદ્ધાં — થઈ શકે, એટલું જ નહીં પણ એકંદર દુનિયાભરના માનવસમાજ માટે તે આવશ્યક છે, એમ ગાંધીજીએ પોતાનું જીવન તે પ્રમાણે જીવીને બતાવી આપ્યું છે. વિશ્વશાન્તિ માટે શસ્ત્રબળ ઉપર વિશ્વાસ અને આધાર રાખી થતા પ્રયત્નોના આ જમાનામાં તો તેમનું તત્ત્વજ્ઞાન સમજવું વધુ આવશ્યક છે. એ તત્ત્વજ્ઞાન મહાન ક્રાન્તિકારી છે. પણ એ ક્રાન્તિથી દુનિયા વેરાન અને દુઃખી થવાને બદલે સમૃદ્ધ અને સુખી થશે, એવી એ ક્રાન્તિ છે.

ગાંધીજીના પરિચયમાં લાખો બલ્કે કરોડો આવી ગયા. ગાંધીજી વિશે તેમને શું લાગ્યું એ જાણવાથી ગાંધીજીને આપણે વધારે સારી રીતે સમજી શકીએ. આપણા પોતાના પરિચયથી આપણે જરૂર તેમને ઓળખી શકીએ, પણ એ ઓળખાણ ફક્ત આપણી જ દૃષ્ટિથી કરેલી હોઈ એકાંગી જ થાય.

દરેક જણ પોતાની મગદૂર પ્રમાણે જ બીજાઓનું મૂલ્યાંકન કરે છે. કોઈ પણ વ્યક્તિ વિષેના જુદા જુદા વિચારોના, જુદી જુદી ભૂમિકા પરના, ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં રહેનારા માણસોના અભિપ્રાયો જાણીએ ત્યારે જ તે વ્યક્તિનું સંપૂર્ણ અને સર્વાંગીણ દર્શન થાય. આ પુસ્તકમાં ગાંધીજીના પરિચયમાં આવેલી અનેક વ્યક્તિઓનાં અભિપ્રાયો ને મૂલ્યાંકનો આપણને જોવા મળે છે. ૧૯૦૮ થી માંડીને ૧૯૪૨ સુધીના સમય દરમ્યાનનાં લખાણો કે ભાષણોમાંથી ઉતારા તારવી કાઢવામાં આવેલા છે. ૧૯૨૦–૨૧ ને ૧૯૩૦–૩૧, જે વેળાએ ગાંધીજીએ હિંદુસ્તાનમાં નવી ઢબનાં મોટાં આંદોલનો જગાવ્યાં, તે સમયના પરિચયો મોટી સંખ્યામાં આપવામાં આવ્યા છે. ૩૫ વર્ષના લાંબા સમયમાંના આ પરિચયો હોવાથી ગાંધીજીના તત્ત્વજ્ઞાનની ઉત્ક્રાંતિ પણ તેમાં સૂક્ષ્મતાથી જોઈ શકાય છે.

આ ગ્રંથમાં ગાંધીજીના 'અજોડ વ્યક્તિત્વ'નું 'સંપૂર્ણ અને સર્વાંગીણ' દર્શન થાય છે, એમ મેં ઉપર જણાવ્યું તે ઇરાદાપૂર્વક જ જણાવ્યું છે. ગાંધીજી વિશેનાં જેમનાં અભિપ્રાયો કે સંસ્મરણો આ ગ્રંથમાં સંકલિત કરવામાં આવ્યાં છે તેમાં જુદા જુદા દેશના ને ધર્મના, અને ગાંધીજી પ્રત્યે જુદાં જુદાં ભાવ અને વલણ ધરાવનારાઓનો સમાવેશ થયેલો છે. હિંદી, અંગ્રેજ, અમેરિકન, ફ્રેન્ચ, આફ્રિકાના ગોરા વસાહતવાળાઓના, તેમજ ગોખલે અને ફિરોજશાહ મહેતા જેવા જેમને ગાંધીજી પોતાના ગુરુજનો માને છે તેવાથી માંડી, સ્વ. મહાદેવભાઈ જેવા તેમના શિષ્યો, ઍંડ્રુઝ અને પોલાક જેવા તેમના સહકારીઓ તથા ચાહનારાઓ, લજપતરાય તથા દાસબાબુ જેવા તેમના હિંદી સાથીઓ, કવિવર્ય ટાગોર જેવા મહાન હિંદીઓ, શાસ્ત્રીજી જેવા જુદા મતો ધરાવતા છતાં આત્મીય ભાવના રાખનારાઓ, લંડન 'ટાઇમ્સ' જેવા વિરોધકો — ટૂંકામાં ગાંધીજીના ગુરુ, ચેલા, પ્રશંસકો, અનુયાયીઓ, મિત્રો, પૂજકો, વિરોધકો વગેરે તમામનાં સંસ્મરણો અને અભિપ્રાયો છે. ગાંધીજી 'અજોડ' છે એ સૌનો સ્પષ્ટ અભિપ્રાય છે. પણ ગાંધીજીની ખરી કિંમત તો ભવિષ્યનો જગતનો ઇતિહાસ આંકશે. આપણે બહુ નજીકના કાળમાં છીએ; તેથી આપણી દૃષ્ટિ પ્રેમ યા વિરોધથી યા આપણી આસપાસના વાતાવરણથી સ્પષ્ટ અને અચૂક જોઈ ન શકે એ સ્વાભાવિક છે. પરંતુ ભવિષ્યના ઇતિહાસનો અભિપ્રાય પણ 'અજોડ

વ્યક્તિત્વ ' નો હશે, એ વિષે પ્રસ્તુત ગ્રંથના પુરાવાથી મનને કોઈ પ્રકારનો સંદેહ રહેતો નથી.

ભાઈ ચંદ્રશંકરને ગાંધીજીના પ્રત્યક્ષ પરિચયમાં રહેવાનું અને કાર્ય કરવાનું સદ્ભાગ્ય મળેલું હોવાથી આ વિષયમાં લેખન કરવાનો તેમનો વિશેષ અધિકાર છે. આ ગ્રંથ તૈયાર કરવામાં તેમણે કેટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કેટલું વિસ્તૃત વાચન તથા સંશોધન કર્યું છે, તે વાચક સહેજે જોઈ શકશે. પણ આ ગ્રંથનું ભાષાની દૃષ્ટિએ એ વિશેષ ગૌરવ છે કે તે એવી સરળ, સુંદર, સ્વાભાવિક ગુજરાતીમાં લખાયો છે કે વાંચનારને આપણે અંગ્રેજીના તરજુમા વાંચીએ છીએ એમ જરા પણ લાગતું નથી. ભાઈ ચંદ્રશંકરની લખવાની શૈલી ગુજરાતી વાચકોને ' નવજીવન ' તેમજ ' હરિજનબંધુ ' દ્વારા અને તેમના બીજા ગ્રંથો દ્વારા સુપરિચિત છે. એટલે મારે વધુ લખવાનું હોય જ શું ?

ભદ્ર—અમદાવાદ<br>૧–૧૦–૪૪

ગણેશ વાસુદેવ માવળંકર

## ઉપોદ્‌ઘાત

ગયે વરસે ગાંધી જયંતીને પ્રસંગે રાધાકૃષ્ણને સંપાદિત કરેલા ગાંધીજી વિષેના પુસ્તકનો ગુજરાતી અનુવાદ — ' ગાંધીજીને જગવંદના '— પ્રસિદ્ધ કર્યો તેનો વાચકવર્ગ તરફથી સરસ આવકાર મળ્યો, ને છ માસમાં તેની બીજી આવૃત્તિ કાઢવી પડી, ત્યારે જ પ્રસ્તુત સંગ્રહ તૈયાર કરવાનો વિચાર આવ્યો. ગાંધીજી સાથેના પ્રસંગોનાં વર્ણનો, તેમની સાથેની વાતચીતો, તેમને વિષેનાં મૂલ્યાંકનો, ને તેમના જીવન તથા કાર્યનાં અનેકવિધ અંગો વિષેના અભ્યાસપૂર્ણ લેખો, વગેરે સાહિત્ય ગયાં ૩૫ વરસમાં ઘણું લખાયેલું છે. પણ તે ઠેકઠેકાણે વિખેરાયેલું પડ્યું છે. તેમાંનું જે ચિરજીવી બનવાને લાયક હોય તેનો સંગ્રહ ગાંધીજીના જીવન તથા કાર્યની આલોચના કરનાર વર્તમાન તેમજ ભાવિ અભ્યાસીઓને ઉપયોગી નીવડ્યા વિના ન જ રહે. દરેક મહાન વ્યક્તિને વિષે

તેના સમકાલીનોનો પુરાવો ઐતિહાસિક દૃષ્ટિએ મોટો ભાગ ભજવે છે. આ વિચારથી ભેગા કરવા માંડેલા સાહિત્યમાંથી જે પહેલું અનાયાસે હાથ આવ્યું તેનો સમાવેશ આ ગ્રંથમાં કરેલો છે. બીજો ગ્રંથ તૈયાર થાય છે. શોધ કરતાં કરતાં આવું સાહિત્ય એટલું બધું મળતું જાય છે કે વાચકવર્ગને જો રસ પડે તો આ બે ઉપરાંત બીજા પણ સંગ્રહો એમાંથી તૈયાર કરી શકાય. ગાંધીજીના અનેક તેજસ્વી પાસાવાળા વ્યક્તિત્વ અને કાર્યનો અભ્યાસ જેટલો થયો છે એના કરતાંયે વધારે હજુ હવેનાં વરસોમાં થશે. એટલે આ પ્રકારનું સાહિત્ય ઉત્તરોત્તર વધતું જ જવાનું એમાં શંકા નથી. અંગ્રેજી ન જાણનાર, તેમજ અંગ્રેજી જાણનાર છતાં એ બધું મૂળ સાહિત્ય મેળવીને વાંચી ન શકે એવા, વાચકોને એ લખાણોનો કંઈક લાભ આપવાનો આ સંગ્રહનો હેતુ છે.

ભલે જુદી જુદી વ્યક્તિઓએ પણ એક જ વિષય પર લખેલા લેખોમાં અમુક પુનરુક્તિ હોવી અનિવાર્ય છે. છતાં તે ટાળવાનો બને એટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે, ને તેને માટે લેખોને ક્યાંક ટૂંકાવ્યા પણ છે. છતાં એને લીધે લેખક કે લેખિકાના મુખ્ય વક્તવ્યમાં ક્ષતિ ન આવે એની કાળજી રાખી છે. આવા સંગ્રહોમાં નિન્દકોને સ્થાન ન હોય એ દેખીતું છે. છતાં જેમણે મિત્રભાવે ને આદરપૂર્વક પોતાની પ્રશંસા વ્યક્ત કરવાની સાથે ક્યાંક ટીકા પણ કરી છે, તેમની ટીકાના એ અંશો અનુવાદ કરતાં છોડી ન દેવાની સંભાળ રાખી છે. એવી મિત્રભાવવાળી ટીકાને ગાંધીજી હંમેશાં આવકાર આપે છે ને તેના પર પૂરો વિચાર કરે છે.

આ સંગ્રહમાં ગાંધીજીના નિકટના હિંદી સાથીઓના લેખો ઓછા જોવામાં આવશે. એનું કારણ એ છે કે તેમણે ગાંધીજીના અનેક પ્રયોગોમાં તેમના સાધનભૂત થવામાં જ કૃતાર્થતા માની છે. અને સર્વ અભ્યાસની પણ સાર્થકતા તો શ્રદ્ધાપૂર્વક અને સક્રિયપણે એમને અનુસરવામાં જ રહેલી છે. તેમનાં કાર્યોનું ચિન્તન અને નિરીક્ષણ, ને તેમનાં કથનોનો અભ્યાસ એ તો એ શ્રદ્ધામાં માત્ર જ્ઞાનનું બળ પૂરવાનું કામ કરે છે. ગાંધીજીએ આદરેલા મહાયજ્ઞમાં જે જે સ્ત્રીપુરુષોએ કંઈ ને કંઈ ફાળો આપ્યો છે તેમણે કંઈ જ ગુમાવ્યું નથી. તેમનાં જીવન એટલે અંશે ધન્ય થયાં છે. જેમણે એ યજ્ઞમાં પ્રાણની આહુતિ આપી તેઓ મરીને જીવી ગયાં છે. ગાંધીજીનું તાત્કાળિક કાર્ય

હજુ ભલે પૂરું થયું ન દેખાતું હોય, પણ તેમણે જે હુતાશન પ્રગટાવ્યો છે તે તો કદી હોલાવાનો નથી.

ગાંધીજીના વિરાટ વ્યક્તિત્વની સમક્ષ ઊભા રહીને તેનું દર્શન કરનાર દરેક જણના મુખમાંથી અહોભાવના ઉદ્‌ગાર નીકળે છે, એમ આ સંગ્રહમાંથી પણ આપણે જોઈએ છીએ. દરેક જણ એ પ્રચંડ તેજનું ઉગમસ્થાન ક્યાં છે, તેમના અસાધારણ પ્રભાવની ચાવી શામાં છે, એ શોધવા મથે છે. ગાંધીજી તેમનાં મહાન કાર્યોમાં જ મહાન છે એવું નથી; તેમનાં નાનાંમાં નાનાં કાર્યોમાં પણ તેમના અનેક વિરલ ને લોકોત્તર ગુણોનું પ્રતિક્ષણ દર્શન થાય છે. એટલે વિચારશીલ નિરીક્ષક તો એ મોટાં ને નાનાં કાર્યોનું, તેમજ મોટા ને નાના પ્રસંગો ને ઉદ્‌ગારોનું અવલોકન કરતાં ધરાતો જ નથી. તે દરેકમાં તેને નિરંતર કંઈક નવી ને નવી ચમક દેખાય છે, અને તે ફરીફરી વિસ્મયનાં રોમાંચ અનુભવે છે. જ્યારે જુએ ત્યારે તેને એ વ્યક્તિત્વમાં કંઈ નવું જ આશ્ચર્ય દેખાય છે. भवति स एव नवो नवोऽयमक्ष्णोः ।* અને તેથી જ ગાંધીજી વિષેના પ્રસંગોનાં જેટલાં વર્ણનો મળે તેટલાં આપણને ઓછાં લાગે છે, ને આપણી જિજ્ઞાસા તૃપ્ત થતી જ નથી.

ગાંધીજીનું કાર્ય ભલે મુખ્યત્વે હિંદુસ્તાનમાં જ થયું હોય, પણ આખા જગતને માટે તેનું મહત્ત્વ છે એમ જગતના વિચારશીલ ને આદર્શનિષ્ઠ લોકો સ્વીકારે છે, એનો ઠીકઠીક પુરાવો આ સંગ્રહમાંનાં લખાણો પણ આપે છે. એક કાળે જ્યારે ગાંધીજી પર સંકુચિત રાષ્ટ્રવાદનો આક્ષેપ કરવામાં આવતો ત્યારે તેમણે કહેલું કે 'મારી રાષ્ટ્રીયતા તે અતિશય તીવ્ર કોટિની આંતર-રાષ્ટ્રીયતા છે.' જે ભૂમિએ તેમને જન્મ આપ્યો તેમની સેવા પ્રથમ કરવાનું તેમનો 'સ્વદેશીધર્મ' તેમને સૂચવે છે; પણ એ ભૂમિની સેવા દ્વારા તેઓ સમગ્ર જગતની પણ સેવા કરે છે. જગતની સેવા એટલે એકીસાથે જગતનાં મનુષ્યમાત્રની સેવા નહીં, પણ જગતના કોઈ પણ ભાગમાં રહીને કરેલું શુદ્ધ સેવાનું કાર્ય, એમ આંતરરાષ્ટ્રીયતાના મહાન સમર્થક કવિવર રવીન્દ્રનાથે જ કહેલું છે. તેઓ કહે છેઃ "એ પરમાત્માની સાથે તાદાત્મ્ય સાધવાને સારુ આપણે આપણા કાર્યમાંથી સ્વાર્થનો અંશ કાઢી નાખવો

* તે આંખને નિરંતર નવે નવે રૂપે ભાસે છે.

જોઈએ, અને વિશ્વકર્મા બનવું જોઈએ — આપણે સહુને કાજે કામ કરવું જોઈએ. 'સહુને માટે' એ શબ્દો હું વાપરું છું ત્યારે એનો અર્થ વ્યક્તિઓની અગણિત સંખ્યા એવો નથી કરતો. સર્વ પ્રકારનું સત્કાર્ય, વિસ્તારમાં ગમે તેટલું નાનું હોય તોપણ, તે વિશ્વકાર્ય છે. એવું કાર્ય સહુને કાજે કામ કરનાર વિશ્વકર્મા — પરમાત્મા — નો સાક્ષાત્કાર કરવામાં મદદ કરે છે. એ 'મહાત્મા'ની સાથે અભેદ સાધવાને સારુ માણસે આત્માની મહત્તા કેળવવી જોઈએ. એવી મહત્તા માત્ર પોતાની જ પ્રજાના નહીં, પણ સર્વ પ્રજાઓના, આત્મા સાથે તાદાત્મ્ય સાધે છે."† ગાંધીજીએ અનેકવાર કહેલું કે હિંદુસ્તાનમાં ચાલતા તેમના પ્રયોગને જ્યાં સુધી પૂરી સફળતા મળી નથી ત્યાં સુધી તેમની નમ્રતા જગતને સંદેશો આપતાં તેમને રોકે છે. પણ ૧૯૩૮ થી જગતમાં ભીષણતાનાં વાદળ ઘેરાવા માંડ્યાં ત્યારે તેમનો એ સંકોચ છૂટ્યો, ને તેમણે આખા જગતને અહિંસાધર્મનો સંદેશો બુલંદ અવાજે સંભળાવ્યો. હિંસક બળ પર જ મદાર બાંધીને બેઠેલા મોટા ભાગના જગતે એ સંદેશો કાને ધર્યો નથી. છતાં તેને પણ, જો જીવવું હશે તો, હારીથાકીને વહેલામોડા ગાંધીજીને માર્ગે ચડ્યા વિના છૂટકો નથી. ને ત્યારે જગત ગાંધીજીનું મૂલ્ય આજના કરતાં અનેકગણું અધિક આંક્યા વિના રહેવાનું નથી.

ગાંધીજીની દરેક જયંતીને પ્રસંગે જ નહીં પણ અહોરાત્ર તેમના દીર્ઘાયુષ્યને માટે ભારતવર્ષનાં કરોડો મનુષ્યોનાં અંતરમાંથી પ્રાર્થનાનો સૂર નીકળે છે. તેમણે મુંબઈના છેલ્લા જાહેર ભાષણમાં કહેલું તેમ, તેમણે તો પોતાને માટે ૧૨૦ વરસનો આવરદા કલ્પ્યો છે. કોઈ વૈજ્ઞાનિક જેટલી કાળજીથી પોતાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ યંત્રને સાચવે તેટલી જ કાળજીથી ગાંધીજી એ દેહરૂપી ઈશ્વરદત્ત સાધનની કાળજી રાખે છે. ફરક માત્ર એટલો જ છે કે પ્રસંગ આવ્યે એ દેહને હોડમાં મૂકતાં પણ તેઓ અચકાતા નથી. એવી અનેક અગ્નિપરીક્ષાઓમાંથી ઈશ્વરે જ, આપણે ને જગતને સદ્ભાગ્યે, તેમને પાર ઉતાર્યા છે. હજુ પણ તે ઘણાં વરસ ગાંધીજીને આ ભૂતળ પર તેનું જ કાર્ય કરવાને રાખો, ને તેમના યુગમાં જન્મેલું સાર્થક કરવાનું બળ આપણને આપો, એવી પ્રાર્થના આ જયંતીને શુભ પ્રસંગે આપણે વધારે તીવ્રતાથી કરીએ.

† 'ધી રિલિજિયન ઑફ મૅન', પૃ. ૬૯.

આ સંગ્રહમાં જેમના લેખ લીધા છે તેમાંના જેટલાનાં લેખક લેખિકા યા પ્રકાશકની પરવાનગી લેવી આજના સંજોગોમાં લેવી શક્ય હતી તેમની લીધી છે. કેટલાંકની પરવાનગીની અપેક્ષાએ તેમના લેખ લીધા છે. કેટલાક લેખો તો છૂટાછવાયા છપાયેલા મળ્યા છે. એ સર્વેના લેખકોને પહોંચવું પણ અશક્ય હતું. જેમણે જેમણે ઉદારભાવે આમાં લેખ લેવાની પરવાનગી આપી છે તેમનો હું આ સ્થળે આભાર માનું છું. પુસ્તક ૨ જી અકટોબર લગીમાં છાપીને પ્રસિદ્ધ કરવાની આશાએ કેટલીક ઉતાવળ કરી તેને લીધે જે મુદ્રણદોષો રહી જવા પામ્યા છે તેને સારુ હું સુજ્ઞ વાચકોની ક્ષમા માગી લઉં છું.

આવું દરેક કામ જેમની આગળ જઈને બતાવવાની વરસોની ટેવ હતી તે મહાદેવભાઈની ખોટ આવે પ્રસંગે વિશેષપણે સાલે છે. કોને નહીં સાલતી હોય ? તેમના અકાળ મૃત્યુની કોને સ્વપ્ને પણ કલ્પના હતી ? ૧૯૪૨ ના જાન્યુઆરીમાં તો તેમણે મને લખેલું કે 'મારે જે અનેક કામો કરવાનાં છે તેમાં તમારી મદદની જરૂર રહેશે.' પણ વિધાતાની ધારણા જુદી જ હતી. 'મરવાં સોહ્યલાં રે, સંતો સુખે જગતથી જાશે,' એ વચન તેમની કલમે અનેકવાર ચડતું. એવા જ સુખે તેઓ ચાલ્યા ગયા. પચીસ વરસ સુધી જેમનાં અખંડ સાંનિધ્ય ને સેવામાં જીવન વિતાવ્યું હતું તેમના ચરણ આગળ જ એ જીવનનું અંતિમ સમર્પણ થયું. 'ચાહે ગંગાજીકા બટ હો, ચાહે જમના-જીકા તટ હો; એક સાંવરા નિકટ હો, જબ પ્રાન તનસે નિકલે;' એ કોઈ ભક્તજને જ ગાયું છે ને ? પચીસ વરસમાં તેમણે ન કદી સ્વેચ્છાએ આરામ લીધો. ન પરિશ્રમ કરવામાં કદી પાછું વાળી જોયું. અંગ્રેજીમાં કહે છે તેમ જીવનની મીણબત્તીને બે છેડેથી બાળી. ને જે સંજોગોમાં એમનું મૃત્યુ થયું તે જોતાં, એ મૃત્યુ એમના અવિરત, અવિશ્રાન્ત સેવામય જીવન પર કળશરૂપ હતું. ગાંધીજીએ કહ્યું છે : 'એમનો પ્રધાન રસ ભક્તિ હતો.' વરસો પર એકવાર કહે : 'મને રામ થવાની ઇચ્છા જ નથી થતી. મારી પાસે તો હનુમાનનું હૃદય છે, તેને હું રામને ચરણે અર્પણ કરી શકું તો બસ છે.' વસ્તુતઃ હનુમાનની ભક્તિની કલ્પના પણ તેમની ભક્તિ જોઈને જ વધારે યથાર્થ રીતે આવે છે. એકવાર મહાદેવભાઈની ગેરહાજરીમાં ગાંધીજીની સાથે વરસ દહાડો ફરવાનો પ્રસંગ મને મળ્યો ત્યારે ગાંધીજી એમનું કેવું અખંડ રટણ કરતા તે જોવા મળેલું. એવા તાદાત્મ્યનો દાખલો આ કલિયુગમાં તો અજોડ જ છે. એ ભક્તિનો ઉપયોગ

પણ દેશની સેવામાં જ થયો. એને ખાતર લીધેલી ફકીરીમાં તેઓ રાચતા. એકવાર લખે : ' કરના ફકીરી તેરી ક્યા દિલગીરી, સદા મગનમેં રહના રે. ' બીજા એક પ્રિય મિત્રને વિષે તેમણે લખેલું કે ' એ તો घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगन्धम् ના જેવા છે. ' એ વાક્ય એમને પોતાને વિષે પણ એટલું જ સાચું હતું. એમનું જીવન જેમ જેમ સેવામાં ઘસાતું ગયું તેમ તેમ તેની સુગંધ વધતી જ ગઈ, એ અનુભવ તેમના સૌ સ્નેહીઓએ લીધો છે.

મહાદેવભાઈની મહેનત કરવાની શક્તિ અજબ હતી. આખો દિવસ કામ કરીને પણ રાતે મોડા સુધી કંઈક વાંચતા હોય. તેમનું વાચન અતિવિશાળ હતું. પણ એ વિદ્વત્તાનો તેમને કદી ભાર લાગ્યો નહોતો. એક અંગ્રેજ લેખકે કહ્યું છે તેમ ' તેઓ એ બધી વિદ્વત્તાનો ભાર સહેલાઈથી — હળવા ફૂલની પેઠે — ઉપાડતા. ' પણ સૌથી અધિક તો હતું તેમના પ્રેમનું આકર્ષણ. તેમના પરિચયમાં આવનાર સહુનું હૃદય તેઓ હરી લેતા, ને તેથી તેઓ સેંકડોના પરમ મિત્ર હતા. ગાંધીજી ઘણીવાર કહેતા : 'મહાદેવ તો સ્વયંભૂ કવિ છે.' તેમનું આખું જીવન જ એક અત્યંત સુરીલું મધુર કાવ્ય હતું. તેમનાં ત્યાગ, તપસ્યા ને નમ્રતાની વાતો તો તેમના નિકટ પરિચયમાં આવેલા જ જાણતા હશે. તેઓ ભારતના નવોદ્યાનમાં ખીલેલું એક અમોલું પુષ્પ હતા. ગાંધીજીએ એકવાર જે ' બત્રીસલક્ષણા ' હોમવાની વાત કરેલી એવા એ ' બત્રીસલક્ષણા ' હતા. તેઓ તો મરીને પણ અમર થઈ ગયા. જેણે તેમનું વરસો સુધી ભક્તિભાવે ધ્યાન ધરી પ્રેરણા મેળવી, ને તેમનો સહોદર સમાન સ્નેહ અનુભવ્યો, તેનું આ સંગ્રહરૂપ અલ્પ કાર્ય પણ તેમના યત્કિંચિત્ તર્પણરૂપ નીવડો, એ ભાવનાથી આ સંગ્રહ તેમની પુણ્યસ્મૃતિને અર્પણ કર્યો છે.

ગોધરા, ૨–૧૦–૪૪ **ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ**

શિરચ્છત્રરૂપ
મહાદેવભાઈની
પુણ્યસ્મૃતિને

અહા ! એવા રંગે બહુ બહુ પડ્યા વીર રણમાં,
અહા ! એ એકાન્તે સુજન જન જીત્યા જગતમાં;
ગયા ગાતા, વ્હેતા રસિક રસસિન્ધુઝરણમાં;
અહા ! તેની મૂર્તિ પ્રગટ નિરખાતી મરણમાં.

— મણિલાલ

# અનુક્રમણિકા

| વિષય | | પૃષ્ઠ |
|---|---|---|

शिवाय लोकस्य भवाय भूतये य उत्तमश्लोकपरायणा जनाः ।
जीवन्ति नात्मार्थमसौ पराश्रयं मुमोच निर्विद्य कुतः कलेवरम् ॥

भागवत १; ४; १२.

( જે માણસો ભગવાનના ભક્ત છે તેઓ જગતનાં સુખ, સંપત્તિ ને સમૃદ્ધિ માટે જ જીવે છે; પોતાના સ્વાર્થને સારુ જીવતા નથી. તો આ રાજાએ નિર્વેદ પામીને દેહનો ત્યાગ શા સારુ કર્યો ? )

एतावान्हि प्रभोरर्थो यद्दीनपरिपालनम् ।
प्राणैः स्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ॥

भागवत ८; ७; ३८-९.

( બળવાનનું કામ જ એ છે કે દીનનું પાલન કરવું. સાધુ પુરુષો પોતાના ક્ષણભંગુર પ્રાણ વડે પ્રાણીઓની રક્ષા કરે છે. )

तप्यन्ते लोकतापेन साधवः प्रायशो जनाः ।
परमाराधनं तद्धि पुरुषस्याखिलात्मनः ॥

भागवत ८; ७; ४४.

( સાધુ પુરુષો મોટે ભાગે જગતને દુઃખે દુઃખ પામે છે. ભૂતમાત્રના આત્મા એવા પુરુષોત્તમની એ જ મોટામાં મોટી આરાધના છે. )

न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तः स्थितो येन भवन्त्यदुःखाः ॥

भागवत ९; २१; १२.

( હું ઈશ્વરની પાસેથી અષ્ટ મહાસિદ્ધિવાળી પરમ ગતિની કે મોક્ષની ઈચ્છા રાખતો નથી. પણ સર્વ દેહધારીઓની અંદર રહીને હું તેમની પીડા ભોગવું, અને એને લીધે તેઓનું દુઃખ દૂર થાય, એવી મારી પ્રાર્થના છે. )

# ૧. હિંદીઓના નેતા

## જોસેફ ડોક

૧૯૦૭ ના ડિસેંબરના પાછલા ભાગમાં હું ગાંધીજીને પહેલવહેલો મળ્યો. એમને વિષે ખરીખોટી અફવાઓ ઘણી ચાલતી હતી. સત્યાગ્રહની હિલચાલે કંઈક ઉગ્ર રૂપ ધારણ કરવા માંડ્યું હતું. એક પંડિતના કારાવાસથી છાપાંમાં થોડોક ખળભળાટ થયો હતો, અને ગાંધીજીનું નામ એક યા બીજી રીતે લોકોની બત્રીસીએ ચડ્યું હતું. એક દિવસ સાંજે જમતી વખતે એક મિત્રે એશિયાવાસીઓના પ્રશ્નની વાત ઉપાડી. અમે દંપતી દક્ષિણ આફ્રિકામાં નવાં નહોતાં, પણ જોહાનીસબર્ગમાં નવાં નવાં આવેલાં; એટલે પેલા મિત્રે હિંદીઓ વિષેનો પોતાનો અભિપ્રાય અમને જણાવ્યો. એમનું વર્ણન એવું વિચિત્ર ને અમારા અગાઉના તમામ અનુભવથી એવું ઊલટું હતું કે એ સાંભળીને અમારું કુતૂહલ જાગ્યું; ને એને લીધે જ મેં જઈને હિંદીઓના નેતાની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો.

એમની ઑફીસ રીસીક સ્ટ્રીટ અને ઍંડરસન સ્ટ્રીટના ખૂણા પર હતી. તે મને બીજી ઑફીસોના જેવી જ લાગી. તે દેખાવ માટે નહીં પણ કામ માટે હતી એવી છાપ મારા મન પર પડી. બારીઓ ને બારણા પર ઑફીસના માલિકનું નામ હતું, ને જોડે એમની પદવી જણાવવા લખેલું હતું ' ઍટર્ની. ' પહેલી ઓરડી એક સ્ત્રી ટાઈપિસ્ટને આપી રાખેલી હતી. બીજી ઓરડી, જેમાં મને પ્રવેશ આપવામાં આવ્યો, તેમાં ઑફીસના માલિક પોતે બેસતા. તેમાં રાચરચીલું નહીંજેવું હતું ને તેના પર ધૂળ જામેલી હતી. ભીંતો પર થોડાંક ચિત્રો છૂટાંછવાયાં ટાંગેલાં હતાં. એ મોટે ભાગે છબીઓ હતી, ને બહુ સરસ હતી એમ ન કહેવાય. જે હિંદીઓની ટુકડીએ ઝુલુ બળવામાં ઘાયલોની શુશ્રૂષા કરેલી તે ટુકડીની છબિ ઉપરાંત મિસિસ બિસેંટ, સર

વિલિયમ વિલસન હંટર, અને ન્યાયમૂર્તિ રાનડેની છબિઓ, કેટલાક હિંદીઓની છૂટી છૂટી છબિઓ, અને ઇસુ ખ્રિસ્તનું એક સુંદર ચિત્ર, એટલું હતું. કેટલીક જેવીતેવી ખુરસીઓ હતી, ને છાજલીઓ પર કાયદાનાં પુસ્તકો ગોઠવેલાં હતાં. આટલું એ ઑફીસનું રાચરચીલું.

હું કબૂલ કરું છું કે આ બધું તો મારા ધ્યાનમાં પાછળથી આવ્યું. એ વખતે તો, જે પુરુષે મને આવકાર આપ્યો તેમના ઉપર જ મારું બધું ધ્યાન એકાગ્ર થઈ રહ્યું હતું; ને જે અણધાર્યા અનુભવો થવા લાગ્યા હતા તે પ્રમાણે મારા ખ્યાલો નવેસર ગોઠવવાનો પ્રયત્ન હું કરી રહ્યો હતો. મેં હિંદુસ્તાનમાં મુસાફરી કરેલી, એટલે મેં કલ્પેલી અમુક પ્રકારની મુખાકૃતિ મને જોવા મળશે એમ મેં અનાયાસે ધારી લીધેલું. મેં ધારેલું કે જોહાનીસબર્ગમાં એમનો જે પ્રભાવ પડતો દેખાય છે તેને અનુરૂપ એવા કોઈ ઊંચા ને કદાવર શરીરવાળા, ને તેજસ્વી પ્રતાપી ચહેરાવાળા માણસ મને જોવા મળશે. એમના વર્તનમાં ઉદ્ધતાઈ ને ઉગ્રતા દેખાશે એમ પણ મેં ધારેલું. એને બદલે અહીં તો એક નાનકડી, ચપળ ને પાતળી કાયાવાળા પુરુષ મારી સામે ઊભા હતા, અને એમનો સંસ્કારી ને ગંભીર ચહેરો મારા ચહેરા સામે જોઈ રહ્યો હતો. એમની ચામડી ઘઉંવર્ણી હતી; આંખો કાળી હતી; પણ જે સ્મિતનો પ્રકાશ એમના મુખ પર છવાયો હતો, ને એમની આંખો જે સીધો ને નિર્ભય દૃષ્ટિપાત કરતી હતી, તે જોતાંવેત સામા માણસનું હૃદય મોહવશ થઈ જાય એવું હતું. એમની ઉંમર અડત્રીસેક વરસની હશે એવો ખ્યાલ મેં બાંધ્યો, તે ખરો નીવડ્યો. પણ એમના માથા પર ક્યાંક ક્યાંક ધોળા વાળની છાંટ હતી તે એમને માથે કામનો જે ભારે બોજો પડતો હતો તેની નિશાની હતી. એમનું અંગ્રેજી જરા પણ ભૂલ કે ખોડખાંપણ વિનાનું, અણીશુદ્ધ હતું. તેઓ ભારે સંસ્કારી માણસ હતા એ સ્પષ્ટ દેખાતું હતું.

તેમણે મને બેસવાનું કહ્યું, ને મારા આગમનનું કારણ મેં સમજાવ્યું તે સાંભળી લીધું. મેં મારું કહેવાનું પૂરું કર્યું ત્યાં સુધી, મેં જે જે મુદ્દા રજૂ કર્યા તેની મનમાં નોંધ લેતાં તેઓ માથું હલાવતા હતા, અને વચ્ચે વચ્ચે ઝડપથી 'હા', 'હા' એમ કહ્યે જતા હતા. પછી એમણે મુખ્ય મુદ્દાની જ ચર્ચા એકદમ ઉપાડી. પોતાના વિચારો ભારપૂર્વક દર્શાવવાને ક્યાંક ક્યાંક તેઓ આંગળીઓનો ઉપયોગ કરતા હતા. તેમણે થોડાંક ટૂંકાંટચ ને અર્થવાહી

વાક્યોમાં એશિયાવાસીઓની સ્થિતિનું જેવું સ્પષ્ટ, દીવા જેવું બયાન આપ્યું તેવું મેં કદી સાંભળ્યું નથી. એ લડતમાં ધાર્મિક તત્ત્વો કયાં ને કેટલાં હતાં એ જાણવાને હું આતુર હતો. એ તત્ત્વોનું વર્ણન તેમણે મને સહેજે ગળે ઊતરી જાય એટલી સ્પષ્ટતાથી આપ્યું; અને જ્યાં જ્યાં સહેજ પણ અટપટો મુદ્દો આવે ત્યાં ધીરજથી ખુલાસા કર્યા. હું એમનો મુદ્દો સમજ્યો છું એવો સંતોષ એમને થાય પછી જ આગલા મુદ્દાની ચર્ચા શરૂ કરતા. એકવાર, હું એમનો વિચાર ખરેખર સમજ્યો છું કે મેં વિવેકને ખાતર જ સમજ્યાની હા પાડી છે, એ જોવાને તેઓ કંઈક વધારે વાર થંભી ગયા. એટલે મેં નોંધપોથી બંધ કરી. મને લાગ્યું કે એમણે કહેવાનું બધું કહી દીધું. એમણે કહ્યું : “ એ બંધ ન કરશો. મુખ્ય વાત તો હજુ હવે આવવાની છે. ”

એમનામાં શાંતિ ને આત્મવિશ્વાસવાળું મનોબળ હતું. હૃદયની વિશાળતા હતી, પારદર્શક સત્યનિષ્ઠા હતી; તેને લીધે હું આ હિંદી નેતા તરફ પ્રથમ દર્શને જ આકર્ષાયો. અમે મિત્ર બનીને છૂટા પડ્યા.

અત્યારે હું એમનો વિચાર કરું છું ત્યારે મારી નજર આગળ બે દૃશ્યોનો બીજા કરતાં વધારે તાદૃશ ચિતાર ખડો થાય છે.

‘ ब ’ ફોજદારી અદાલતમાં મુકદ્દમો ચાલી રહ્યો છે. ઉશ્કેરાયેલા એશિયા-વાસીઓની મોટી મેદની અદાલતને બારણે ભચડાઈ રહી છે, ને અદાલતની બહાર પણ મોટું ટોળું ઊભું છે. મૅજિસ્ટ્રેટના મનમાં શંકા ને અશ્રદ્ધાનો ભાવ છે. તેના ચહેરા પર બેચેની ને ગભરાટનાં ચિહ્ન છે. એની બેઠકની નીચે અર્ધવર્તુળના આકારમાં વકીલો વગેરેની બેઠક છે.

‘ મોહનદાસ કરમચંદ ગાંધી ’ ના નામની બૂમ પડતાં હું ફરી પાછી એ પાતળી, ચપળ કાયાને મોખરે આવી ચપ દઈને કેદીની જગા લેતી જોઉં છું. પોતાના પીડિત દેશભાઈઓને કાજે તે ‘ બે મહિનાની કેદ ’ ની સજા સ્વીકારી લે છે. એ પહેલાં જ મસજિદમાં ભેગા થયેલા સેંકડો હિંદીઓની આગળ ભાષણ કરતાં એમણે આ વચનો કહેલાં : “ કોઈ ગમે તેમ કહે, તોયે હું તો હંમેશાં ફરીફરીને કહીશ કે આ લડત એ ધાર્મિક સ્વતંત્રતા માટેની લડત છે. ધર્મ એટલે ધર્મની રૂઢિઓ કે ધાર્મિક સંપ્રદાયના આચારો એવો અર્થ હું નથી કરતો. હું તો એ ધર્મની વાત કરું છું જે સર્વ ધર્મોના કે સંપ્રદાયમાત્રના મૂળમાં રહેલો છે, અને જે આપણને આપણા સરજનહારનું મોઢામોઢ દર્શન

કરાવે છે. વિચારપૂર્વક પ્રતિજ્ઞા લઈને પછી તમે, ટ્રાન્સવાલમાં વિના-અડચણે રહી શકાય એટલા માટે, જો એ પ્રતિજ્ઞાનો ભંગ કરશો તો તમે માણસ મટી જશો; તો તમે જરૂર ઈશ્વરને તજી દીધો ગણાશે. ઈસુના શબ્દોમાં ફરી કહું કે જેઓ ઈશ્વરને અનુસરવા માગતા હોય તેમણે જગતનો ત્યાગ કરવો પડે છે. હું મારા દેશભાઈઓને આ પ્રસંગે જગતનો ત્યાગ કરવા, ને બાળક જેમ માતાના થાનને વળગે તેમ ઈશ્વરને વળગી રહેવા, વિનંતી કરું છું." કેવાં વીરતાભર્યાં ને ચિરસ્મરણીય વચનો !

બીજા એક દૃશ્યનો પણ એટલો જ તાદૃશ ચિતાર મારી નજર આગળ ખડો થાય છે. કેટલાક પઠાણોએ એમના પર હુમલો કર્યો હતો, ને એમને મરણતોલ માર માર્યો હતો. એમને ભાન આવ્યું ત્યારે તેઓ પાસેની એક ઑફીસમાં પડ્યા હતા. મારની જગાએથી એમને ત્યાં ઉપાડી જવામાં આવ્યા હતા. એક પળ પછી હું તેમને મળ્યો. તેઓ અસહાય હતા. લોહી વહ્યે જતું હતું. ડાક્ટર ઘા ધોઈ રહ્યો હતો. પોલીસ અમલદારો પાસે બેસી તેમને જોઈ રહ્યા હતા ને તેમનું કહેવું સાંભળી રહ્યા હતા. તેમના શરીરમાં જે કંઈ થોડું બળ હતું તે વાપરીને તેમણે સાફ કહી દીધું કે એ હુમલો કરનારાની સામે મુકદ્દમો ન જ ચાલવો જોઈએ. તેમણે કહ્યું: "એમણે તો માનેલું કે તેઓ જે કરી રહ્યા છે તે વાજબી છે. એમની સામે ફરિયાદ કરવાની મારી જરાયે ઇચ્છા નથી." પેલાઓને સજા તો થઈ, પણ ગાંધીજીએ એ મુકદ્દમામાં કશો ભાગ ન લીધો.

આ દૃશ્યો સ્મરણમાંથી કદી ભૂંસાય એવાં નથી. એમાં એ પુરુષનું ખરું દર્શન થાય છે. આપણા આ હિંદી મિત્ર ઘણાખરા માણસોના કરતાં ઊંચી કક્ષાએ જીવે છે. એમનાં કામો ઘણીવાર ઘેલાં ને વિચિત્ર ગણાય છે, ને કેટલાક લોકો ઘણીવાર એને ઊલટા રૂપમાં જ સમજે છે. જે ગોરાઓ એમને ઓળખતા નથી તેઓ માને છે કે એમના મનમાં કંઈક નીચ હેતુ છે, પૂર્વની પ્રજામાં કલ્પાય છે એવું કંઈક 'કપટીપણું' છે, ને તેથી જ તેઓ આટલા બધા સંસારવિમુખ દેખાય છે. પણ જે ગોરાઓ ગાંધીજીને ઓળખે છે તેમને એમની હાજરીમાં પોતાને વિષે શરમ ઊપજે છે.

હું માનું છું પૈસાનું એમને જરાયે આકર્ષણ નથી. એમના દેશભાઈઓ ગુસ્સે થાય છે, ને કહે છે: "તેઓ કશું લેતા જ નથી. તેઓ અમારા પ્રતિ-

નિધિ તરીકે વિલાયત ગયા ત્યારે અમે જે પૈસા આપેલા તે તેમણે પાછા લાવીને અમને આપી દીધા. અમે એમને નાતાલમાં જે ભેટો આપી તે તેમણે અમારા જાહેર ફંડમાં આપી દીધી." તેઓ ગરીબ છે કેમકે તેઓ ગરીબ બનવા માગે છે.

એમના દેશભાઈઓ એમને જોઈને આશ્ચર્ય પામે છે; એમની વિચિત્ર લાગતી નિઃસ્વાર્થતા માટે એમના પર ગુસ્સે થાય છે; અને ગર્વ ને વિશ્વાસપૂર્વક એમને ચાહે છે. તેઓ એક અગ્રેસર ને અસાધારણ પુરુષ છે. એમની સાથે ફરવું એ જ એક મોટું શિક્ષણ છે; ને એમનો પરિચય થતાંવેત એમને વિષે પ્રેમ ઊપજે છે.

(૧૯૦૮)

## ૨. ગાંધીજીની ધર્મભાવના

### જોસેફ ડોક

ગાંધીજીના ધાર્મિક વિચાર અને ધર્મના વિષયમાં એમનું સ્થાન, એને વિષે આ દેશમાં ઘણી ચર્ચા થઈ છે એ સ્વાભાવિક છે. થોડા દિવસ પહેલાં મને કહેવામાં આવ્યું કે 'તેઓ બૌદ્ધ છે.' થોડા જ વખત પર એક છાપાએ એમને 'ખ્રિસ્તી મુસલમાન' તરીકે વર્ણવ્યા હતા — એ મિશ્રણ તો અસાધારણ કહેવાય! બીજા કેટલાક માને છે કે તેઓ મૂર્તિપૂજા કરે છે. ઘણા તેમને થિયૉસૉફિસ્ટ માને છે. કોઈ પણ એક ધાર્મિક સંપ્રદાય તેમને સર્વાંશે પોતાના હાથમાં રાખી શકે કે કેમ એ વિષે મને શંકા છે. એક રાતે ઘરમાં શાંતિ હતી ત્યારે અમે સવાર સુધી આ વિષયની ચર્ચા કરી. એનું પરિણામ નીચે આપ્યું છે.

તેમની દૃઢ પ્રતીતિ છે કે પ્રાચીન હિંદુ ધર્મ — એટલે કે જૂનામાં જૂના ધર્મગ્રન્થોમાં વર્ણવેલો હિંદુ ધર્મ — શુદ્ધ ધર્મ હતો, ને તેમાં મૂર્તિપૂજા નહોતી; હિંદુસ્તાનની આધ્યાત્મિક શ્રદ્ધા જડવાદથી કલુષિત થવા પામી છે, ને તેને લીધે એ દેશે રાષ્ટ્રોમાં પોતાનું જે અગ્રેસરપદ હતું તે ગુમાવ્યું છે; સર્વવ્યાપી ઈશ્વરે યુગે યુગે જુદા જુદા અવતાર લીધા છે; ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે:

"જ્યારે જ્યારે ધર્મ મંદ પડે છે ને અધર્મ જોર કરે છે ત્યારે ત્યારે હું અવતાર લઉં છું. સજ્જનોની રક્ષા માટે, દુર્જનોના વિનાશ માટે, ને ધર્મની સંસ્થાપના માટે હું યુગે યુગે જન્મ લઉં છું."

મેં કહ્યું: "પણ તમારા ધર્મવિચારમાં ખ્રિસ્તી ધર્મને કંઈ અગત્યનું સ્થાન છે ખરું?"

તેમણે કહ્યું: "હા, છે. ઇસુ ખ્રિસ્ત એક તેજસ્વી અવતાર છે."

મેં કહ્યું: "એમ તો હું પણ માનું છું."

ગાંધીજીએ નિખાલસતાથી કહ્યું: "તમારો ને મારો અર્થ એક નથી. હું એમને એ સિંહાસન પર એકલા બેઠેલા નથી જોઈ શકતો; કેમકે હું માનું છું કે ઈશ્વરે ફરીફરીને અનેક અવતાર લીધા છે."

તેમને મન ધર્મ એ અતિશય વહેવારુ વસ્તુ છે. તેમનાં સર્વ કાર્યોનું મૂળ ધર્મ છે. દક્ષિણ આફ્રિકામાં ચાલી રહેલી સત્યાગ્રહની લડત સામે એક એવી દલીલ ઘણીવાર કરવામાં આવે છે કે "તે કેવળ રાજકીય હિલચાલ છે. તેમાં નૈતિક અંશો છે ખરા, પણ તેની સાથે ધર્મને કશો સંબન્ધ નથી." ગાંધીજી પોતે માને છે કે રાજકારણ, નીતિ, વેપાર — જે જે વસ્તુને અંતરાત્મા સાથે સંબંધ છે તે બધી — નો ધર્મમાં સમાવેશ થવો જોઈએ.

એમના મન પર ઈસુના ગિરિપ્રવચનની બહુ જ ઊંડી છાપ પડી છે એ સ્વાભાવિક છે. એ પ્રવચનમાં તેમજ ગીતામાં અને 'લાઈટ ઑફ એશિયા'-માં જે ત્યાગવૃત્તિનો ચિતાર છે તે તેમને પૂરેપૂરી રુચે છે. આત્મા પર જય મેળવવો, અને પરમાત્માને જીવનનો સુકાની માની એ બતાવે તે રસ્તે ચાલવું, એ પરમ પુરુષાર્થનાં સાધન છે એમ તેઓ માને છે. સર્વોચ્ચ ધ્યેય તે બુદ્ધે સાધ્યું તે, ગાંધીજીના અર્થ પ્રમાણે સેંટ જોને બતાવ્યું તે — એટલે કે મુક્તાત્માનું પરમાત્મા સાથે સંપૂર્ણ તાદાત્મ્ય — છે, એવો તેમનો મત છે.

કોઈ પણ ધર્મે ઠરાવેલા મત એમના વિચારોને સમાવી લેવા જેટલા વિશાળ હશે કે કેમ, અથવા તો કોઈ પણ ધાર્મિક સંપ્રદાય એમને પોતાના વાડામાં પૂરી રાખી શકશે કે કેમ, એ વિષે મને શંકા છે. યહૂદી, ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન, પારસી, બૌદ્ધ અને કનફ્યુશિયન એ સર્વને ઈશ્વરનાં સંતાનો તરીકે એમના હૃદયમાં સ્થાન છે. "ત્યારે તમે થિયોસૉફિસ્ટ છો?" મેં પૂછ્યું.

તેમણે ભાર દઈને કહ્યું: "ના. હું થિયૉસૉફિસ્ટ નથી. થિયૉસૉફીમાં એવું ઘણું છે જે મને આકર્ષક લાગે છે. પણ એના બધા મતો ને સિદ્ધાન્તો હું કદી સ્વીકારી શક્યો નથી."

આ વિશાળ સમભાવ એ ખરેખર સત્યાગ્રહની હિલચાલનો એક પ્રધાન સૂર છે. તેણે હિંદી કોમના સર્વ વિભાગોને સ્નેહગ્રંથીથી બાંધ્યા છે. કયા ધર્મના માણસોએ લડતમાં મોટામાં મોટો ફાળો આપ્યો છે તે નક્કી કરવું અશક્ય છે. અહમદ મહમદ કાછલિયા, દાઉદ મહમદ, અને ઇમામસાહેબ અબ્દુલ કાદર બાવઝીર મુસલમાન છે. પારસી રુસ્તમજી અને સોરાબજી અડાજણિયા પારસી છે. વ્યાસ અને થંબી નાઇડુ હિંદુ છે. સહુએ જેલ ભોગવી છે. સહુએ યથાશક્તિ સેવા કરવામાં મણા નથી રાખી. સાથે રહીને દુઃખો ભોગવવાથી આ અને બીજા સહાયકોમાં જે પ્રેમ અને ભ્રાતૃભાવ પેદા થયા છે તેને લીધે ધર્મના ભેદો ભુલાઈ ગયા છે.

ગયા ઑગસ્ટમાં બનેલો એક બનાવ આના દૃષ્ટાન્તરૂપ છે. તામીલ નેતા થંબી નાઇડુને પખવાડિયાની સખત કેદની સજા થઈ હતી. આ તેમની ત્રીજી-વારની જેલજાત્રા હતી. ગાંધીજીએ મને કહ્યું : "ચાલો આપણે સાથે જઈને એમનાં બીમાર પત્નીને મળી આવીએ." મેં ખુશીથી હા પાડી. રસ્તે મસ-જિદના મોલવી ને ઇમામ, ને એક યહૂદી ગૃહસ્થ અમારી સાથે થયા. એક નાનકડી હિંદુ મહિલાને તેને ઘેર આશ્વાસન આપવા જનાર આ મંડળ વિચિત્ર હતું — બે મુસલમાન, એક હિંદુ, એક યહૂદી, ને એક ખ્રિસ્તી. એ બહેન ઘરમાં ઊભી હતી. મોટા છોકરાએ એને ટેકો આપ્યો હતો, ને તેની આંખ-માંથી આંસુની ધારા ચાલી રહી હતી. તેને થોડા જ દિવસમાં પ્રસૂતિ થવાની હતી. અમે બધાએ પ્રાર્થના કરવા સાથે માથાં નમાવ્યાં. તે પછી મોલવી ઉર્દૂમાં દિલાસાના થોડાક શબ્દો બોલ્યા. અમે દરેકે અમારી પોતપોતાની રીતે એને આશ્વાસન આપવાને જે કહી શકાય તે કહ્યું. જે દૈવી પ્રેમ ધર્મના વાડાઓ ને જાતિ ને રંગના ભેદો જોઈને હસે છે તે પ્રેમની ઝાંખી થવાના જે અનેક પ્રસંગો છેલ્લા કેટલાક વખત થયાં જોવામાં આવ્યા છે તેમાંનો આ એક પ્રસંગ હતો. ગાંધીજીના આદર્શનું એ પ્રત્યક્ષ દર્શન હતું.

મુખ્યત્વે ગાંધીજીની અહિંસાની ભાવનાને લીધે, તથા આરોગ્ય વિષેના તેમના વિચારોને લીધે, નિરામિષાહાર એ તેમનો ધાર્મિક સિદ્ધાંત છે. એ

લડાઈ તેમની માતાની અસર તળે નાનપણમાં જ લડાઈ ચૂકેલી. પણ ત્યારથી માંસાહારનો ત્યાગ એમને માટે પાકી શ્રદ્ધાનો વિષય થઈ પડ્યો છે, ને તેઓ ઉત્સાહપૂર્વક એનો ઉપદેશ કરે છે. ટ્રાન્સવાલની જેલોમાં જ્યારે અધિકારીઓએ ખોરાકમાં ઘીની જગાએ જાનવરની ચરબી વાપરવાનો આગ્રહ રાખ્યો ત્યારે તેમના અનુયાયીઓએ એને અડકવાને બદલે ભૂખ્યા રહેવું પસંદ કર્યું હતું.

સાદી રહેણી એ પણ એમનો એક સિદ્ધાંત છે. સર્વ પ્રકારના મોજશોખ ને ભોગવિલાસ એ બૂરી ચીજ છે એમ તેઓ માને છે. તેઓ કહે છે કે આપણા જમાનાની ઘણી બીમારીઓ ને ઘણુંખરું પાપ આ કારણને જ આભારી છે. દેહ પર કડક સંયમ રાખવો, તપ ને તિતિક્ષા વડે દેહનું દમન કરવું, ને થોરો તથા ટૉલસ્ટૉયની પેઠે પોતાની જરૂરિયાતો ઘટાડી ઓછામાં ઓછી કરી નાખવી, એમાં એમને ખરેખરો આનંદ આવે છે. એ આનંદની બરોબરી કરી શકે એવો બીજો કોઈ આનંદ હોય, તો તે બીજા માણસોને એ જ રસ્તે દોરવાનો છે. તેઓ જોહાનીસબર્ગમાં જે ઘરમાં સામાન્યપણે રહે છે ત્યાં બેસીને હું આ લખી રહ્યો છું. એક બાજુ ખુલ્લો ચૂલો છે. એક તરફ તેમની સૂવાની પથારીનો વીંટો વાળીને મૂકેલો છે. તેઓ અહીં જે જીવન ગાળે છે તેના કરતાં અધિક અભિમાનરહિત ને પ્રમાદરહિત જીવન કલ્પવું મુશ્કેલ છે. દેહની આળપંપાળ કરે એવી એકેએક ચીજનો અહીં ત્યાગ કરેલો છે. આપણા આ મિત્ર જેને કર્તવ્ય માને છે તે કરે છે; જે જે અનુભવ થાય છે તેને શાંતિથી ઝીલી લે છે; માન મળે તો અભિમાન વિના લે છે; અને ફરજ બજાવતાં અપમાન વેઠવા વારો આવે તો, જેમ નકામો થયેલો ડગલો માણસ ઉતારી નાખે, તેમ માનને જતું કરે છે.

**वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।**

ગાંધીજી સાંપ્રદાયિક અર્થમાં ખ્રિસ્તી નથી. એને માટે રૂઢિમાન્ય ખ્રિસ્તી ધર્મે પોતાનો જ વાંક કાઢવાનો છે. ખ્રિસ્તી ધર્મ ઈસુ ખ્રિસ્તને જે વેશ પહેરાવે છે તે વેશમાં ઈસુની પ્રેમળતા જોવાનું આ વસાહતોમાં કોઈ હિંદીને મન ભાગ્યે જ થાય એવું છે. હિંદ અને ચીનના આ જે હજારો માણસો આપણી વચ્ચે વસેલા છે તેમના જીવનમાં જોહાનીસબર્ગના ખ્રિસ્તી ધર્મસંઘે શો રસ લીધો છે ? લગભગ કંઈ જ નહીં. ઈસુએ જેમને માટે પ્રાણાર્પણ કર્યું તે જીવોમાં એમનો પણ સમાવેશ થાય છે, એવી લાગણી તેમનાં મનમાં પેદા

કરવાને આપણે પ્રયત્ન કર્યો છે ખરો ? જરાયે નહીં. કોઈ કોઈ વ્યક્તિઓએ છૂટાછવાયા પ્રયત્નો કર્યા છે ખરા; અને થોડાક હિંદીઓ ખ્રિસ્તી દેવળોમાં આવે પણ છે. પણ મોટે ભાગે તો આપણે તેમને અળગા જ રાખ્યા છે. જે ખોબા જેટલા માણસોએ ઇસુના ધર્મસંઘમાં હજુ પણ પ્રેમાળ હૃદય છે એમ બતાવવાનો પ્રયાસ કર્યો છે, અને એક પીડિત પ્રજાની વતી એક શબ્દ પણ બોલવાની હિંમત કરી છે, તેમને સર્વ પ્રકારની ગાળો દેવામાં આવી છે, ને હિંદીઓની સાથે તેમના પર પણ સિતમ ગુજારવામાં આવ્યો છે. એક સુન્દર સિદ્ધાન્ત, અને આપણે આંગણે વસતા હિંદીઓ પ્રત્યેનું આપણું વર્તન, એ બેની વચ્ચે આ જે વિરોધ છે તે જોઈને વિચારશીલ માણસનું મન પાછું પડે છે.

હું માનું છું આપણે આ સત્યાગ્રહનું આંતરિક સ્વરૂપ પણ સમજી શક્યા નથી; અને ખ્રિસ્તી ધર્મસંઘોએ એ લડત પ્રત્યે જે દેખીતી બેદરકારી રાખી છે તે પણ આ લોકોને ઘણી જ કડી છે. વસ્તુતઃ આ લડત એ મજૂરમાલિકનો ઝઘડો નથી, તેમ રાજદ્વારી ચાલબાજી પણ નથી. એ તો એ લડતનાં ગૌણ અંગો છે. એ લડત તો એશિયાવાસીઓમાં તેમના મનુષ્યત્વનું ભાન જાગ્યાની નિશાની છે; આપણા સમાજમાં તેઓ ગુલામ કે દલિત બનીને રહેવા માગતા નથી એનું ચિહ્ન છે. ખ્રિસ્તીઓએ તેમના પ્રત્યે ઇસુની રીતે વર્તવું જોઈએ એવો તેમનો દાવો તેઓ આ લડત વાટે રજૂ કરે છે, ને એને માટે કષ્ટો સહન કરે છે. આ અદ્ભુત વસ્તુ સરકાર અને ખ્રિસ્તી સંઘો બંને જોઈ શક્યાં નથી.

હજુ યાત્રી તેને મુકામે પહોંચ્યો નથી એમ હું માનું છું; છતાં તે દરમ્યાન ભગવાન ઇસુએ પોતે કહેલાં વચનો હું ભૂલી શકતો નથી: " નાથ, નાથ કહીને મારું રટણ કરનાર દરેક જણ સ્વર્ગરાજ્યમાં પ્રવેશ પામવાનો નથી; પણ જે મારા સ્વર્ગવાસી પિતાની ઇચ્છા અનુસાર વર્તશે તેને જ ત્યાં પ્રવેશ મળવાનો છે. "

(૧૯૦૮)

## ૩. ગાંધીજીની હિંમત

### એક અજ્ઞાત લેખક

ગાંધીજી સાથેની મારી મુલાકાત વિચિત્ર સંજોગોમાં થઈ હતી. બોઅર યુદ્ધ દરમ્યાન, ૧૯૦૦ ના જાન્યુઆરીમાં બ્રિટિશ લશ્કરે મોટી પીછેહઠ

કરેલી તે વેળાએ, સ્પાયન કૉપથી જવાના રસ્તા પર એ મુલાકાત થયેલી. આગલે દિવસે બપોરે, હેરાન થઈ રહેલા જે સૈનિકો ટેકરી પર લાચાર બનીને પડ્યા હતા તેમની પાસે પાણી લઈ જતી ખચ્ચરની હારને સ્પાયન કૉપનું ચઢાણ ચઢતી મેં જોયેલી. ખચ્ચર તેમની પીઠ પર બન્ને બાજુ અક્કેક એમ નાખેલી બબ્બે મોટી પખાલોમાં પાણી લઈ જતાં હતાં; ને કેટલાક હિંદીઓ તેમની આગળ ચાલી તેમને દોરી જતા હતા. તેઓ ટેકરી પર ચડી રહ્યાં એટલે સામેથી શત્રુની બંદૂકોનો સખત મારો ચાલ્યો. પણ તેથી આ વિચિત્ર લાગતો ખચ્ચરનો કાફલો ન અટકતાં ધીરે ધીરે આગળ ચાલ્યો. અક્કેક હિંદી પડતો જાય તેમ તેમ તેની ખાલી જગા પૂરવાને બીજો હિંદી આગળ આવતો. તે પછી ગાંધીજીએ નાતાલમાં ઊભા કરેલા શુશ્રૂષાપથકની આકરી ફરજ શરૂ થતી. આવા પ્રસંગોએ હિંદીઓ તેમની હિંમતનો પુરાવો આપતા; અને સૌથી વિશેષ હિંમત તો જેમનું આ રેખાચિત્ર લખાય છે તે પુરુષે બતાવેલી. આખી રાત જે કામ ચાલ્યું તેનાથી એમના કરતાં ઘણી જબ્બર કાયાવાળા માણસો પણ લોથ થઈ ગયા હતા. પરોઢિયે મેં ગાંધીજીને રસ્તાની બાજુએ બેસી લશ્કરના નિયમ પ્રમાણે મળેલું મોટું બિસકીટ ખાતા જોયા. બુલરના લશ્કરનો એકેએક માણસ થાકેલો ને નાસીપાસ થઈ ગયેલો હતો, ને વાતવાતમાં ગાળોની ઝડી વરસતી. પણ ગાંધીજીની મુખમુદ્રા પર ગાંભીર્ય ને ગૌરવ હતાં, ને પ્રસન્નતા હતી. તેમની વાતચીતમાં આત્મવિશ્વાસ દેખાઈ આવતો હતો. અને તેમની આંખમાં હેતનું અમી હતું. તેમણે એક વસ્તુ સરસ કરી. અમારી ઓળખાણ સહેજ વાતમાં થઈ, ને તે વધીને આગળ જતાં મિત્રતા બંધાઈ. નાતાલના યુદ્ધ દરમ્યાન મેં આ પુરુષને ને એમના બિનઘડાયેલા શુશ્રૂષાપથકને ઘણી લડાઈઓમાં કામ કરતાં જોયાં. જ્યારે જ્યારે ક્યાંક મદદ પહોંચાડવાની હોય ત્યારે ત્યારે તેઓ હાજર હોય જ. એમની નિરભિમાન નિર્ભયતાને લીધે એમને ઘણા જીવનો ભોગ આપવો પડ્યો. છેવટે, જ્યાં ગોળીઓ વરસતી હોય એવી જગાએ તેમને જવાની મનાઈ કરનારો હુકમ કાઢવામાં આવ્યો. ગાંધીજી તો એ વેળા પોતાની ફરજ બજાવ્યે જ ગયા. અને થોડા વખત પર, એમના વિજયની ઘડીએ, હિંદીઓની હિલચાલમાં મદદ કરનાર ગોરાઓને અપાયેલા જમણ વખતે, જ્યારે એમના સેંકડો દેશભાઈઓ અને ઘણા ગોરાઓએ એમની મુક્ત કંઠે

સ્તુતિ કરી, ત્યારે ગાંધીજીએ તો જવાબમાં એટલું જ કહ્યું કે 'મેં તો માત્ર મારી ફરજ બજાવી છે.*

(૧૯૧૧)

## ૪. માનવતાનું પરમોચ્ચ શિખર

### ગોપાળ કૃષ્ણ ગોખલે

૧

મારે કહેવું જોઈએ કે ગાંધીજીએ આ સત્યાગ્રહને અંગે જે અમર ભાગ ભજવ્યો છે તે પછી, કોઈ પણ હિંદીના મનમાં — અહીંયાં શું કે હિંદીઓની બીજી કોઈ પણ સભામાં શું — તેમનું નામ ઉચ્ચારતાં ઊંડી લાગણી ને ગર્વ ઊપજ્યા વિના નહીં રહે. મારે ગાંધીજી સાથે નિકટનો પરિચય છે એને હું મારા જીવનનો એક લહાવો સમજું છું. અને હું તમને કહી શકું છું કે એમના કરતાં અધિક શુદ્ધ, અધિક પુણ્યશાળી, અધિક શૂરવીર, ને અધિક ઉન્નત કોઈ આત્મા આ પૃથ્વી પર કદી વિચર્યો નથી. ગાંધીજી એવા પુરુષોમાંના એક છે જેઓ, પોતે સાદું ને તપોમય જીવન ગાળતા હોઈ ને માનવપ્રેમ તથા સત્ય અને ન્યાયના ઉચ્ચતમ સિદ્ધાંતોને એકનિષ્ઠાથી અનુસરતા હોઈ, તેમના નબળા માનવબંધુઓની આંખોને જાણે જાદુ વડે સ્પર્શે છે ને તેમને નવી દૃષ્ટિ આપે છે. તેઓ એક એવા પુરુષ છે જેમને વિષે યથાર્થપણે એમ કહી શકાય કે તેઓ પુરુષોમાં પુરુષોત્તમ, વીરોમાં વીરતમ, દેશસેવકોમાં અગ્રેસર દેશસેવક છે; અને આપણે એમ પણ કહી શકીએ કે એમનામાં ભારતવર્ષની માનવતા અત્યારે તેને પરમોચ્ચ શિખરે પહોંચી છે.+

૨

જેઓ ગાંધીજીના અંગત સમાગમમાં આવ્યા હશે તેઓ જ એ પુરુષનું વ્યક્તિત્વ કેવું અદ્ભુત છે તે સમજી શકશે. જે ખમીરમાંથી વીર-

---

* ૧૯૧૧ ના જુલાઈમાં જોહાનીસબર્ગના 'ઈલસ્ટ્રેટેડ સ્ટાર' નામના પત્રમાં, બોઅર યુદ્ધમાં ભાગ લેનાર એક ગોરા સજ્જને સહી વિના લખેલો લેખ.

+ ૧૯૦૯ માં લાહોરમાં મળેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો લગતો ઠરાવ રજૂ કરતાં આપેલા ભાષણમાંથી.

પુરુષો ને શહીદો પાકે છે તે જ ખમીરમાંથી તેઓ પેદા થયા છે એ વિષે શંકા નથી. પણ એમનામાં એથી કંઈક વધારે છે. એમનામાં તો આસપાસના સામાન્ય માણસોને વીર ને શહીદ બનાવવાનું અજબ આત્મબળ છે. તમે ખરું માનશો ? ટ્રાન્સવાલમાં ચાલેલી સત્યાગ્રહની લડતમાં આપણા દેશની ઇજ્જત સાચવવાને ગાંધીજીની આગેવાની નીચે આપણા સત્તાવીસસો દેશભાઈઓએ કારાવાસની સજા સ્વીકારી હતી. એમાં કેટલાક માણસો તો સારી પેઠે શ્રીમંત હતા; કેટલાક નાના નાના વેપારી હતા; પણ મોટા ભાગના તો ફેરિયા, મજૂર વગેરે સાવ ગરીબ માણસો હતા — તેમને શિક્ષણ મળેલું નહોતું, પોતાના જીવનમાં સ્વદેશને વિષે વિચાર કે વાત કરવાની ટેવ નહોતી. છતાં એ માણસોએ ટ્રાન્સવાલમાં હિંમત કરીને કારાવાસની યાતનાઓ વેઠી. અને કેટલાક તો પોતાના દેશવાસીઓની સામે થયેલા અપમાનકારક કાયદાને તાબે થવાને બદલે ફરીફરીને જેલમાં ગયા. એ લડત દરમ્યાન ઘણાં ઘર ભાંગ્યાં; ઘણાં કુટુંબો છિન્નભિન્ન થઈ ગયાં; એક કાળે શ્રીમંત એવા કેટલાક માણસોનું સર્વસ્વ ગયું ને તેઓ સાવ નિર્ધન બની ગયા; સ્ત્રીઓ ને બાળકોએ પારાવાર મુસીબતો વેઠી. પણ તેમનામાં ગાંધીજીની ભાવનાએ સંચાર કર્યો હતો, અને એ ભાવનાએ તેમનામાં પરિવર્તન કરાવ્યું હતું. મનુષ્યની ભાવના માણસોનાં મન પર, એટલું જ નહીં પણ આસપાસના ભૌતિક વાતાવરણ પર પણ, કેટલો ભારે પ્રભાવ પાડી શકે છે એનું આ દૃષ્ટાન્ત આપણે જોઈએ છીએ. ગાંધીજીએ મારા પર જેવી આધ્યાત્મિક અસર પાડી છે એવી અસર પાડનાર બે પુરુષોને મેં આખી જિંદગીમાં જોયા છે —એક આપણા વયોવૃદ્ધ નેતા દાદાભાઈ નવરોજી, ને બીજા મારા સ્વર્ગસ્થ ગુરુ રાનડે. એ પુરુષોની સમક્ષ આપણે કંઈ પણ અઘટિત કામ કરતાં શરમાઈએ છીએ, એટલું જ નહીં પણ એમની હાજરીમાં આપણાં મન પણ કશો કુવિચાર કરતાં ડરે છે. દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડત ખરેખર ગાંધીજીએ જ પ્રયત્નપૂર્વક ઊભી કરી છે. તેઓ સ્વાર્થરહિત અને નિષ્કલંક છે. ગયાં વીસ વરસથી તેઓ આ દેશને માટે એ મોટી લડત લડી રહ્યા છે; અને હિંદુસ્તાન એમનું અત્યંત ઋણી બન્યું છે. એ લડતને કાજે તેમણે સર્વસ્વનો ભોગ આપ્યો છે. તેમની ધીકતી વકીલાત ચાલતી હતી. વરસે પાંચથી છ હજાર પાઉંડની આવક હતી. દક્ષિણ આફ્રિકામાં વકીલને માટે એટલી આવક ઘણી

સારી ગણાય છે. પણ એમણે એ બધાને તિલાંજલિ આપી છે; અને હવે રસ્તાના ગરીબમાં ગરીબ માણસની પેઠે મહિને ત્રણ પાઉંડમાં પોતાનો નિર્વાહ કરે છે. તેમને વિષે એક બહુ જ ધ્યાન ખેંચે એવી હકીકત એ છે કે તેમણે આ મોટી લડત આટલી અવિશ્રાન્તપણે ચલાવી છે તે છતાં તેમના મનમાં યુરોપિયનોને વિષે છાંટાભાર કટુતાનો ભાવ નથી. દક્ષિણ આફ્રિકાના મારા પ્રવાસમાં મેં જોયું કે દક્ષિણ આફ્રિકાની ગોરી કોમ ગાંધીજીને વિષે સાર્વત્રિક આદર ધરાવે છે. એ જોઈને મારા હૃદયને જેટલું પ્રોત્સાહન મળ્યું તેટલું બીજી કશી વાતથી નથી મળ્યું. દરેક સભામાં અગ્રગણ્ય ગોરાઓ જ્યારે જાણતા કે ગાંધીજી સભામાં હાજર છે, ત્યારે તેઓ એકદમ તેમની આસપાસ વીંટળાઈ વળતા; તેમની સાથે હાથ મિલાવવા આતુર રહેતા; ને ગાંધીજીને સ્પષ્ટપણે બતાવતા કે તેઓ ગાંધીજીની સામે લડતમાં સખત રીતે લડતા હતા ને તેમને કચડવાનો પ્રયત્ન કરતા હતા, છતાં ગાંધીજી પ્રત્યે માણસ તરીકે તો આદર જ ધરાવતા હતા. હું માનું છું કે દક્ષિણ આફ્રિકાના હિંદીઓનું નેતૃત્વ ગાંધીજીના હાથમાં છે એ લડતની મોટામાં મોટી મૂડી છે. મારા પ્રવાસમાં મને મુસીબતોમાંથી સુરક્ષિતપણે પાર ઉતારવાને તેઓ બધો વખત મારી સાથે હતા એ મારે માટે એક અમૂલ્ય લહાવો હતો.*

## ૫. વીર અને વીરાંગના

### સર ફિરોજશાહ મહેતા

#### ૧

ગાંધીજીનાં મહાન કાર્યો, તેમની હિંમત, તેમના મહાન નૈતિક ગુણો, દક્ષિણ આફ્રિકાના હિંદીઓને કાજે તેમણે ઉઠાવેલી મહેનત ને વેઠેલાં કષ્ટો, એ બધાંની વાતથી આખો દેશ ગાજી ઊઠ્યો છે. જ્યાં સુધી આપણી પાસે ગાંધીજી જેવા હિંદી પુરુષો ને શ્રીમતી ગાંધી જેવી હિંદી મહિલાઓ છે ત્યાં સુધી આપણે આપણા દેશને માટે નિરાશ થવાની જરાયે જરૂર નથી. તેમણે બતાવી આપ્યું છે કે યોગ્ય સમયે, ને જેમ જેમ પ્રસંગો ઊભા થશે તેમ તેમ,

* ૧૯૧૨ ના ડિસેંબરમાં મુંબઈના ટાઉન હૉલમાં આપેલા ભાષણમાંથી.

તેને પહોંચી વળવાને જે હિંમત, શૂરાતન, સહનશીલતા ને કષ્ટસહનના ઊંચામાં ઊંચા ગુણો જોઈએ તે હિંદીઓમાં છે.[1]

૨

જે વસ્તુ મારા મનથી ખરેખર લાગે છે તે હું તમને કહું છું. ગાંધીજીનાં પત્નીએ ગાંધીજીની સાથે સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું તે પહેલાં તેમના પતિની સાથે તેમને જે વાતચીત થયેલી તેના કરતાં હૃદયને વધારે હલાવનારો પ્રસંગ આ લડતના આખા ઇતિહાસમાં બીજો એકે બન્યો નથી. હિંદુ અને મુસલમાન લગ્નોને ગેરકાયદેસર ઠરાવનારો ચુકાદો દક્ષિણ આફ્રિકાની વડી અદાલતે આપ્યો તે પછી શ્રીમતી ગાંધીએ તેમના પતિને પૂછ્યું: "હું તમારી સ્ત્રી છું કે નહીં? આ ચુકાદો કાયમ રહે તો હું તમારી સ્ત્રી ન ગણાઉં. અને હું તમારી પરણેતર સ્ત્રી ન હોઉં, તો હું સ્ત્રીજાતિની નજરમાં સાચી સ્ત્રી જ ન ગણાઉં, ને મારાં છોકરાં તમારાં ખરાં છોકરાં ન ગણાય." સુકુમાર સ્ત્રીઓને લડતની હાડમારી વેઠવા મોકલવી એ કેવી વાત હતી એની ગાંધીજીને ખબર હતી. પણ તેમના સમજાવવા છતાં એ નિર્ભય મહિલાએ તો લડતમાં લડી રહેલા પુરુષોની સાથે જ લડતમાં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો. ઇતિહાસે ઘણી વીરાંગનાઓનાં વીરકર્મોની નોંધ લીધી છે. અને મને લાગે છે કે શ્રીમતી ગાંધી આખા જગતની મોટામાં મોટી વીરાંગનાઓમાંની એક તરીકે ઇતિહાસમાં સ્થાન પામશે.[2]

## ૬. બા અને બાપુને વિદાય

(૧૯૧૪ માં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકા છોડ્યું તે વખતે 'ઇન્ડિયન ઓપીનિયન' માં આવેલો વિદાયલેખ)

આ પત્ર ચાલ્યું છે તે વરસોમાં ઘણા મિત્રોને વિદાય આપવાના પ્રસંગ અમારે આવ્યા છે. પણ ગાંધીજી અને તેમનાં પ્રિય પત્ની અત્યારે હિંદુસ્તાન

---

૧. ૧૯૧૨ ના ડિસેંબરમાં મુંબઈના ટાઉન હૉલમાં મળેલી સભામાં આપેલા ભાષણમાંથી.

૨. ૧૯૧૩ ના ડિસેંબરમાં મુંબઈના ટાઉન હૉલમાં મળેલી સભામાં આપેલા ભાષણમાંથી.

જવા માટે વિદાય લે છે એ પ્રસંગે અમને જેવી ખોટ પડતી લાગે છે તેવી ખોટની લાગણી અમે અગાઉ કદી અનુભવી નથી. આ પત્રની સાથે તથા ફિનિક્સ આશ્રમની સાથે ગાંધીજીને એવો આત્મીયતાનો સંબંધ છે કે અમારી વતી તેમણે કરેલી વિવિધ પ્રવૃત્તિઓનો લાંબો ઉલ્લેખ કરવાનું સામર્થ્ય અમારામાં નથી. ગાંધીજી અમારું અંગ છે. તેમનું જીવન તે અમારું જીવન છે. તેમના આદર્શો તે અમારા આદર્શો રહ્યા છે. આ પ્રસંગે અમારી લાગણી છાપેલા શબ્દોમાં વ્યક્ત કરી શકાય એમ નથી. તેઓ અમારા "માર્ગદર્શક, ગુરુ ને મિત્ર" રહ્યા છે; એટલું જ નહીં પણ અમારા ભાઈ છે, જેમની આગળ અમે અમારાં સુખદુઃખ ને આશાનિરાશા વિશ્વાસપૂર્વક દિલ ખોલીને કહ્યાં છે. અમે એટલું કહેવાની હામ ભીડીએ છીએ કે તેમનો સ્થૂલ દેહ દૂર જાય છે તોપણ તેમનો અમારા ઉપરનો પ્રભાવ તો કાયમ જ રહેશે. ગાંધી-જીના જીવનમાં ધ્યેયની ઉચ્ચતા, મનની ઉદારતા, ને ચારિત્રની નિઃસ્વાર્થતાના જે ઉજ્જ્વલ ગુણો જોવામાં આવ્યા છે તેની એકાદ ચિનગારી પણ હિંદી કોમની વતી અમે જે અલ્પ પ્રયત્ન કરીએ તેમાં આવો, એટલી જ આશા અમે તો રાખીએ છીએ.

(૧૯૧૪)

## ૭. પ્રથમ દર્શન

### સરોજિની નાઈડુ

તેઓ (બા) તેમના પતિની બાજુમાં બેઠાં હતાં. કસોટી ને કષ્ટસહનની ઘડીએ તેઓ જેટલાં સાદાં, શાંત ને અડગ રહ્યાં હતાં તેટલાં જ સાદાં, શાન્ત ને ગૌરવશાળી વિજયની ઘડીએ પણ હતાં. હું પણ એક પરદેશમાં અત્યારે ઘાયલ સૈનિકોને માટે કપડાં સીવવાનું કામ કરી રહી છું. તે કરતાં કરતાં મારી નજર આગળ એવું દૃશ્ય તરી રહ્યું છે જાણે બા તેમના શૂરા, ક્ષીણ ને દુઃખપીડિત હાથે બીજા એક પરદેશમાં એમના દેશની ઇજ્જત આબરૂનો અખંડ દીવો ઝાલી રહ્યાં છે. દક્ષિણ આફ્રિકાના આ મહાન નેતા, જેમને વિષે ગોખલેજીએ સમુચિત શબ્દમાં કહેલું કે તેમણે માટીમાંથી વીર ઘડ્યા છે, તેઓ સહેજ માંદા ને થાકેલા જમીન પર જરા આડા પડીને લીલાં-સૂકાં ફળનો એમનો જે સાદો ખોરાક છે તે ખાતા હતા (તેમાં મેં પણ

ભાગ પડાવ્યો ); અને તેમનાં પત્ની કંઈક કામ કરતાં હતાં, ને એવાં સંતુષ્ટ દેખાતાં હતાં — જાણે તેઓ પોતાના રાષ્ટ્રને ખાતર સેંકડો કષ્ટો ગૌરવભેર સહન કરનાર જગત્પ્રસિદ્ધ વીરાંગના નહીં, પણ ઘરકામની અનેક ઝીણી ઝીણી વીગતોમાં પરોવાઈ ગયેલાં નમ્ર, સુશીલ ગૃહિણી જ કેમ ન હોય !†

(૧૯૧૯)

## ૯. અમર આત્મા

### મિસિસ ઍની બિસૅન્ટ

હું આ લખી રહી છું તે વેળાએ આપણી વચ્ચે અલ્પ કાળને માટે એક એવા પુરુષ વસે છે જેમનું સાંનિધ્ય આશીર્વાદરૂપ છે, ને તેઓ જે ઘરમાં પ્રવેશ કરે છે તે ઘર તેમની ચરણરજથી પાવન થાય છે. એ છે ગાંધી — આપણા શહીદ અને સંત. કશાથી ડગે નહીં એવી ધીરજવાળી ને કદી ન થાકનારી હિંમત, આપભોગમાં આનંદ અનુભવનારી નિઃસ્વાર્થતા, જેની મધુર નમ્રતાને લીધે તેનો પ્રભાવ તત્કાળ સમજાયો નહોતો એવી સહનશક્તિ, એ ગુણો તેઓ પોતાની સાથે જન્મથી લાવેલા છે. એ ગુણો જે સંજોગોમાં જ ખીલી શકે તે સંજોગોમાં તેઓ કાળબળે ખેંચાઈ ગયા. એક ક્ષણભર હું એમની સામે, હાથમાં હાથ મિલાવીને, ઊભી રહી ત્યાં મેં એમનામાં એ અમર આત્મા જોયો જે જાતે કષ્ટ સહીને બીજાનો ઉદ્ધાર કરે છે, ને પોતે મરીને બીજાને જિવાડે છે. માનવજાતિના તારક ને સહાયક બનવાની ઊંચા પ્રકારની સેવા કરવાનું જેમને માટે નિર્માયેલું છે એવા એક પુરુષ મેં એમને ભાળ્યા. હું પોતે તો સંતને નહીં પણ સૈનિકને માર્ગે ચાલી રહી છું; જામી ગયેલા અન્યાય સામે નમ્રતાથી નહીં પણ હુમલો કરીને લડું છું. એવી હું, ક્ષીણકાય છતાં મહાપ્રબળ એવા આ પુરુષમાં એવી અનેક વ્યક્તિઓમાંની એક જોઉં છું જેમનાં નામ ઇતિહાસમાં અમર રહે છે, ને જેમને વિષે એમ કહેવાય છે કે ‘એમણે બીજાને ઉગાર્યા; પોતાની જાતને તે ઉગારી શક્યા નહીં.’

(૧૯૧૫)

---

† ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં લેડી મહેતાને લંડનથી લખેલા પત્રમાંથી.

## ૯. જોઇએ છે આત્મબળ

### ડૉ. સુબ્રહ્મણ્યમ આયર

ગાંધીજીનું જીવન એવું છે કે તેમણે દક્ષિણ આફ્રિકાની ભૂમિ પર પગ મૂક્યો ત્યારથી માંડીને તેમણે એ દેશ છોડ્યો ત્યાં લગીના એકેએક પ્રસંગનું વર્ણન આ દેશની દરેક ભાષામાં શુદ્ધ ને સચોટ વાણીમાં લખાવું જોઈએ, ને છૂટે હાથે વહેંચાવું જોઈએ; જેથી તેનું જ્ઞાન દરેક પુરુષ, સ્ત્રી ને બાળકને થવા પામે. એમણે કરેલું કામ એવું છે કે આ વીસમી સદીનો ઇતિહાસ લખનારને એમની પ્રશંસા કર્યા વિના નહીં ચાલે. એમણે કરેલું કામ ઘણું મોટું છે એ ખરું. પણ મારી તો દૃઢ પ્રતીતિ છે કે એમણે જે કામ કર્યું છે તે એમને ભવિષ્યમાં જે કામ કરવાનું નિર્માયેલું છે તેની માત્ર તૈયારીરૂપ જ છે.

હિંદુસ્તાનમાં લડાયક શક્તિની, શરીરબળ કે શસ્ત્રબળની, બીજા લોકોને ધમકી આપી ડરાવવાની શક્તિની, ઝાઝી જરૂર નથી. આપણને તો ગાંધીજી કેળવવા મથે છે એવા આત્મબળની જરૂર છે. માણસ ગમે તેટલું શારીરિક કે માનસિક કષ્ટ ભોગવવા તૈયાર થાય, પણ સામા પક્ષને શરીરથી કે મનથી કષ્ટ આપવાને આંગળી સરખી ન ઉગામવા જેટલી સાવચેતી રાખે, તો તેનામાં આત્મબળ છે એમ કહેવાય. એ આત્મબળ દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ બતાવ્યું; ને એ જ બળ આ દેશમાં લોકોએ કેળવવું જોઈએ.†

(૧૯૧૫)

† ૧૯૧૫ના જાન્યુઆરીમાં મદ્રાસમાં ગાંધીજી અને બાનો સત્કાર કરવા મળેલી સભામાં આપેલા ભાષણમાંથી.

## ૧૦. આત્મબળનો વિજય

### ગિલબર્ટ મરે

એક તરફ એક આત્મા ને બીજી તરફ એક સરકાર, એ બે વચ્ચેની લડાઇનો વર્તમાન યુગનો એક દાખલો લઉં. એ દાખલો વિચિત્ર છે; કેમકે ઇંગ્લંડમાં ઘણાખરા લોકો એ વિષયનું જે જ્ઞાન ધરાવે છે તેના કરતાં વધારે જ્ઞાન વિના, એ લડાઇમાં કયો પક્ષ ખોટો ને કયો સાચો એ કહેવું લગભગ અશક્ય છે.

ઈ. સ. ૧૮૮૯ ના અરસામાં મોહનદાસ કરમચંદ ગાંધી નામનો એક જુવાન હિન્દી વિદ્યાર્થી બૅરિસ્ટર થવા માટે અભ્યાસ કરવાને વિલાયત આવેલો. તે ધનવાન ને બુદ્ધિમાન હતો, સંસ્કારી કુટુંબનો હતો, ને તેની રીતભાત સૌમ્ય ને નમ્ર હતી. તે બીજા લોકોના જેવાં જ કપડાં પહેરતો ને તેમની પેઠે જ વર્તતો. એણે વિલાયતમાં માંસ મદિરાને ન અડવાની ને અભ્યાસ દરમ્યાન બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા લીધી હતી, એમ એના વર્તન પરથી ખાસ દેખાઈ આવે એવું ન હતું.

ગાંધીજીએ બૅરિસ્ટરની પરીક્ષા પસાર કરી ને મુંબઈમાં વકીલાત આરંભી; અને પછી વકીલાતને અંગે જ દક્ષિણ આફ્રિકા ગયા. પણ એમને વકીલાત કરતાં ધર્મમાં વધારે રસ હતો. ધીમેધીમે એમની ત્યાગવૃત્તિ વધતી ગઈ. ઓછામાં ઓછા ખરચ જેટલા પૈસા પોતાની પાસે રાખી બાકીની બધી કમાણી તેઓ જાહેર કામોમાં આપી દેતા. એમણે ગરીબાઈથી રહેવાનો નિર્ધાર કર્યો. એક કાળ એવો આવ્યો જ્યારે એમણે વકીલાત છોડી દીધી. હું એમને ૧૯૧૪ માં વિલાયતમાં મળ્યો ત્યારે તેમનો આહાર બહુ જ સાદો હતો, ને તેઓ જમીન પર સૂઈ જતા. તેમનાં પત્ની, જે દરેક કામમાં તેમનાં ખરેખરાં સહચારિણી હતાં, તે પણ એવી જ રીતે રહેતાં. એમની વાતચીત સુશિક્ષિત ને સંસ્કારી માણસના જેવી હતી, ને તેમાં સાધુતાનો અમુક અકળ અંશ હતો. એમનામાં દેશદાઝ છે, તેની સાથે તેઓ જર્મની સામેના (૧૯૧૪–૧૮ ના) યુદ્ધમાં ઈંગ્લંડને ઉત્સાહપૂર્વક મદદ કરવાના મતના હતા. એમની સ્વદેશભક્તિ એમના ધર્મની સાથે ઓતપ્રોત છે. હિન્દી તત્ત્વજ્ઞાનને ધોરણે હિન્દુસ્તાનનો નૈતિક પુનરુદ્ધાર કરવો, ને કોઈ પણ બે હિન્દી વચ્ચે ભેદભાવ ન રાખવામાં આવે એવી સ્થિતિ પેદા કરવી, એ એમનું ધ્યેય છે. તે ઉપરાંત, પશ્ચિમની ઔદ્યોગિક ગુલામી, તેનો અર્થપ્રધાન સુધારો, તેની પૈસાપૂજક વૃત્તિ, ને તેનાં યુદ્ધો, એ બધાંને લીધે પશ્ચિમની અસરથી પોતાના દેશને મુક્ત રાખવાની પણ એમની ઇચ્છા છે.

પૂર્વના લોકો પર, ઘણું કરીને તેમની સંસ્કૃતિના વિશિષ્ટ સ્વરૂપને લીધે, ચારિત્રની સાધુતાનો પ્રભાવ ઘણો જ પડે છે. હું સાંભળું છું કે ગાંધીજીનો પ્રભાવ હિંદુસ્તાનમાં ઘણો જ ભારે થઈ પડ્યો છે.

હવે પેલી લડાઈની વાત. દક્ષિણ આફ્રિકામાં દોઢેક લાખ હિંદીઓ — મુખ્યત્વે નાતાલમાં — છે. દક્ષિણ આફ્રિકાની સરકારને લાગ્યું કે તેના મુલકમાં કાળાગોરાનો સવાલ કઠણ થઈ પડ્યો છે. એટલે તેણે વધારે હિંદીઓને આવતા અટકાવવાનો, ને જે ત્યાં આવી ચૂકેલા હતા તેમને બને તો કાઢી મૂકવાનો, નિશ્ચય કર્યો. આ છેલ્લી વાત તો બની શકે એવી ન હતી. એથી એક તહનામાનો ભંગ થતો હતો. નાતાલ, જ્યાં મોટા ભાગનો ઉદ્યોગ હિંદીઓની મજૂરી પર આધાર રાખતો હતો, તેનો એ સામે વિરોધ હતો. હિંદી સરકાર અને બ્રિટિશ સરકારે પણ એવા પગલાની સામે વાંધો લીધો. પછી લાંબી લડત શરૂ થઈ. દક્ષિણ આફ્રિકાના ગોરાઓએ હિંદીઓને — બધા નહીં તો મજૂરથી ઉપરના વર્ગના સર્વ હિંદીઓને — ત્રાહ્ય પોકરાવવાનો નિશ્ચય કર્યો. તેમના પર ખાસ કર નાખવામાં આવ્યા. અપમાનજનક રીતે તેમની નોંધણી કરવાનું ઠરાવ્યું. વર્ગીકરણમાં તેમને હબસીઓની જોડે મૂકવામાં આવ્યા. તેઓ જાણે ગુનેગાર હોય એમ પોલીસે એમનાં આંગળાંની છાપો લીધી. સરકારની વિવેકબુદ્ધિને લીધે કોઈ બાબતમાં કાયદાએ ઢીલ રાખી હતી ત્યાં દેશદાઝવાળા ગોરાઓનાં ટોળાંએ તે ઊણપ પૂરી કરી. લડતના આરંભમાં જ દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓએ ગાંધીજીની મદદ માગી, ને પોતાનું નેતૃપદ તેમને સોંપ્યું. તેઓ ૧૮૯૩ માં બૅરિસ્ટર તરીકે આવ્યા હતા. તેમને દક્ષિણ આફ્રિકાની અદાલતમાં વકીલાત કરવાની મનાઈ કરવામાં આવી. તેમણે વકીલાત કરવાનો પોતાનો કાયદેસર હક પુરવાર કર્યો. એશિયાવાસીઓ સામેના કાળા કાયદા સામેનો કેસ તેઓ રાજ્યબંધારણના કાયદાને આધારે જીત્યા, અને હિંદ પાછા ફર્યા. ૧૮૯૫ માં પાછા દક્ષિણ આફ્રિકા આવ્યા. આગબોટમાંથી ઊતરતાં ડરબનમાં ગોરાઓના ટોળાએ તેમને ઘેરીને માર માર્યો. પછી તેઓ દક્ષિણ આફ્રિકામાં વસ્યા; હિંદીઓના નેતા ને સલાહકાર બન્યા; ફિનિક્સ આશ્રમ સ્થાપી ત્યાં જાતમહેનત કરીને ગરીબાઇથી રહેવાની યોજના કરી; એ બધાની વીગતમાં હું નહીં ઊતરું. ઘણાં વરસ લગી તેમણે સરકાર સામે સત્યાગ્રહની લડત ચલાવી, અને હિંદી કોમની ઉન્નતિ સાધી તેના આંતરિક જીવનને વધારે શુદ્ધ ને પવિત્ર બનાવવાના સતત પ્રયત્નો કર્યા. પણ બીજા લડતાળિયા કે બળવાખોર અને તેમની વચ્ચે આ ફેરક હતો: સરકાર કશી ભીડ કે મુસીબતમાં હોય ત્યારે ઘણે ભાગે સરકાર સામે લડનાર તેનો લાભ લઈ,

પોતાની માગણી વધારે જોરથી રજૂ કરી કામ કાઢી લે છે. પણ ગાંધીજી તો સરકાર જ્યારે જ્યારે ભારે ભીડ કે સંકડામણમાં હોય ત્યારે પોતાનો વિરોધ ઢીલો પાડતા ને સરકારને મદદ આપતા. ૧૮૯૯ માં બોઅર યુદ્ધ આવ્યું. ગાંધીજીએ તરત જ શુશ્રૂષાપથક કાઢ્યું. એમનું એ કહેણ પાછું વાળવું ને તેને રાજદ્રોહી ગણી કાઢવું, એવો ઊભરાટો ગોરાઓએ ઘણો કર્યો. પણ એ પથકની ખરેખરી જરૂર હતી. સૈનિકોને તે જોઈતું હતું. તેણે યુદ્ધ દરમ્યાન સેવા કરી, ને સરકારી ખરીતાઓમાં તેના ઉલ્લેખ કરવામાં આવ્યા. લડાઈમાં તેણે જે કુશળતાથી ને હિંમતથી કામ કર્યું તેને માટે સરકારે તેનો જાહેર રીતે આભાર માન્યો. ૧૯૦૪ માં જોહાનીસબર્ગમાં મરકી ફાટી નીકળી તે વેળા, સરકાર કે મ્યુનિસિપાલિટી કંઈ પગલાં ભરે તે પહેલાં, ગાંધીજીએ એક ખાનગી ઇસ્પિતાલ ખોલાવ્યું. ૧૯૦૬ માં નાતાલમાં ઝુલુઓનો બળવો થયો. ગાંધીજીએ તે વેળા ઘાયલોને ઉપાડી જનારાઓનું શુશ્રૂષાપથક ઊભું કર્યું, ને પોતે તેની આગેવાની લીધી. તેનું કામ અતિશય જોખમભરેલું ને કષ્ટદાયક હતું એમ દેખાય છે. નાતાલના ગવર્નરે ગાંધીજીનો આભાર માન્યો; ને થોડા વખત પછી તેમને જોહાનીસબર્ગની જેલમાં પૂર્યા !

૧૯૧૩ માં, જે વેળા એમને અનેકવાર ફરીફરી જેલમાં નીચલામાં નીચલા વર્ગના ગુનેગારોની સાથે પૂરવામાં આવેલા, ને એમના અઢીએક હજાર અનુયાયીઓ જેલમાં ગયેલા, તે જ વેળાએ — હિંદીઓની લડત પૂરજોશમાં હતી તે વખતે — એકાએક રેલવેના કામદારોએ હડતાળ પાડી, ને તેણે બહુ ઉગ્ર રૂપ ધારણ કર્યું. એને લીધે દક્ષિણ આફ્રિકામાં વ્યવસ્થિત સમાજજીવન અશક્ય થઈ પડવાનો ભય ઉત્પન્ન થયો. સામાન્ય ચળવળખોરની દૃષ્ટિએ તો બાજી ગાંધીજીના હાથમાં હતી. એમણે માત્ર સખતમાં સખત ફટકો જ લગાવવાનો હતો. પણ એમણે તો એમ ન કરતાં, સરકારની ભીડ દૂર થાય ત્યાં લગી લડત મોકૂફ રાખવાનો પોતાના દેશભાઈઓને હુકમ આપ્યો. એમને કેટલીવાર જેલમાં પૂરવામાં આવ્યા, કે ગોરા લોકોનાં ટોળાંએ એમને ઘેરીને કેટલીવાર માર માર્યો, કે જાહેરમાં એમનું અપમાન કરવા ને એમના પ્રત્યે તિરસ્કાર દાખવવા માટે કેટલી મહેનત લેવામાં આવી, તે હું કહી શકું એમ નથી. પણ ૧૯૧૩ માં લૉર્ડ હાર્ડિંગ અને હિંદુસ્તાન સરકારે હિંદીઓનો કેસ ઉપાડી લીધો. એક બાદશાહી કમિશન નિમાયું. તેણે ઘણાખરા વાદગ્રસ્ત

વિષયોમાં ગાંધીજીની તરફેણમાં રિપોર્ટ કર્યો; અને કમિશનની ભલામણો પ્રમાણે ‘ઇંડિયન રીલીફ ઍક્ટ’ નામનો કાયદો પસાર કરવામાં આવ્યો.

મેં આપેલી આ રૂપરેખા ઘણી અધૂરી છે. કશું ખોટું કામ ન કરવું, જરા પણ હિંસા ન કરવી, પણ સામો પક્ષ મારતાં થાકી જાય ને વધારે સજા કરતાં તેને શરમ ઊપજે ત્યાં સુધી તેની બધી મારપીટ સહન કરવી, એ નીતિ વડે લડતમાં પૂરેપૂરો, અથવા લગભગ પૂરો, વિજય મેળવી શકાય છે, એનું અસાધારણ દૃષ્ટાન્ત આ કથા પૂરું પાડે છે. અપરંપાર પશુબળની સામે કેવળ આત્મબળ વડે ઝૂઝનાર મનુષ્ય આત્માનો એ સંગ્રામ છે; અને પશુબળના સૈન્યમાં રહીને લડનાર પથકો પોતાના ઝંડાની છાયા છોડીને આત્માના પક્ષમાં ભળે છે ત્યાં એ લડતનો અંત આવે છે!

જે માણસને વિષયસુખની કશી તમા નથી, જેને ધનદોલતની પરવા નથી, જેને સુખચેન કે સ્તુતિ કે માનપાનની દરકાર નથી, પણ પોતે જેને સત્ય ને ન્યાય માને છે તે કરવાનો જ જેનો દૃઢ નિશ્ચય છે, એવા માણસની સાથે કામ પાડતાં સત્તાધારી લોકોએ બહુ કાળજી રાખવી ઘટે છે. એવો માણસ ભયાનક ને વસમો વિરોધી છે; કેમકે તમે એના શરીર પર વિજય હંમેશાં મેળવી શકો, પણ એથી એના આત્મા પર તમને જરા પણ પ્રભુત્વ મળવા પામતું નથી.

(‘હિબર્ટ જર્નલ’, ૧૯૧૭)

## ૧૧. માનવશ્રેષ્ઠ

### હેનરી પોલાક

ગાંધીજીના લોકશિક્ષક તરીકેના જ્ઞાન વિષે, નેતા તરીકેની દીર્ઘદૃષ્ટિ વિષે, કે માર્ગદર્શક તરીકેના ડહાપણ વિષે કદાચ એકથી વધારે મત હોઈ શકે. પણ મનુષ્ય તરીકેના તેમના ગુણો ને તેમની યોગ્યતા વિષે બે મત સંભવતા નથી. અને હું માનું છું કે પોતાની કિંમત મનુષ્ય તરીકે અંકાય એમ જ તેઓ પોતે ઇચ્છશે. પોતે જે ધ્યેય પ્રાપ્ત કરવા ધાર્યું છે ત્યાં કેમ પહોંચી શકાતું નથી, લોકોની આશાઓ ને પોતાની આકાંક્ષાઓને તેઓ કેમ સંતોષી શક્યા નથી, એ જ્યારે તેઓ પોતાના શ્રોતાઓને સમજાવે છે ત્યારે તેઓ હંમેશાં પોતાની

મનુષ્ય તરીકેની નબળાઈઓ ને ત્રુટીઓ તરફ જ આંગળી ચીંધે છે. તેઓ મહાત્મા છે, કેમકે તેઓ નાનકડા ને નિર્બળ શરીરવાળા ને નમ્ર છે, છતાં અંતર્યામી પરમાત્મા સાથે તાદાત્મ્ય સાધવા પોતાનું બધું જ બળ વાપરીને મથી રહેલા પુરુષનું દૃષ્ટાન્ત આપણે એમનામાં જોઈ શકીએ છીએ એમ સહુ સહેજે સ્વીકારે છે. તેઓ આપણને તેમજ પોતાના સરજનહારને ફરીફરીને વીનવે છે કે "હું દોષો ને ત્રુટીઓથી ભરેલો જેવો છું તેવો મને સ્વીકારો; મારી મર્યાદાઓ ઓળખો (એ મર્યાદાઓ તેઓ આતુરતાથી આપણી આગળ ખુલ્લી કરી બતાવે છે); અને છતાં હું જાગૃતિ ને નિદ્રાની પ્રત્યેક ક્ષણે પ્રયત્ન કરીને જે ઊંચાઈ પ્રાપ્ત કરું તેનાથી જ મને માપો." એ રીતે જ આપણે મનુષ્યત્વની ભવ્યતા સમજી શકીએ છીએ. અને જેમ આપણા સ્વર્ગીય પિતા સંપૂર્ણ છે તેમ પોતે પણ સંપૂર્ણ થવા મથી રહેલા કેવળ મનુષ્ય જ છે, એમ ગાંધીજી આગ્રહપૂર્વક કહે છે, તેથી જ આપણે તેમને 'મહાત્મા' કહેવાનું કબૂલ કર્યું છે. કોઈ પણ દેહધારી મનુષ્યની આથી વધારે સ્તુતિ આપણાથી થઈ શકે એમ છે ખરું? આપણે જે વસ્તુ અગાઉ ઝાંખી ઝાંખી જોતા હતા તે સ્પષ્ટપણે જોવાની તેઓ આપણને ફરજ પાડે છે. તે એ કે મનુષ્ય એ આત્મા છે. અને તેઓ આપણામાં રહેલા ઉત્તમ અંશને જે ઉદ્બોધન કરે છે તે આત્માએ આત્માને પાડેલો સાદ છે. માનવજીવનમાં આના કરતાં ઊંચી કોટિનો વહેવારુ ફાળો બીજો કોઈ માણસ આપી શકે કે કેમ એ વિષે મને શંકા છે.

ગાંધીજીની સાથે અતિશય નિકટમાં રહીને કામ કરવાનું પરમ ભાગ્ય ને લહાવો મને પ્રાપ્ત થયાં હતાં. તે વેળા એમના મહાત્માપદ પર ઓછો ભાર દેવામાં આવતો હતો. મહાત્માપણાના ઝળકાટ આડે એમના સ્વભાવનો અમુક અંશ તે વેળા ઢંકાઈ જતો નહોતો. તે વેળા એમને અમારી મનુષ્યોની વચ્ચે મનુષ્ય તરીકે જ વિચરવા દેવામાં આવતા હતા. તે વેળા અમે એમની નિકટમાં રહેલાં સ્ત્રીપુરુષો તેમનો ખરેખરો સ્વભાવ નિહાળી શકતાં — કોમળ, પ્રેમાળ, વિનોદી, ઉદાર, હમેશાં સેવા કરવાને આતુર, ને વખોડવામાં કદી ઉતાવળ ન કરનાર. તમને કામ ટાળવાનું મન થયું તો? તો એ કામ કરનાર ગાંધીજી કરતાં અધિક તત્પર કોણ હોય? તમારી ઢીલાશનું એમને ભાન સરખું ન હોય એ જોઇને તમને જે શરમ ઊપજે એનાથી વધારે શરમ એમના સિવાય કોણ ઉપજાવી શકે? ભીડને પ્રસંગે એમના કરતાં વધારે

આધાર કોના પર રાખી શકાય ? તમારા દોષો પ્રત્યે ક્ષમાવૃત્તિથી જોવા—એટલું જ નહીં પણ તેના પ્રત્યે દુર્લક્ષ સુદ્ધાં કરવા—એમના કરતાં વધારે તૈયાર કોણ હોય ? જે ઊંચા હેતુઓ તમારામાં નથી એમ તમે પોતે તો શરમપૂર્વક સારી પેઠે જાણતા જ હો, તે હેતુઓ તમારામાં છે એવી કલ્પના કરવાની ઉત્કંઠા એમના કરતાં વધારે કોનામાં હોય ? ગાંધીજીની સાથે રહેવું એ મનુષ્યત્વની સમગ્ર કળાનું એક શિક્ષણ હતું. તેમને સારુ હિંમત એ કેવળ શારીરિક ગુણ નહોતો, પણ એથી કંઈક અધિક હતું. સત્ય એ સંદિગ્ધ ને ઝાંખી સ્વપ્નાકૃતિ છે, ને તે કૂવાને તળિયે વાસ કરવાને જ લાયક છે, એમ તેમણે કદી માન્યું નથી. તેમને મન તો સત્ય આપણી આસપાસ ચોમેર વ્યાપી રહેલું, ને ખરેખરી હસ્તી ધરાવતું, તત્ત્વ છે; ને તેને અવગણી શકાય એમ છે જ નહીં. બીજાની ભીડને તેમણે હંમેશાં પોતાને માટે સેવાની તક માની છે. તેમણે એક પ્રસંગે મને હળવો ઠપકો આપતાં કહેલું: " જે માણસો પર દુઃખ આવી પડેલું હોય કે જેઓ પીડાતાં હોય તેમને માટે રવિવાર એ આરામનો દિવસ નથી." અને તેથી તેઓ રવિવારે બીજા દિવસો કરતાં વધારે સખત કામ કરતા.

ઉત્તમ પુરુષ અને ઉત્તમ સ્ત્રી બન્નેમાં એકબીજાના ઉત્તમ ગુણોનો સંયોગ હોય છે, એ સિદ્ધાન્તને ગાંધીજીએ નિર્વિવાદપણે સિદ્ધ કરી બતાવ્યો છે. ધીરજ અથવા સહિષ્ણુતામાં કોઈ પણ સ્ત્રી એમને આંટી શકે એમ નથી; એમના કરતાં વધારે સહનશીલતા ને ક્ષમાવૃત્તિ પણ કોઈ સ્ત્રી દાખવી શકે એમ નથી. આ મુદ્દાની કૌટુંબિક બાજુનું વિસ્તારથી નિરૂપણ કરવાનું એક બીજી વ્યક્તિ પર છોડું છું, અને હું એ વસ્તુ જાહેર જીવનમાં કેવી દેખાઈ આવતી હતી તે બતાવીને જ સન્તોષ માનું છું. ગાળોથી ગાંધીજીના મન પર કશી જ અસર કદી પડવા પામી નથી. કોઈ કામની મુશ્કેલી જોઈને તેઓ કદી તે કરતાં અટક્યા નથી. સાથીઓ બેવફા નીવડ્યા છે ત્યારે ગાંધીજી તેમના પ્રત્યે, તથા બીજે કાંઠે ઊભા રહી તમાશો જોનારાઓ પ્રત્યે પણ, વધારે પ્રમાણમાં સહિષ્ણુતા બતાવવાને જ પ્રેરાયા છે. કોઈ કામમાં નિરાશા મળી છે ત્યારે ત્યારે તેમની અખૂટ ધીરજ જાગૃત થઈ છે; અને એ ધીરજથી તેમણે એ કામ નવેસર હાથમાં લીધું છે, પોતાના ધ્યેયની પ્રાપ્તિ

વિષે મનમાં ખાતરી રાખી છે, પોતાની લડત સત્યની છે એવી શ્રદ્ધા સેવી છે, અને હંમેશાં 'મારે એક ડગલું બસ થાય' એ શબ્દો મુખેથી ઉચ્ચાર્યા છે.

લડતમાં જીત મળવા પર આવે ને ધસ્યો આવતો જુવાળ તેને પૂરી જીત અપાવે ત્યારે નેતાની ખરી કસોટી નથી થતી. તેની ખરી કસોટી તો ત્યારે થાય છે જ્યારે તે એકાકી હોય, દગો ને આફત સામે ડોળા ફાડી રહ્યાં હોય; અને છતાં તે નેતા પોતાની અંતરદૃષ્ટિ દૂર દૂર રહેલા દૃશ્ય પર રાખે, અને પોતાના સાથીઓ, સહાયકો ને અનુયાયીઓનાં મનમાં એ દૃશ્યના કંઇક અંશનો, તથા વિજય અચૂક મળવાનો જ છે એવી પોતાની શ્રદ્ધાનો, કંઇક સંચાર કરે. ગાંધીજીની મનુષ્ય તરીકેની મહત્તા આ વસ્તુમાં રહેલી છે. જિંદગીને ઊમરે ઊભેલા, સંગ્રામની મધ્યમાં ઝૂઝી રહેલા, સાવ કાચા જુવાનોને ગાંધીજી તરફથી હંમેશાં પ્રેરણા ને ઉત્તેજન મળ્યાં છે. લડતના બનાવોથી તેઓ ગમે તેટલા થાકી ગયેલા હોય, ગમે તેટલી વાર ફરીફરીને નિરાશાઓ મળી હોય, તેની નિષ્ફળતાઓથી દિલને ગમે એટલો ઘા લાગ્યો હોય, છતાં ગાંધીજી કદી નિરાશ ને નાસીપાસ થઇને બેસી ગયા નથી. તેઓ મનુષ્યની નિર્બળતા, મનુષ્યનું દુઃખ, મનુષ્યની અશક્તિ, મનુષ્યની મૂર્ખતા સમજ્યા છે; અને એનાં પરિણામોનું વળતર વાળવાને તેમણે દરેક પ્રસંગે એક નવો આપભોગ આપ્યો છે. ઊંચા પ્રકારની હિંમત, દાક્ષિણ્ય, આશા ને શ્રદ્ધાનું દૃષ્ટાન્ત તેમણે હંમેશાં પૂરું પાડ્યું છે. તેમનો આત્મા તેમની માનવી નિર્બળતાઓની પાર ઊંચે ઊંચે ઊડે છે. તેમને હંમેશાં બળ મળતું રહ્યું છે, ને તેમની પાસેથી બીજાઓને બળ મળતું રહ્યું છે, તેનું કારણ એ છે કે તેમનો મનુષ્ય આત્મા નિરંતર પરમાત્માના નિકટ સંસર્ગમાં રહ્યો છે.

મુસીબતોને વટાવવાના કામમાં ખંતથી મંડ્યો રહીને માણસ ભૂતળના પડછાયા પરથી આત્મગિરિનાં ઉજ્જ્વલ શિખર સુધી ચડી શકે છે. આપણામાંથી કેટલા બધાને માટે ગાંધીજીએ રસ્તો આંકી આપ્યો છે! અને અફસોસની વાત છે કે આપણામાંથી કેટલા બધાને એ અગ્રગામીએ સાવ પાછળ મૂકી દીધા છે! એ પાછળ પડી ગયેલા આપણને આપણે ગુમાવેલી તકોનું ભાન છે. ગાંધીજીએ જે વેગે ચાલવાનું નક્કી કરી આપ્યું છે તે વેગે ચાલતાં આપણે થાકથી લથડિયાં ખાઇએ છીએ. સહેજ વિસામો ખાવા માટે આપણા માથા પરનો ભાર જરા ઉતારીને હેઠે મૂકીએ છીએ. જે જગાએ થઈ ને તેઓ

શાન્તિ ને સ્વસ્થતાથી પસાર થઈ આગળ ગયા હોય છે ત્યાં આપણે સાસ ખાવા થોભીએ છીએ. આપણી કષ્ટો સહન કરવાની શક્તિ વિષે આપણને શંકા ઊપજે છે. આપણે સમજીએ છીએ કે આપણે જે ઊંચાઈએ આ જીવનમાં પહોંચવાની આશા માંડમાંડ રાખી શકીએ તે ઊંચાઈની હવા આપણા આ વીરને તો સદી પણ ગઈ છે; એમના કાનમાં જે મધુર સંગીતના તાલ વાગે છે તે સાંભળવા જેટલી પણ સૂક્ષ્મતા આપણા કાનમાં તો નથી જ; એમને જે દીપકનો પ્રકાશ મળી રહ્યો છે તે દીપકથી આપણે તો એટલા દૂર છીએ કે તેને આપણે જોઈ પણ શકતા નથી; અને જે ઉચ્ચતર સત્ત્વોની સાથે આપણે હજી સંદેશાની આપલે પણ કરી શકતા નથી તે સત્ત્વોની સાથે તેઓ તો ક્યારના વાતો પણ કરવા મંડી ગયા છે!

## ૧૨. ગાંધીજીનું વ્યક્તિત્વ

### હેનરી પોલાક

ગાંધીજીને માનવોમાં માનવોત્તમ સિદ્ધ કરનાર, બીજા કરતાં ચડી જાય એવો, જો એમનો કોઈ ગુણ હોય તો તે તેમની અવિચળ ને અસાધારણ સત્યનિષ્ઠા છે. સત્યની શોધ એ એમના જીવનની એકમાત્ર લગની છે; અને સામાન્યપણે દૂરવર્તી ગણાતા આ મંદિરના તેઓ પૂજારી છે એમ એમનું પ્રત્યેક કાર્ય બતાવી આપે છે. તેઓ જે કંઈ કહે છે તે એમની જાણ પ્રમાણે સાચું જ હશે, એમ એમના પ્રત્યે અત્યંત વિરોધવૃત્તિ ધરાવનારા પણ માને છે. અને જે વાત ગાંધીજીએ અજાણતાં સાચી તરીકે જાહેર કરી હોય, પણ જે ખોટી છે એમ પાછળથી ખબર પડે, તે જાહેર રીતે ને તત્કાળ પાછી ખેંચી લેતાં તેઓ આચકો નહીં ખાય. તેમના રાજદ્વારી વિરોધીઓ નિઃશંકપણે કબૂલ કરે છે કે તેઓ તેમનું દરેક કામ ધર્મબુદ્ધિથી પ્રેરાઈને અને નિઃસ્વાર્થભાવે જ કરે છે. વકીલાતનો ધંધો તો 'મેલી વસ્તુ' ગણીને તેમણે ક્યારનો છોડી દીધો છે. પણ તેઓ વકીલાત કરતા ત્યારે તેમની સાથેના વકીલો તેમને સમર્થ ધારાશાસ્ત્રી અને સંભાવિત સહચારી કે વિરોધી ગણીને તેમના પ્રત્યે ભારે આદર ધરાવતા; અને ગાંધીજી જે કેસની વકીલાત કરતા હોય તે કેસ તરફ મૅજિસ્ટ્રેટો ને ન્યાયાધીશો પણ કાળજીપૂર્વક ધ્યાન આપતા, કેમકે તેમને હતી કે એ કેસમાં કંઈક વજૂદ હશે જ, અથવા વજૂદ છે એમ ગાંધીજી

ખરેખર માનતા હશે. એક કેસમાં અસીલે એમને છેતર્યા છે એમ ખબર પડતાં, તેમણે ખુલ્લી અદાલતમાં, ને ચાલતી સુનાવણીએ, કેસ હાથમાંથી મૂકી દીધેલો. તેઓ કેસ હાથમાં લેતી વખતે જ એટલી ચોખવટ કરી લેતા કે અસીલે પ્રામાણિકપણે તેમની આગળ પૂરેપૂરી હકીકત મૂકી દીધી નથી એમ જો તેમને ગમે ત્યારે પણ ખબર પડશે તો તે જ ઘડીએ કેસ હાથમાંથી મૂકી દેવાનો હક તેમને રહેશે.

એમનું આત્મવિલોપન અને એમનો વિવેક સહુ જાણે છે ને તેની કદર કરે છે. એમણે પોતાની લાગણીઓને ક્રોધપૂર્વક પ્રગટ કર્યાનો પ્રસંગ ભાગ્યે જ બન્યો હશે; અને બન્યો હોય તોપણ તેઓ પુણ્યપ્રકોપથી પ્રજળી ઊઠેલા હશે ત્યારે જ. એમની આખી જાહેર કારકિર્દીમાં એમણે ગૌરવ છોડીને સાધારણ મુત્સદ્દીઓના ગાળોના શબ્દકોશનો ઉપયોગ કદી કર્યો નથી. અને પ્રતિપક્ષીઓ પ્રત્યે તેઓ જે વિવેક ને સભ્યતા દાખવે છે તેનું કારણ એ છે કે તેમના પર પ્રહાર કરતા પહેલાં તેઓ પોતાની જાતને એ પ્રતિપક્ષીઓની જગાએ મૂકવા ઇચ્છે છે ને મૂકી શકે છે.

એમની ઉદારતા બહુ જાણીતી છે. કોઈ માણસની પાસે એમનું લેણું નીકળતું હોય તેને તેમણે નોટિસ મોકલ્યાનો દાખલો કદી બન્યો નથી. એની પાછળ કલ્પના એ હતી કે દેણદાર જો પ્રામાણિક માણસ હશે તો પૈસા અપાશે ત્યારે આપશે; અને જો તે અપ્રામાણિક હશે તો તેની સામે કાયદેસર પગલાં ભરવાથી કંઈ તે પ્રામાણિક બનવાનો નથી. વસ્તુતઃ તેમના દરેક કામમાં તેઓ પશુબળના સિદ્ધાન્ત સામેનો પોતાનો વિરોધ, અને પ્રેમરૂપી જીવનધર્મ પ્રત્યેનો પોતાનો ચિરંતન પ્રેમ, દેખાડી આપે છે. ૧૯૦૮ માં એક ઝનૂની પઠાણે તેમના પર હુમલો કરેલો, તે વેળાએ હુમલાખોર સામે ફરિયાદ કરવાની કે તેની વિરુદ્ધ સાક્ષી આપવાની તેમણે સાફ ના પાડી હતી. તેમણે તો પ્રેમથી જ જીત મેળવવાનું પસંદ કર્યું; ને તેમને જીત મળી પણ ખરી. કેમકે તે પછીના વરસની શરૂઆતમાં એ પઠાણ, જેને ટ્રાન્સવાલનો કાયદો પાળવાના મક્કમ ઇનકારને કારણે દેશવટો દઈને હિંદુસ્તાન મોકલી દેવામાં આવેલો, તેનો ગાંધીજી પર કાગળ આવ્યો, તેમાં તેણે ગાંધીજીને ખાતરી આપેલી કે "મારી હમદર્દી આપની સાથે છે, અને લડતને મદદ કરવાને મારાથી જે કંઈ બની શકશે તે હું કરીશ."

ગાંધીજીને જાહેર ફરજનું બહુ જ ઊંડું ને તીવ્ર ભાન છે. તેમની પહેલી ધરપકડ થઈ તે પહેલાં જરાક વાર ઉપર તેમને એવો સંદેશો મળ્યો કે તેમનો સૌથી નાનો દીકરો બહુ જ માંદો છે, અને એને બચાવવો હોય તો તેમણે તરત જ ફિનિક્સ જવું. ગાંધીજીએ જવાની ના પાડી. તેમણે કહ્યું કે "મારી મોટી ફરજ તો જોહાનીસબર્ગમાં છે જ્યાં કોમને મારી જરૂર છે; અને છોકરાના જીવનમરણનો સવાલ તો ઈશ્વરના હાથમાં સોંપી દેવો જોઈએ." તે જ પ્રમાણે તેમની બીજી જેલજાત્રા દરમ્યાન તેમને બાની ગંભીર માંદગીનો તાર મળ્યો; અને જેલની મુલાકાતે આવનાર મૅજિસ્ટ્રેટે પણ તેમને સલાહ આપી કે "દંડ ભરીને જેલમાંથી છૂટા થાઓ ને તમારાં પત્નીની સારવાર કરવા જાઓ." ગાંધીજીએ ફરીવાર ના પાડી; અને જે કોમને માટે પોતે આધાર અને પ્રેરણારૂપ હતા તે કોમ જેનાથી કદાચ નબળી પડે એવું આ પગલું ભરવાનો, ને આવે વખતે કૌટુંબિક બંધનોથી બંધાઈ રહેવાનો, તેમણે ઇનકાર કર્યો. કારાવાસમાંથી તેઓ છૂટ્યા ને ફરી પાછા બીજીવાર ગિરફતાર થયા ત્યારે તેઓ કેસની સુનાવણી અનિશ્ચિત મુદતને માટે મોકૂફ રખાવી શકત, ને બા ગંભીર શસ્ત્રક્રિયા પછીની જે માંદગી ભોગવતાં હતાં તેમાં તેમની સારવાર કરી તેમને સાજાં કરી શકત. છતાં તેમણે જ્યારે સાંભળ્યું કે ટ્રાન્સવાલની સરકાર તેમને ફરી જેલમાં મોકલવા ઇન્તેજાર છે, ત્યારે તેઓ તરત જ નાતાલથી ટ્રાન્સવાલ ગયા; અને બાને વિષે માઠા પરિણામની આશંકા હોવા છતાં તેમને મરણપથારી જેવી સ્થિતિમાં મૂકતા ગયા. છતાં તેઓ અત્યંત પ્રેમાળ પતિ ને પિતા છે ને બાળકો પ્રત્યે તેમને અપાર હેત છે. વસ્તુતઃ તેઓ નાનાં બાળકો સાથે હોય છે ત્યારે તેમને જેટલો આનન્દ આવે છે તેટલો બીજે ક્યારેય નથી આવતો.

જાહેર ફરજ વિષેનું એમનું જે તીવ્ર ભાન છે તે તો વધારેમાં વધારે ત્યારે દેખાઈ આવ્યું જ્યારે તેઓ, ૧૯૦૮ના ફેબ્રુઆરીની પેલી યાદગાર સવારે પોતે સ્વેચ્છાએ નોંધણી કરાવશે એવું ટ્રાન્સવાલ સરકારને આપેલું વચન પાળવાને, નીકળ્યા હતા. કેટલીક ગેરસમજ એમના સ્પષ્ટ ખુલાસાથી ને સમજાવટથી પણ દૂર થઈ નહોતી, ને તેથી કોમનો એક નાનો વર્ગ તેમની સામે કડવો વિરોધ ધરાવતો થયો હતો, એની તેમને જાણ હતી. તેમને એ પણ જાણ હતી કે તેમના પર હુમલો કરવા ટાંપી રહેલો એક માણસ તેમની ઑફીસમાં જ હતો; ને તેમના પર ખુલ્લી શેરીમાં જ હુમલો થઈ શકે એમ

હતું, એટલે તેઓ ક્યારે બહાર નીકળે ને પોતાને લાગ મળી જાય એની વાટ જ જોઈ રહ્યો હતો. પોતાના એક દેશભાઈની સામે પોલીસનું રક્ષણ લેવાનો ગાંધીજીનો જરાયે વિચાર ન હતો. તેઓ તો સીધા રજિસ્ટ્રેશન ઑફીસ તરફ ચાલ્યા. રસ્તે પેલો ધારેલો હુમલો થયો. તેમને થયેલા અનેક ઘામાંથી લોહીની સેરો ફૂટતી હતી ને અતિશય વેદના થતી હતી, એવી સ્થિતિમાં તેમને રેવરંડ જોસેફ ડોકને ઘેર લઈ જવામાં આવ્યા. પણ મોઢા પર થયેલા ખરાબ ઘા પર ડાક્ટર ટાંકા મારે તે પહેલાં તેમણે, આગ્રહ કરીને, એશિયાવાસીઓ માટે નિમાયેલા નોંધણી અમલદારની હાજરીમાં ઐચ્છિક નોંધણી માટેની અરજીનું ફારમ ભર્યું; પોતાના ગરીબમાં ગરીબ અનુયાયીની પેઠે તેમાં શરીર પરની ઓળખાણ માટેની નિશાનીઓ વગેરે બધી જ વીગતો ભરી — કેમકે જેલમાં કે જેલ બહાર, જે હકો ને સગવડો પોતાના ગરીબમાં ગરીબ દેશભાઈને ન મળે તે પોતે લેવાની તેમણે મક્કમપણે ના પાડી છે—, અને પછી ડાક્ટરને ઘા પર ટાંકા મારવા દીધા. તે વખતે બેભાન કરનારી કંઈ દવા વાપરવા દેવાની પણ ના પાડી. તે દિવસે તેઓ માંદગીને બિછાને તાવ અને વેદનાને લીધે ઉછાળા માર્યા જ કરતા હતા; છતાં એવી સ્થિતિમાં પણ તેમણે હિંદી કોમને ઉદ્દેશીને એક નિવેદન લખાવ્યું; કેમકે કોમ તો આ અણધાર્યા હુમલાથી ને નોંધણી અમલદારોની અનેક બેવકૂફીભરી ભૂલોથી તે ક્ષણે તો ડઘાઈ જ ગઈ હતી. પેલું નિવેદન આ પ્રમાણે હતું:

“જેમણે આ કામ કર્યું છે તેમને પોતે શું કરી રહ્યા છે તેનું ભાન નહોતું. તેમને લાગ્યું કે હું કરી રહ્યો હતો તે કામ ખોટું હતું. તેથી તેમને જે એક જ ઇલાજ જાણીતો છે તે તેમણે અજમાવ્યો. એટલે મારી વિનંતી છે કે તેમની સામે કંઈ પણ પગલાં ન ભરવામાં આવે. આ હુમલો એક મુસલમાને કર્યો એ હકીકતથી હિંદુઓનાં મન કદાચ દુભાશે. એમ બનશે તો એ હિંદુઓ જગતની ને પોતાના સરજનહારની નજરમાં ગુનેગાર ઠરશે. ઊલટું આજે જે લોહી રેડાયું છે તેથી તો આ બે કોમ વચ્ચેની ઐક્યગ્રંથી અતૂટ બનો, એવી મારી હાર્દિક પ્રાર્થના છે. પ્રભુ એ મંજૂર રાખે! સત્યાગ્રહનો મર્મ સાચી રીતે સમજાય તો તેથી તો લોકોએ ઇશ્વર સિવાય કોઈ પણ માણસનો કે ચીજનો ડર છોડવો જોઈએ. આપણે જો સ્વેચ્છાએ નોંધણી કરાવીએ તો એને લગતો કાયદો સરકાર રદ કરશે એવું વચન તેણે

આપ્યું છે. એટલે સરકારને અને આ વસાહતને બને એટલી બધી મદદ કરવી એ દરેક સાચા હિંદીની પવિત્ર ફરજ થઈ પડે છે."

પોતાને ભાગે આવતી જવાબદારીઓ ઉઠાવવી, ને પોતાનાં કર્તવ્યો સ્વીકારવાં ને પાર પાડવાં, એ દક્ષિણ આફ્રિકાના ગોરાઓ સાથેના વહેવારમાં ગાંધીજીનો મુખ્ય વિચાર હતો. કેમકે તેમને ખબર હતી કે અણઘડ ને બેજવાબદાર લોકોથી પૂરેપૂરા હકો ભોગવી શકાતા નથી. તેથી જ તેમણે બોઅર યુદ્ધમાં ને ઝુલુ બળવા વખતે હિંદીઓનાં શુશ્રૂષાપથક ઊભાં કરી સેવા કરેલી. તેથી જ તેમણે જાહેર વહીવટ યોગ્ય રીતે ચલાવવામાં, ને હિંદી કોમ પર અમલ ચલાવવાના ને તેની ઉન્નતિ સાધવાના કામમાં, સરકારને તથા મ્યુનિસિપાલિટીને હંમેશાં મદદ કરવાની ઇચ્છા રાખેલી. પોતાના દેશભાઈઓની ખરી કિંમત અને તેમનું શુદ્ધ ચારિત્ર ઓળખવાની ગોરા વસાહતીઓને ફરજ પાડવી એ જ પ્રગતિ સાધવાનો એકમાત્ર ઉપાય છે, એમ તેમને હંમેશાં લાગતું. અને પોતાના મનુષ્યત્વની રક્ષા માટે લડત ચાલુ રાખવાની જે સલાહ તેમણે પોતાના દેશભાઈઓને આપેલી તેના મૂળમાં પણ બે કોમ વચ્ચે પરસ્પર આદર પેદા કરવાનો જ આશય હતો.

જરૂર પડ્યે પોતાના ઘણા દેશભાઈઓના મતથી ઊલટો મત દર્શાવતાં, કે કોઈ દેખીતી બૂરાઈ માટે કોણ જવાબદાર છે તે નિર્ભયપણે જાહેર કરતાં, ગાંધીજી આચકો ખાય એવા નથી. વસ્તુતઃ એમનું જે સામાન્ય વલણ છે તેનો સાર તેમણે આ લેખકને એકવાર કહેતાં એક વાક્યમાં આપી શકાય એમ છે: "લોકો કહે છે કે હું ધર્મપરાયણ માણસ છું ને રાજકારણમાં ફસાઈ પડેલો છું. ખરી વાત એ છે કે રાજકારણ એ જ મારું ક્ષેત્ર છે, ને તેમાં રહી હું ધર્મપરાયણ થવા મથી રહ્યો છું."

હિંદી કોમની બાબતમાં ગાંધીજીએ એક મોટામાં મોટું કામ પોતે કરવા ધાર્યું હતું. તે એ કે હિન્દુ મુસલમાન વચ્ચે ઐક્ય સ્થાપવું; અને તેઓ ભાઈ ભાઈ છે ને એક જ માતૃભૂમિનાં સંતાન છે એ ભાવના તેમનાં મનમાં જગવવી. હિંદુ તરીકે તેમનું પોતાનું વલણ મુસલમાનો પ્રત્યે કેવા પ્રકારનું હતું તે તેમણે એક મુસલમાન સજ્જનને લખેલા નીચેના પત્રમાં સારી રીતે વર્ણવેલું છે:

"હું હિંદુ મુસલમાન વચ્ચે મનમાં કદી જરા પણ ભેદભાવ રાખતો

નથી. મારે મન બંને ભારતમાતાના પુત્રો છે. હું જાણું છું કે હિંદુઓ સંખ્યામાં વધારે છે, અને તેઓ જ્ઞાન ને શિક્ષણમાં વધારે આગળ વધેલા મનાય છે. એટલે તેમણે તો પોતાના મુસલમાન ભાઈઓને માટે માર્ગ વધારે મોકળો કરી આપવો ઘટે છે. સત્યના પૂજારી તરીકે હું પ્રામાણિકપણે માનું છું કે મુસલમાનો જે ઇચ્છે તે હિંદુઓએ તેમને આપવું જોઈએ, અને તેમ કરવામાં તેમને આનન્દ આવવો જોઈએ. આમ પરસ્પર મોટું મન રાખીએ તો જ ઐક્યની આશા રાખી શકાય. હિંદુ અને મુસલમાન એકબીજાની સાથે સગા ભાઈની જેમ વર્તે ત્યારે જ ઐક્ય સ્થપાવા પામે; ત્યારે જ આપણે હિંદુસ્તાનનો અરુણોદય થવાની આશા રાખી શકીએ."

અને આપણે ઉપર જોઈ ગયા તેમ, હિંદુ મુસ્લીમ ભાઈચારાનો સંબન્ધ વધારે પાકો થાય તેને માટે ગાંધીજી પોતાનું લોહી રેડવા તૈયાર છે.

તેમની ખેલદિલી જોઈને તેમના મિત્રો ને અનુયાયીઓ જેમ સ્તુતિ કરે છે તેમ તેમના શત્રુઓ મૂંઝાય છે. ૧૯૦૮ ના અકટોબરમાં તેમને ગિરફ્તાર કરવામાં આવ્યા ને તેમના પર ટ્રાન્સવાલની સરહદ પર આવેલા વૉલ્કહર્સ્ટ ગામમાં મુકદ્દમો ચલાવવામાં આવ્યો ત્યારે તેમના આ ગુણનું એક ઉજ્જ્વલ ઉદાહરણ મળ્યું હતું. તે વેળા તેઓ પોતાના જે દેશભાઈઓનો બચાવ કરતા હતા તેમના તરફથી તેમણે નીચે પ્રમાણે પુરાવો આપ્યો હતો. તેમને કશી કબૂલાત કરવાનું કહેવામાં આવ્યું નહોતું, છતાં તેમણે કહ્યું:

"આ વસાહતમાં તેમને દાખલ થવાની સલાહ આપવાની જવાબદારી મારી એકલાની જ છે. તેઓ મોટે ભાગે મારી સલાહથી દોરવાયા છે, જોકે બેશક તેમણે પોતાની વિવેકબુદ્ધિ પણ વાપરી છે. મને લાગે છે કે એમને એ સલાહ આપવામાં મેં રાજ્યના શ્રેષ્ઠ હિતનો જ ખ્યાલ મનમાં રાખ્યો છે. મેં આ આરોપીઓને આ વસાહતમાં સભા ભરીને તેમજ છૂટાછૂટા દાખલ થવાની સલાહ આપેલી. તે વેળા કદાચ એમાંના એક જણને બાદ કરતાં બાકીનાઓનાં મનમાં આ વસાહતમાં દાખલ થવાનો વિચાર નહીં હોય. મેં આ આરોપીઓને દાખલ થવામાં મદદ કરી છે એમ હું જરૂર કબૂલ કરું. મારા કામનાં પરિણામો ભોગવવાને હું પૂરેપૂરો તૈયાર છું. એવી તૈયારી મેં હંમેશાં રાખી છે."

પછી પોતાના તરફથી જુબાની આપતાં તેમણે કહ્યું :" મેં નોંધણીનું પ્રમાણપત્ર રજૂ કરવાનો તથા અંગૂઠા કે આંગળાંની છાપ આપવાનો ઈનકાર કર્યો છે તે બાબતમાં હું માનું છું કે આ અદાલતના એક અમલદાર તરીકે મારે ખુલાસો કરવો જરૂરી છે. ૧૯૦૭ના એશિયાટિક ઍક્ટ પરત્વે સરકાર તથા બ્રિટિશ હિંદીઓ—જેમનો હું બ્રિટિશ ઇંડિયન ઍસોસિયેશનના મંત્રી તરીકે પ્રતિનિધિ છું — વચ્ચે મતભેદ છે. અને પૂરતા વિચાર પછી મેં મારે માથે જવાબદારી લઈને મારા દેશભાઈઓને એવી સલાહ આપી છે કે એ કાયદાની જે મુખ્ય કલમ છે તેને વશ ન થવું, પણ છતાં, રાજ્યના કાયદાપાલક પ્રજાજનો તરીકે, એ કાયદાએ ઠરાવેલી સજા ભોગવી લેવી. ખરું કે ખોટું પણ બીજા એશિયાવાસીઓની પેઠે હું પણ માનું છું કે આ કાયદો બીજી ઘણી વસ્તુઓની સાથે અમારા અંતરાત્માને દૂભવે છે. અને તેથી મેં માન્યું, ને હજુ પણ માનું છું, કે એશિયાવાસીઓને એને વિષેની પોતાની લાગણી બતાવવાનો એક જ રસ્તો છે; ને તે એ કે તેની સજાઓ વહોરી લેવી. હું કબૂલ કરું છું કે એ નીતિ અનુસાર, મારી પહેલાંના આરોપીઓને મેં આ કાયદાને તાબે ન થવાની — તથા, સરકારે જે રાહત આપવાનું વચન આપેલું તે રાહત, બ્રિટિશ હિંદીઓના મત પ્રમાણે, પૂરેપૂરી નથી મળી, એ જોતાં ૧૯૦૮ના ૩૬ માં કાયદાને પણ તાબે ન થવાની — સલાહ આપી છે. હવે અદાલત મને જે સજા ફરમાવે તે ભોગવવાને હું તેની સમક્ષ ઊભો છું."

બીજીવાર તેમને સજા કરવામાં આવી ત્યારે તેમણે અદાલત આગળ નીચે પ્રમાણે એકરાર કરેલો :

"આ અદાલત આગળ એના એ જ ગુના માટે મારે બીજીવાર હાજર થવું પડે છે એ મારું દુર્ભાગ્ય છે. મારો ગુનો ઇરાદાપૂર્વક ને જાણીબૂજીને કરેલો છે એ હું બરાબર જાણું છું. મારા ભૂતકાળના અનુભવની કસોટી પર મારા વર્તનને તપાસી જોવાની ઇચ્છા મેં પ્રામાણિકપણે રાખી છે. અને હું નિશ્ચયપૂર્વક એમ કહું છું કે, મારા દેશભાઈઓ ભલે ગમે તેમ કરે કે વિચારે, પણ રાજ્યના એક પ્રજાજન તરીકે ને અંતરાત્માને બીજી કોઈ પણ સત્તાના કરતાં અધિક આદર આપનાર મનુષ્ય તરીકે, રાજ્ય જ્યાં સુધી તેના પ્રજાજનોના એક વર્ગને મારી કલ્પના પ્રમાણેનો ન્યાય ન આપે ત્યાં સુધી મારે તેની સજાઓ વહોરી લેવાનું ચાલુ રાખ્યે જ છૂટકો છે. હું જે વર્તન ચલાવી

રહ્યો છું તેને જો ગુનારૂપ ગણવામાં આવે, તો એશિયાવાસીઓની લડતમાં હું મોટામાં મોટો ગુનેગાર છું એમ મારું માનવું છે. તેથી મને એ વાતની દિલગીરી છે કે જે સજા મારા કેટલાક સત્યાગ્રહી સાથીઓને મળી તે હું માગી શકું એવી કલમની રૂએ મારા પર કામ ચલાવવામાં નથી આવતું; છતાં મારી તમને વિનંતી છે કે તમે મને ભારેમાં ભારે સજા કરશો. ”

એક ગ્રીક વીરે યુદ્ધના ધમસાણમાં ધસી જઇને શત્રુના ભાલાના ઘા બધા પોતાની છાતીપર ઝીલી લઈ મૃત્યુ વહોરી લીધેલું, એવી એક વાત છે. તેની પેઠે ગાંધીજી પણ પોતાના દેશભાઈઓને મુક્તિ અપાવવા સારુ પૂરેપૂરી જવાબદારી ને ભારેમાં ભારે સજા ઉઠાવવા આતુર હતા. જેલમાં પણ તેમને સત્યાગ્રહ કરવાનો પ્રસંગ આવેલો. તેમની સાથેના હિંદી કેદીઓને વધારે અનુકૂળ ખોરાક ન આપવામાં આવે ત્યાં સુધી પોતાને માટે જે ખાસ ખોરાક અપાતો હતો તે ખાવાની તેમણે ના પાડેલી; અને છ અઠવાડિયાં એક જ ટંક જેમતેમ ખાઈને ચલાવેલું. છેવટે સરકારે ખોરાકના ધોરણમાં ફેરફાર કરવાનું વચન આપ્યું; ને પાછળથી તે પાળી ખોરાકમાં સુધારો કર્યો !

ગાંધીજીએ ટ્રાન્સવાલની તામીલ કોમ આગળ આપેલા ભાષણમાં સત્યાગ્રહના અર્થ વિષેનો પોતાનો વિચાર આ પ્રમાણે સમજાવેલો: “ યાદ રાખો કે આપણે પ્રહ્લાદ અને સુધન્વાના વંશજો છીએ. તે બંને શુદ્ધમાં શુદ્ધ સત્યાગ્રહી હતા. તેમને જ્યારે હરિનું નામ લેવાની ના પાડવામાં આવી ત્યારે તેમણે માતપિતાની આજ્ઞા પણ માનવાની ના પાડી. પોતાના પર જુલમ કરનારાઓને કષ્ટ દેવાને બદલે તેમણે જાતે ઘોરમાં ઘોર કષ્ટો સહન કર્યાં. આપણને અહીં ટ્રાન્સવાલમાં ઇશ્વરનો ઇનિકાર કરવાનું કહેવામાં આવે છે; કેમકે આપણને આપણી માણસાઈ છોડવાનું, આપણી પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું, ને આપણા દેશનું જે અપમાન થયું છે તે ગળી જવાનું, કહેવામાં આવે છે. આવે વિષમ પ્રસંગે આપણે આપણા પૂર્વજોએ કર્યું એટલું પણ નહીં કરીએ ? ”

ગાંધીજીની સાદાઈ પાર વિનાની છે. ટૉલસ્ટૉય અને રસ્કીને સાદી રહેણીનો જે ઉપદેશ આપ્યો છે તેના ગાંધીજી નૈષ્ઠિક અનુયાયી છે; અને

તેઓ પોતે તપસ્વીનું જીવન ગાળે છે. સાદામાં સાદાં ફળ ખાય છે, ઘણીવાર સાવ ખુલ્લામાં સાદડી કે ગુણપાટના પાથરણા પર સૂઈ જાય છે, ને શરીરના દેખાવની કે ટાપટીપની જરાયે પરવા નથી રાખતા. તેઓ સ્વેચ્છાએ અકિંચન અને અપરિગ્રહી બન્યા છે. તેમણે વકીલાતનો ધંધો સાવ છોડી દીધો છે; કેમકે તેમને લાગ્યું કે જે ધંધાનો છેવટનો આધાર પશુબળ પર છે તે ધંધામાંથી પોતે આજીવિકા મેળવવી ધર્મ્ય ન ગણાય. તેઓ સગાઈનું કે રૂઢિનું કોઈ બંધન સ્વીકારતા નથી; માત્ર પોતાના અંતરાત્માની આજ્ઞાનું જ બંધન સ્વીકારે છે. રામકૃષ્ણ પરમહંસે પોતાના વાળ વડે એક હરિજનના ઝૂંપડામાંથી કચરો કાઢીને, પોતાના મનમાંથી જાતિનું અભિમાન ગયું છે કે નહીં તેની કસોટી કરી હતી. મોહનદાસ ગાંધીએ એ જ કસોટી એક જંગલી માણસના ઘા પોતાને હાથે ધોઈને કરી છે. તેમને મન તો ધર્મના પ્રાણરૂપ ભાવના એ જ સર્વોપરી છે; જગત અને તેનો અભિપ્રાય કશા હિસાબમાં નથી. હિંદુ અને મુસલમાન, ખ્રિસ્તી અને અખ્રિસ્તીની વચ્ચે ભેદભાવ કેમ રખાય એ તેમને આવડતું જ નથી. તેમને મન તો એ બધા જ ભાઈ છે, સહોદર છે, પરમાત્માના અંશો છે, આત્માનો આવિષ્કાર કરવા મથી રહેલા સહચારી જીવો છે. તેમની પાસે જે કંઈ છે તે બધું તેઓ આપી દે છે. સેવા ને ત્યાગથી કાયાને ઘસી નાખવી, ને સર્વસ્વનો પૂરેપૂરો ભોગ આપવો, એ એમના સ્વભાવની જ માગણીઓ છે. એમની ઊંડી આત્મપરાયણતાની અસર આસપાસનાં સહુ માણસ પર થાય છે. તેથી કોઈ પણ માણસ એમની હાજરીમાં પાપ કરવાની હિંમત નથી કરતો. તેઓ પોતાના મિત્રોના સુખમાં રાચે છે. પણ તેમને જ્યારે ખરી વાત બતાવવાની ને ખોટી વાતને વખોડવાની પોતાની ફરજ લાગે છે ત્યારે એ મિત્રોનાં મનમાં આધ્યાત્મિક અશાન્તિ પેદા કરતાં તેમને સંકોચ નથી થતો. તેઓ જૂઠાણા પ્રત્યે આંખમીંચામણાં કરી નથી શકતા, પણ તેને માટે તેઓ ઠપકો પણ પ્રેમપૂર્વક આપે છે. વસ્તુતઃ બૂરાઈની સામે તેમની પાસે પ્રેમરૂપી એક જ શસ્ત્ર છે. તેઓ દરેક સજીવ વસ્તુમાં ઈશ્વરને જુએ છે; અને તેથી મનુષ્યમાત્ર પ્રત્યે તથા આખી પ્રાણીસૃષ્ટિ પ્રત્યે તેમના મનમાં પ્રેમભાવ છે. તેઓ કડક નિરામિષાહારી છે, તે રૂઢ ધાર્મિક માન્યતાને લીધે નહીં, પણ એટલા માટે કે તેઓ કોઈ પણ જીવની હિંસા કરી શકતા નથી, ને તેઓ માને છે કે

જીવમાત્ર ઈશ્વરના પેદા કરેલા છે ને તેને જિવાડવા મારવાનો અધિકાર ઈશ્વરને જ છે. તેમની ધર્મશ્રદ્ધા બીજા કોઈ ધર્મના કરતાં જૈન અને બૌદ્ધ ધર્મની વધારે નજીક છે; જોકે કોઈ પણ રૂઢિબદ્ધ ધર્મ તેમને ખરેખર પોતાના તાબામાં રાખી શકે એમ નથી. તેઓ સર્વને ઈશ્વરરૂપ માને છે; ને તેમનો આખો આચાર એ જ ધોરણે ઘડાય છે. કદાચ આ પેઢીમાં હિંદુસ્તાને આવા પુણ્યપુરુષ—સંત, દેશસેવક ને મુત્સદ્દીના ત્રિવેણીસંગમરૂપ પુરુષ—કોઈ ઉત્પન્ન કર્યા નહીં હોય. એમની એકમાત્ર ઈચ્છા એમના દેશભાઈઓમાં ઐક્ય સ્થપાયેલું જોવાની છે. દક્ષિણ આફ્રિકામાં એમણે કરેલા દરેક પ્રયત્નમાં આશય એ બતાવવાનો હતો કે હિંદનું રાષ્ટ્રીય ઐક્ય શક્ય છે, અને રાષ્ટ્રની ઈમારત કયા પાયા પર રચાઈ શકે એમ છે. તેમની મોહ પમાડે એવી રીત-ભાત, આનંદ ઉપજાવે એવું સ્મિત, આહ્લાદ ઉપજાવે એવી નિખાલસતા, અને વિચાર તથા કાર્યની મૌલિકતા, એ ગુણો બતાવી આપે છે કે તેઓ માણસોના નેતા થવાને નિર્માયેલા છે. પણ જેમને એમનો સારામાં સારો પરિચય છે તેઓ તો એમને ધાર્મિક શિક્ષક, ઈશ્વરની હસ્તીનું ભાન કરાવનાર, ને વિશુદ્ધ પુણ્યાત્મા તરીકે જ ઓળખે છે. એમના આખા જીવનનાં વિનય, નમ્રતા ને સંપૂર્ણ સ્વાર્થત્યાગ જેમને જોવાને આંખ, સાંભળવાને કાન, ને સમજદાર હૃદય છે તે સહુને માટે એક પદાર્થપાઠ પૂરો પાડે છે.

તેઓ કેવાં વ્રતો ને ઉપવાસો કરતા ને પોતાના ભૌતિક દેહને વિશુદ્ધ બનાવવાને કેવો પ્રયત્ન કરતા, એ બધાની કથા એ જેમને માટે કષ્ટસહન નિત્યના આનન્દ અને આહ્લાદરૂપ છે એવા એક પુરુષની કથા થઈ પડે એવી છે. ઘણા દેહદંડન કરનારાઓ કરે છે એમ તેઓ પોતાની આત્મ-પરાયણતા ગુમાવીને દેહનું દમન કરતા નહીં. તેમને તો જેમજેમ પોતાનો ઉચ્ચતર સ્વભાવ પ્રગટ કરવાની ને દેશસેવામાં વધારે શક્તિ વાપરવાની મોકળાશ મળતી તેમતેમ તેમનો આત્મા વધારે ને વધારે આનંદથી ખીલી ઊઠતો. તેઓ ખરેખરા ભક્ત છે; અત્યંત તીવ્ર તાલાવેલીવાળા ને માનવ-પ્રેમવાળા ઈશ્વરના બંદા છે. તેમની પોતાની સ્તુતિ તેમને દુ:ખદ અને અરુચિ-કર થઈ પડે છે; પણ પોતાના સાથીઓની સ્તુતિ તો તેઓ મુક્તકંઠે કરે છે.

ઘરમાં ઘઉં દળવાથી માંડીને ફળઝાડ વાવવાં, નાનાં બાળકોને ભણાવવાં, ને હરદ્વારના કુંભમેળામાં પોતાના દેશભાઈઓની સેવા કરવી ત્યાં સુધીનું

એમના જીવનનું પ્રત્યેક કાર્ય, જે પરમાત્મા તેમના જીવનને વ્યાપી વળેલો છે તે પરમાત્માની સેવારૂપે જ થયું છે ને આજે પણ થઈ રહ્યું છે.

પણ આ પુરુષ મોહનદાસ ગાંધીનું જે ભવ્ય વ્યક્તિત્વ છે તેની આગળ તેમનું પ્રમાણમાં કૃશ અને ક્ષીણ એવું શરીર ગૌણ બની જાય છે. તેમની હાજરીમાં માણસને એમ લાગે છે કે પોતે ધર્મનીતિની કોઈ જીવતીજાગતી ને વિરાટ મૂર્તિની સમક્ષ ઊભો છે. તેમનો નિતાન્ત નિર્મળ આત્મા એ એક એવું સ્વચ્છ, શાંત સરોવર છે, જેના પાણીમાં માણસ પરમ સત્યનું સ્વચ્છ પ્રતિબિંબ પડેલું જુએ છે. તેમની નમ્રતા એવા પ્રકારની છે કે તેની આગળ ગમે તેવા શત્રુભાવવાળા પ્રતિપક્ષીઓના પણ રોષ શમી ગયા છે. તેમની પાસે યુદ્ધને માટે શસ્ત્રો સજેલાં નથી; છતાં તેઓ શાંતિ મેળવી શક્યા છે, કેમકે નીતિધર્મનાં જુગ જૂનાં શસ્ત્રો તે જ તેમનાં શસ્ત્રો છે — શાંત નિશ્ચય, આત્માનો ઉલ્લાસ, વિષયવાસનાનો ત્યાગ, મનુષ્યોની સેવા, નમ્રતા, દૃઢતા, ને પ્રત્યેક જીવ પ્રત્યે સમાનભાવે ઢોળેલો પ્રેમ. જે હિલચાલના કેન્દ્રભાગમાં આવા પુરુષ હોય તે હિલચાલનો જય થયા વિના રહે જ નહીં. અને તેથી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની હિલચાલનો સફળ અંત આવ્યો, અને તેના મોટામાં મોટા નેતા એથીયે વિશાળ ક્ષેત્રમાં એથીયે મોટી સેવા કરવાને મોકળા થયા. દરમ્યાન તેમણે દક્ષિણ આફ્રિકામાં વસતા પોતાના દેશભાઈઓના વિકાસનો રસ્તો ઠરાવી આપ્યો છે; સ્વદેશમાં વસતા પોતાના દેશભાઈઓના દેશોન્નતિકારક વિકાસને માટે રસ્તો ને સાધન બતાવ્યાં છે; દક્ષિણ આફ્રિકાના હિંદીઓની લડતના પક્ષમાં સારામાં સારા યુરોપિયનોનો સમભાવ મેળવ્યો છે; સત્યાગ્રહની શક્તિ કેટલી છે તે પ્રયોગ કરીને અજમાવી જોયું છે; અને જે પુરુષો પ્રત્યે સ્વદેશ અને જગત આભારની લાગણી ધરાવે છે તે પુરુષોની સુવર્ણાક્ષરે લખાયેલી યાદીમાં એક નામ ઉમેર્યું છે.

છતાં આટલામાં એમનું આખું પુરુષત્વ સમાઈ જતું નથી. તમે એમ ન કહી શકો કે આ ગાંધીજી રહ્યા, પેલા ગાંધીજી રહ્યા. તમે ચોક્સાઈથી માત્ર એટલું જ કહી શકો કે તેઓ અહીં છે, કે તેઓ ત્યાં છે. દરેક ઠેકાણે એમનો પ્રભાવ રાજ્ય કરે છે, એમની સત્તાનો અમલ ચાલે છે, એમનું વ્યાપક ને પકડ્યું ન પકડી શકાય એવું વ્યક્તિત્વ વ્યાપી રહેલું છે. અને એમ જ હોવું જોઈએ; કેમકે સર્વ મહાપુરુષોને વિષે એક વાત સાચી છે કે તેઓ અકળ

હોય છે, તેમનું લેખું માંડી શકાતું નથી, તેમના વ્યક્તિત્વને વ્યાખ્યાના ચોકઠામાં સમાવી શકાતું નથી. જે નિત્ય ને અનન્ત પરમાત્મામાંથી તેઓ ઉદ્દ્ભવ્યા છે ને જ્યાં પહોંચવાના છે તે પરમાત્માના સ્વભાવનો અંશ તેમનામાં પણ હોય છે. તેમના પગ ધરતી પર ને હાથ તારાઓમાં હોય છે; અને તેઓ શોધકોને રસ્તો બતાવનાર, નિર્બળ ને થાકેલાને પ્રોત્સાહન આપનાર, ને આશારૂપી વાયુના ઊંડા શ્વાસ લેનારાઓને પ્રેરણાનો પાનો ચડાવનાર હોય છે.

## ૧૩. ગાંધીજી અને સ્ત્રીઓ

### મીલી ગ્રેહામ પોલાક

ઘણીખરી સ્ત્રીઓ પુરુષોને ચાહે છે તે તેમનામાં જેને સામાન્ય રીતે પુરુષના ગુણ ગણવામાં આવે છે તે હોય છે તેને લીધે. પણ મહાત્મા ગાંધી પ્રત્યે ઘણી સ્ત્રીઓ પ્રેમ ધરાવે છે તે તેમના સ્ત્રીસહજ ગુણોને લીધે—ભારે શ્રદ્ધા, ભારે હિમ્મત, ભારે એકનિષ્ઠા, ભારે ધીરજ, ભારે કોમળતા, ને ભારે સહૃદયતા વગેરે જે ગુણો સામાન્યપણે સ્ત્રીઓમાં હોય એમ મનાય છે તેને લીધે. સ્ત્રીઓ કળી શકી છે કે ગાંધીજી પોતાના સહયાત્રી છે; જે રસ્તા પર પોતે મુસાફરી કરી રહી છે તે જ રસ્તે તેઓ પણ ચાલીને આગળ નીકળી ગયા છે; અને સ્ત્રીઓ પ્રત્યે ઊંડો, શુદ્ધ, ને સર્વથા નિર્વિકાર એવો પ્રેમ તેઓ ધરાવી શકે છે. સર્વ પ્રકારની સ્ત્રીઓ સંકટ અને મૂંઝવણને પ્રસંગે તેમની પાસે ગઈ છે; અને સ્ત્રીઓના જીવનનો એકેય પ્રશ્ન એવો નથી જે તેમની ઇચ્છા હોય તો તેઓ ગાંધીજીની સાથે પૂરેપૂરી છૂટથી, ને કશા પણ અંતરપટ વિના, ચર્ચી ન શકી હોય. એમને એટલી ધારણ હતી કે ગાંધીજી તેમની મુસીબતોનો કંઈક ઉકેલ સુઝાડશે, ને તેમને ચાલવાનો રસ્તો અતિશય વિકટ નથી એમ દેખાડી આપશે. પ્રેમને ખાતર બૂરું કામ કરવાનું સ્ત્રીને માટે કેટલું સહેલું હોય છે એ તેઓ સમજતા દેખાય છે; એ કામની પાછળ જે આત્મસમર્પણની ભાવના રહેલી છે તેના પ્રત્યે તેમને સમભાવ છે; છતાં એવા કામને તેઓ વિનાસંકોચે વખોડી શકે છે, અને બતાવી શકે છે કે પ્રિયજનની ઊંચામાં ઊંચી કોટિની ઇચ્છા સિવાય બીજા કોઈ પણ પ્રકારની ઇચ્છાને સંતોષવી એ પ્રેમપૂર્વક સેવા કરવાનો રસ્તો નથી. પોતાના પતિના અતિશય બૂરા કામમાં પોતાને સંમત થવું પડ્યું હોય તેને લીધે બહુ જ દુ:ખી થયેલી કોઈ બહેન ગાંધીજી પાસે આવી

હોય, એવા ઘણા પ્રસંગો મારી જાણમાં છે. મહાત્માજીએ એની મુશ્કેલી પ્રત્યે સમભાવ બતાવ્યો છે; પોતાના પતિના બૂરા કામનું વર્ણન પોતાની આગળ કરવું એવી સૂચના સરખી કદી નથી કરી; પણ પતિની પાસે તેનું વર્તન સુધરાવવા માટે પોતાનો બધો જ પ્રેમ ને બધી જ સ્ત્રીશક્તિ વાપરવાની એ બહેનને સલાહ આપી છે. તેમણે પોતે તો તપસ્વીનો માર્ગ સ્વીકાર્યો છે; પણ જે માણસો તપ ત્યાગના અતિ શીતળ ને આકરા માર્ગ પર ચાલી નથી શકતાં તેમને માટે તેમણે હંમેશાં ઉદારતાપૂર્વક છૂટ મૂકી છે, એ હું જાણું છું. તેમની સાથે ચર્ચા કરનારી કોઈ બહેનને સુખસગવડ અને શણગાર જરૂરના લાગ્યા હોય તો એવી બહેનને ગાંધીજી પોતાનું ચાલે તો એ વસ્તુઓ આપે પણ ખરા; પણ સાથેસાથે તેઓ એ બહેનને એમ પણ સમજાવે કે ખરી સુંદરતા એ તો આત્માની સુંદરતા છે, ને તેણે જગતની વસ્તુઓને પોતાની માની તેમાં જ રચ્યાપચ્યા રહેવું યોગ્ય નથી. આટલી બધી સ્ત્રીઓ, પોતાની પાસે પુષ્કળ સંપત્તિ હોવા છતાં, તેની બહાર ઊભી શકે છે, ને તેનાથી અલિપ્ત રહી શકે છે, એ વસ્તુ કેટલીકવાર તેમના ધ્યાનમાં બરાબર આવી નથી. ઘણીવાર તો એ વસ્તુઓ છોડી દેવાનો પ્રસંગ આવે છે ત્યાં સુધી સ્ત્રીને પોતાને પણ પોતાની એ શક્તિનું ભાન હોતું નથી. એવો પ્રસંગ આવે ત્યારે તેને ખબર પડે છે કે એ આભૂષણો ને શણગારનો એને મન બહુ જ ઓછો અર્થ છે, ને એ કંઈ જીવનની સૌથી અગત્યની વસ્તુ નથી.

મહાત્માજી નાના બાળકને હાથમાં લઈ ઓરડામાં આંટા મારતા હોય; લગભગ અજાણતાં પણ, સ્ત્રી કરે છે એવી જ રીતે, બાળકને છાનું રાખવા મથતા હોય; અને સાથેસાથે રાજકારણ, કોમી કલહ કે ફિલસૂફીના વિકટ ને અટપટા પ્રશ્નો વિષે અત્યંત સ્પષ્ટતાથી ચર્ચા કરતા હોય; એવું દક્ષિણ આફ્રિકામાં ઘણીવાર બનતું. એમને એવી રીતે ફરતા ને વાતો કરતા હું કલ્પનામાં ઘણીવાર જોઉં છું. બાળકો સ્વયંસ્ફૂર્તિથી એમના સ્વભાવનું આ લક્ષણ જાણી જતાં. પોતાને જોઈએ છે તે શાન્તિ ને આનન્દ ત્યાં મળશે તેઓ તેમની એવી ખાતરીથી પાસે પહોંચી જતાં. બાળપણ વટાવી ગયેલાં કિશોર કિશોરીઓનાં મનમાં પરસ્પરવિરોધી લાગણીઓ સંગ્રામ કરી રહી હોય; તેઓ સ્વતંત્રતા મેળવવા ને અંતરની લાગણીઓ પ્રગટ કરવા મથી રહ્યાં હોય, ને તેમનાં મન વિકાસ પામતાં હોય. એવાં કિશોર વયનાં છોકરા છોકરીઓ કરતાં નાનાં બાળકો જોડે

કામ લેવું ગાંધીજીને સહેલું પડતું એમ કેટલીક રીતે મને લાગ્યું છે. વ્યક્તિના જીવનનો વિકાસ ચાલી રહ્યો હોય એવે વખતે કેવાં પ્રબળ વાવાઝોડાં બુદ્ધિને ઉખાડીને ફેંકી દે છે, એ તેઓ સહેલાઈથી ન સમજી શકતા. ને દુર્ભાગ્યે એવો પ્રસંગ ક્યારેક બનતો ને કોઈ યુવક યુવતી તેમને છેતરતાં, ત્યારે યૌવનકાળના માનસમાં કેવી અજબ જટિલતા ને પરસ્પરવિરોધી લાગણીઓ હોય છે એ તેઓ, પોતાની સાવ સરળ સાદાઈને લીધે, ન સમજી શકતા. જે સીધે રસ્તે ચાલવું યોગ્ય છે એ રસ્તો તેમને પોતાને એટલો સ્પષ્ટ દેખાતો, કે જે વરસોમાં વ્યક્તિ બાળપણ છોડીને પ્રૌઢ વયમાં પ્રવેશ કરે છે તે વરસોમાં દેખાતા વિવિધ સ્વભાવની સાથે કામ લેવામાં તેમને કંઈક મુશ્કેલી પડતી એમ દેખાતું. પણ પુરુષ કે સ્ત્રી પ્રૌઢ વય પ્રાપ્ત કરે એટલે ફરી પાછું મહાત્માજીને માટે તેની સાથે સમાગમ ને સમભાવ સાધવાનું સહેલું થઈ પડતું; ને તે બંને તેઓ પૂરેપૂરા સાધી શકતા.

દક્ષિણ આફ્રિકાના સમયનાં અનેક ચિત્રોમાંનું બીજું એક ચિત્ર મારા મન આગળ સ્પષ્ટપણે ખડું થાય છે. તે ફિનિક્સ આશ્રમના આરંભકાળનું છે. મહાત્માજી એ વખતે બ્રહ્મચર્યને વિષે ચોક્કસ વિચારો પર આવ્યા હતા. એ વિષય પર તેમણે બહુ જ નિશ્ચયપૂર્વક લખ્યું ને કહ્યું હતું. પૃથ્વી પર મનુષ્ય-જીવન ચાલુ રહેવાને વિષે મારે એમની સાથે અનેકવાર ચર્ચા થઈ હતી. એકવાર તો મેં એમ પણ કહેલું કે "ઈશ્વરે સ્ત્રીપુરુષનાં હૃદયમાં વાસના ને આકર્ષણ મૂક્યાં છે એ ખોટું જ કર્યું હોવું જોઈએ. કેમકે એ સ્ત્રીપુરુષો જો તમારો સિદ્ધાંત સ્વીકારે ને તેને અનુસરે તો ઈશ્વર સૃષ્ટિ દ્વારા પોતાનો જે આવિર્ભાવ કરે છે તે તો બંધ જ થઈ જાય. ઈશ્વરે સૃષ્ટિમાં મનુષ્યના સર્જનને માટે જે રીત ઠરાવેલી છે તેનો ત્યાગ કરવો એ કંઈ વિકાસ પામેલી માનવજાતિનું ધ્યેય નથી. એમાં સંયમ રાખવો એ તેનું ધ્યેય છે ખરું." આ વાતચીત પછી થોડા જ વખતમાં ફિનિક્સ આશ્રમની એક બહેને બાળકને જન્મ આપ્યો. બે ત્રણ દિવસ પછી મારા પતિ ને હું ફિનિક્સ ગયાં ત્યારે મેં જાણીજોઈને એ વિષે વાત ન કાઢી. મને લાગ્યું કે મહાત્માજી કદાચ એ બનાવથી નારાજ થયા હશે. થોડી વાર પછી, બીજી બધી વાતો કરી રહ્યા બાદ, તેમણે આશ્ચર્યથી કહ્યું: "તમે પેલાં મા ને બાળક વિષે તો પૂછ્યું જ નથી. તમારે એમને જોવાં નથી શું?" પછી તો તેઓ અમારી સાથે બાળકને જોવા આવ્યા; ને તેમણે

માતાની સાથે શાન્તિ ને આનંદથી વાતો કરી. ત્યારે હું પલકવારમાં સમજી ગઈ કે, જેમ સ્ત્રી કરે છે તે જ પ્રમાણે, ગાંધીજી પણ તાત્ત્વિક સિદ્ધાન્તો અને મનુષ્યની જરૂરિયાતો ને લાગણીઓ એ બે વચ્ચે ભેદ પાડે છે.

## ૧૪. એક રેખાચિત્ર

### વિલિયમ પિયરસન

હિંદુસ્તાનની જનતા ગાંધીજીને માત્ર સંત તરીકે નથી પૂજતી. રાષ્ટ્રીય આકાંક્ષાના ક્ષેત્રમાં ગાંધીજી એ જનતા પર લગભગ અમર્યાદ પ્રભાવ ધરાવે છે. પણ એનું કારણ એ નથી કે તેઓ મુખ્યત્વે મુત્સદ્દી છે. રાજકાજમાં સફળતાને માટે જે ગુણો સામાન્યપણે આવશ્યક ગણાય છે તેમાંનો એકેય તેમનામાં નથી. તેઓ કાવાદાવા કરનાર મુત્સદ્દી નથી, કેમકે તેઓ પોતાની આખી બાજી ખુલ્લી કરી દે છે. સિદ્ધાંતની બાબતમાં તેઓ માંડવાળ કરતા નથી; અને એમના જાહેર જીવનમાં કોઈ પણ પ્રસંગે તેમણે સિદ્ધાંતને બદલે વ્યવહારનીતિ પર આધાર રાખ્યાનું જાણ્યામાં નથી. તેઓ કોઈ પણ પક્ષના નથી; એટલે તેમને પોતાના પક્ષને આગળ કરવાની ખેવના નથી. મિત્રોની તેમજ શત્રુઓની ટીકાથી તેમનું મન વિચલિત થતું નથી. તેમણે પોતે કહ્યું છે: "હું જે ધાર્મિક માણસોને મળ્યો છું તેમાંના ઘણાખરા પ્રચ્છન્ન રૂપમાં મુત્સદ્દીઓ છે. પણ હું મુત્સદ્દીનો વેશ પહેરવા છતાં હૃદયથી ધાર્મિક માણસ છું."

તેમની રાજનીતિ ગમે તે પ્રકારની હોય તોપણ, તેમના તપોમય જીવનના આ દૃષ્ટાન્તથી જ હિંદની જનતા તેમના પ્રત્યે આકર્ષાય એમ છે. તેમને અંગત મોટાઈની લાંચ કે લાલચ આપીને તેમની પાસે તેમની કાર્યપદ્ધતિ બદલાવી શકાય એવું નથી. તેઓ એવા માણસ છે કે એકવાર એક સિદ્ધાન્ત સ્વીકાર્યા પછી મિત્રોને પણ તસુભાર નમતું નહીં આપે; જોકે એમને ખબર તો હોય કે નમતું આપવાથી તેમને ઘણા અનુયાયીઓ મળી શકે એમ છે. કેટલાક લોકોએ કહ્યું છે કે તેઓ આસપાસના માણસોથી સહેજે દોરવાઈ જાય છે; અને જે ગરમ વિચારના નેતાઓ તેમની સંત તરીકેની કીર્તિને પોતાના પ્રચાર-કાર્યના કીમતી સાધનરૂપ ગણે છે તેઓ તેમને સાધનરૂપે વાપરે છે. ખરી હકીકત તો એ છે કે પોતાની ધારણા પર બહારના દબાણની જેટલી ઓછી

અસર ગાંધીજી પડવા દે છે, ને એવા દબાણને લીધે ધાર્યો રસ્તો છોડી જેટલા ઓછા તેઓ આડા જાય છે તેવું બીજો કોઈ પણ માણસ કરતો નથી. કેટલાંક વરસ પર ગાંધીજીને પહેલીવાર મળવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું ત્યારે એમના આ ગુણનો એક અજબ દાખલો મારા જોવામાં આવેલો.

દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓ પ્રત્યે જે દુર્વર્તન ચલાવવામાં આવતું હતું તેને લીધે ત્યાં ૧૯૧૩ ની પાનખર ઋતુમાં ખળભળાટ થયેલો. દક્ષિણ આફ્રિકામાં પોતાના દેશભાઇઓને બ્રિટિશ સામ્રાજ્યના ગોરા પ્રજાજનોના જેવા જ પ્રજાજન તરીકેના હક મળે એ માટે ગાંધીજી વરસો થયાં મથી રહ્યા હતા. આ કામને જ બધો વખત આપી શકાય તે માટે તેમણે વકીલાતની ધીકતી કમાણી છોડી દીધી હતી. ૧૯૧૩ માં ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાની સરકાર પાસે પોતાની માગણીઓનો સ્વીકાર કરાવવા માટે મોટા પાયા પર સત્યાગ્રહ શરૂ કર્યો. તેમની વિનંતી માન આપી હજારો પુરુષો, સ્ત્રીઓ ને બાળકો પરવાના વગર નાતાલમાંથી ટ્રાન્સવાલમાં દાખલ થયાં, અને બીજાં ઘણાંએ ખાણોમાં ને શેરડીનાં ખેતરોમાં હડતાળ પાડી. સરકારે હજારોને પકડી જેલમાં પૂર્યાં; અને અગાઉ કદી ન થયેલી એટલી કેદીઓની સંખ્યા માટે જગા કરવાને ખાણોની જ જેલો બનાવી દીધી. ગાંધીજી ને તેમના બેત્રણ ગોરા સાથીઓને પણ જેલમાં પૂરવામાં આવ્યા. એ ખબરથી હિંદમાં લોકલાગણી એટલી બધી ઉશ્કેરાઈ કે વાઇસરૉય લૉર્ડ હાર્ડિંગે મદ્રાસમાં કરેલા ભાષણમાં દક્ષિણ આફ્રિકામાં સામ્રાજ્યના હિંદી શહેરીઓ પ્રત્યે થતા વર્તનનો જાહેર વિરોધ કર્યો. હિંદના દરેક પ્રાન્તમાં લોકોએ ભેગા મળીને વિરોધ કર્યો, અને હિંદ તેમજ વિલાયત બંનેની સરકાર ચોંકી ગઈ. આખરે દક્ષિણ આફ્રિકાની સરકારે સામ્રાજ્યને જોખમ જોઈને ઉતાવળે હિંદી નેતાઓની ફરિયાદોની તપાસ કરવા માટે એક કમિશન નીમ્યું, ને એ નેતાઓ પુરાવો આપશે એવી આશા રાખી. પણ કમિશનમાં તેમણે હિંદી કોમનો પસંદ કરેલો કોઈ માણસ કે તેનો પ્રતિનિધિ ન નીમ્યો. કમિશનની તપાસના વિષય કે તેના સ્વરૂપ વિષે હિંદી નેતાઓની સલાહ પણ ન પૂછી. ગાંધીજીએ એની સામે વાંધો ઉઠાવ્યો, ને એવી માગણી કરી કે આ કમિશન પર સભ્ય તરીકે કામ કરવા માટે હિંદી કોમને ઓછામાં ઓછો પોતાનો એક પ્રતિનિધિ તો નીમવા દેવો. સરકારે એની ના પાડી. એટલે ગાંધીજીએ જાહેર કર્યું કે

એની સામે વિરોધ તરીકે તેઓ પોતે કમિશન આગળ પુરાવો નહીં આપે, એટલું જ નહીં પણ કોઈ પણ સ્વમાનવાળા હિંદીને પુરાવો આપવાની સલાહ નહીં આપી શકે. આથી તો દેખીતી રીતે કમિશનની મહેનત નકામી થઈ પડે; અને સાથેસાથે હિંદીઓની આકાંક્ષાઓના વિરોધીઓને એમ કહેવાની તક મળે કે હિંદીઓનો કેસ નબળો હતો માટે જ તેમણે પુરાવો આપવાની ના પાડી. હિંદમાં, મહાન હિંદી મુત્સદ્દી ને લોકનેતા ગોખલેજી, જેમને માટે ગાંધીજીને ઊંડામાં ઊંડાં માન અને પ્રેમ હતાં, તેમણે આ વસ્તુ સ્પષ્ટપણે જોઈ; અને ગાંધીજી પાસે તેમનો નિર્ણય બદલાવવા માટે લગભગ રોજેરોજ તાર પર તાર મોકલ્યા. ગોખલેજીને લાગતું હતું કે કમિશનનો આ રીતે બહિષ્કાર કરવાથી, હિંદીઓની લડત પ્રત્યે વિલાયતમાં તેમજ ખુદ દક્ષિણ આફ્રિકામાં જે સમભાવ પેદા થયેલો છે તેના પર હાનિકારક અસર જ પડવા પામે. પણ આ મુદ્દા પર ગાંધીજી અડગ રહ્યા. તેમને લાગ્યું કે આમાં હિંદી કોમનાં આબરૂ ને સ્વમાનનો ભંગ રહેલો છે. જે હિંદીને વિષે તેમને વધારેમાં વધારે માન ને આદર હતાં તેમની ઇચ્છા વિરુદ્ધ તેઓ વર્તી રહ્યા હતા, અને રાજદ્વારી વહેવારુ ડહાપણની દૃષ્ટિએ જોતાં તો ગોખલેજીની વાત સાચી હતી, એ ગાંધીજી જાણતા હતા. છતાં તેમણે નમતું ન આપ્યું; અને કમિશને ગાંધીજી કે બીજા કોઈ પણ પ્રતિષ્ઠિત કે લાગવગવાળા હિંદીની જુબાની વિના જ કામ ચલાવ્યું.

સિદ્ધાંત પ્રત્યેની આ અસાધારણ ને અણનમ નિષ્ઠા જોઈને હું છક થઈ ગયેલો એ મને સ્પષ્ટ યાદ છે. આબરૂનો સવાલ હોય ત્યાં ગાંધીજી કદી માંડવાળ કરે એમ નથી. ઉપલા પ્રસંગ પછી મેં એમને સાવ જુદા જ સંજોગોમાં પણ જોયા છે. પણ તેમણે કદી પણ હિંદુસ્તાનનાં આબરૂ ને સ્વમાનની બાબતમાં માંડવાળ કરી હોય એવું મારી જાણમાં નથી. એમના આ ગુણને કેટલાક લોકો એમની નબળાઈ ગણે છે; કેમકે કોઈ દૂરવર્તી ને અપ્રાપ્ય આદર્શને ખાતર તેઓ ઘણીવાર કંઇક દેખીતો પણ કામચલાઉ લાભ તત્કાળ તો જતો કરે છે. પણ વસ્તુતઃ આ ગુણમાં ગાંધીજીનું બળ રહેલું છે. કેમકે તેમની સાથે જેને કામ પડ્યું છે તે દરેક જણ જાણે છે કે જેને તેઓ પોતાના સત્યના સિદ્ધાંતથી ઊલટી ગણે છે એવી કોઈ પણ વસ્તુ તેઓ કદી નહીં સ્વીકારે, કે એવી કોઈ પણ નીતિને અનુસરવાની હા નહીં પાડે. સત્ય શું છે

એ વિષે આપણે ભલે એમની સાથે મતભેદ ધરાવતા હોઈએ; પોતાનાં ધ્યેય સાધવા માટે તેઓ જે ઉપાયો લે છે તે આપણને ભલે નાપસંદ હોય; પણ તેમના સમાગમમાં આવનાર દરેક જણને એક વાત તો દીવા જેવી દેખાય છે. તે એ કે ગાંધીજીનાં બધાં જ કામ કેવળ નિઃસ્વાર્થભાવે કરેલાં હોય છે, અને તેમને પોતાની લોકપ્રિયતા કે પ્રતિષ્ઠાની જરા પણ પરવા નથી હોતી.

તેમનો દેખાવ પ્રથમ દૃષ્ટિએ આકર્ષક કે આંજી નાખે એવો નથી લાગતો. તેમની તપસ્યાએ જ તેમના શરીરને ક્ષીણ કરી નાખ્યું છે. તેઓ એક વિચારની સાક્ષાત્ મૂર્તિરૂપ છે; અને એ વિચાર જ્યારે તેઓ વાણી દ્વારા પ્રગટ કરતા હોય ત્યારે એમનું શરીર લેખામાં ન રહેતું હોય એમ દેખાય છે. હું એમને દક્ષિણ આફ્રિકામાં પહેલવહેલો મળ્યો ત્યારે તેઓ એકટાણું કરતા હતા; અને એકટાણામાં પણ લીલાંસૂકાં ફળ, અને ઑલીવ ઑઇલ સાથે 'પૂર્ણ' ઘઉંની રોટી, એટલું જ ખાતા. ઊંઘ ઘણી જ ઓછી લેતા. છેક પરોઢથી માંડીને રાતે મોડે સુધી મળવા આવનાર લોકો જોડે વાતો કરતા, લડતની યોજનાઓ વિષે ચર્ચા કરતા, અને હિંદુસ્તાનના મિત્રોને તથા પ્રિટોરિયાના સરકારી અધિકારીઓને મહત્ત્વના પત્રો લખતા. પણ તેઓ ભલે ગમે તેટલા કામમાં હોય, તોપણ જે મજૂરો નિરંતર તેમને મળવા ને સલાહ લેવા આવતા તેમની જોડે વાત કરવાનો વખત તેઓ અચૂક કાઢતા. પોતે જમતા હોય ત્યારે આવીને પાસે બેસવાનું એ મજૂરોને ઘણીવાર કહેતા, જેથી તેમની જોડે વાત કરવાનો વધારે વખત મળી શકે. ગરીબમાં ગરીબ લોકોને લાગતું કે ગાંધીજી આપણા મિત્ર છે; કેમકે એમાંના દરેક જણને તેઓ કંઈક એકાદ શબ્દ તો કહેતા જ. જનરલ સ્મટ્સ અને જનરલ બોથાને મળવા ગયા ત્યારે પહેરણ ને લુંગીનો હંમેશનો સાદો પોશાક પહેરીને, ઉઘાડે પગે ગયેલા. એમની મુખમુદ્રા પર અતિશય ધીરજ ને પ્રેમ અંકિત થયેલાં દેખાય છે; અને સંત ફ્રાન્સીસની મારી કલ્પનાની જેટલા નજીક ગાંધીજી મને લાગ્યા છે તેટલું મેં જોયેલું બીજું કોઈ માણસ લાગ્યું નથી. જેઓ દ્વેષને પ્રેમથી જીતવા મથે છે તેમનો અન્તે જય થયા વિના રહેવાનો નથી એવી દૃઢ શ્રદ્ધા તેમને છે; અને તેમના દેશભાઈઓ પ્રત્યે અન્યાયનું વર્તન કરનાર માણસો પ્રત્યે પણ લોકોને દ્વેષનાં વચન તેમણે કદી બોલવા દીધાં નથી. વાજબી ને ન્યાયી વર્તન વિષેની પોતાની માગણીઓ રાજ્યકર્તાઓ પાસે કબૂલ કરાવવાને, નૈતિક સમજાવટના બળ વડે અડગ આગ્રહ રાખીને જ તેમણે પ્રયત્નો કર્યા છે.

પોતાના અનુયાયીઓમાં પણ આવી અડગ સત્યનિષ્ઠા હોવી જોઈએ એવો આગ્રહ તેઓ રાખે છે. જેઓ તેમની સાથે મતભેદ ધરાવે છે તેમના પ્રત્યે તેઓ સૌમ્ય ને અતિશય સહિષ્ણુ રહે છે. પણ જેઓ એકવાર તેમની સાથે જોડાય છે તેમના પર તો તેઓ એવી નૈતિક સત્તા ચલાવે છે કે એ જુલમ જેવી જ લાગે. માનવજાતિની સેવા માટે બ્રહ્મચર્યને સર્વોચ્ચ અવસ્થા માનતા હોઈ, તેઓ પોતાના આશ્રમમાં રહેનારાઓની પાસે એવી અપેક્ષા રાખે છે કે બ્રહ્મચર્યનો જે નિયમ પોતે સ્વીકાર્યો છે તે તેઓ પણ પાળે. વળી તેઓ કડક નિરામિષાહારી છે. પણ મને યાદ છે કે એકવાર હું માંદો હતો ત્યારે તેમણે મને માંસ ખાવાની સલાહ આપી હતી.

તેઓ વિરોધીઓ પ્રત્યે ખેલદિલી ને ઉદારતા રાખે છે, અને પ્રતિપક્ષીની નબળાઈ કે ભીડનો લાભ લેવાની તક ગમે તેટલી લલચાવનારી હોય તોપણ તેનો લાભ કદી લેતા નથી. એ ગુણનું દર્શન દક્ષિણ આફ્રિકાની લડત દરમ્યાન બેત્રણ પ્રસંગે તેમણે કરાવ્યું છે.

આ તો એમની જાહેર પ્રવૃત્તિઓનું વર્ણન થયું. તેમના અંગત જીવન વિષે પણ કંઈક જાણવું જરૂરનું છે. તો જ એમના સ્વભાવનો પૂરેપૂરો ખ્યાલ આવે. ડરબન પાસે ફિનિક્સમાં તેમણે જે આશ્રમ કાઢેલો ત્યાં તેઓ છોકરાઓ તથા બીજા આશ્રમવાસીઓ સાથે આશ્રમનાં અનેક કામો કરતા એ ત્યાં જનાર હરકોઈ જોઈ શકતું. વાળઝૂડ કે સફાઈ જેવાં જે સાવ હલકાં કામો આશ્રમના ઓછા અગ્રગણ્ય માણસો સહેજે કરી શકે એવાં હતાં તેની પાછળ ગાંધીજી, તેમને માથે જાહેર કામની મોટી જવાબદારીઓ હોવા છતાં, તેમનો કીમતી વખત જે રીતે ગાળતા તેની સામે હું ઘણીવાર વાંધો ઉઠાવતો. ગોખલેજી ફિનિક્સ આશ્રમમાં મહેમાન તરીકે આવ્યા ત્યારે એમને પણ એ જ અનુભવ થયો. ગાંધીજી તેમના મહેમાનોનાં હલકામાં હલકાં ગણાય ને સામાન્ય રીતે નોકરો કરે એવાં—ભંગીકામ સુદ્ધાં—કામો કરવાનો આગ્રહ રાખતા, એ જોઈને ગોખલેજી એમના નિર્દય જુલમ વિષે ઘણીવાર વિનોદ કરતા. કોઈ વાંધો ઉઠાવે તો ગાંધીજી કહેતા: "જે કામ કરવાનું ને પાર ઉતારવાનું છે તેમાં ઊંચાનીચા જેવો કંઈ ભેદ નથી. જો કોઈ કામ હું ન કરી શકું એવું મેલું ગણાય, તો કોઈ ગરીબ ભંગીને માટે પણ તે મેલું ને હલકું ગણાવું જોઈએ; ને તેની પાસે પણ એ ન કરાવાય, કેમકે એ પણ મારા જેવો માણસ જ છે."

ગાંધીજી તેમના અનુયાયીઓને જે આપભોગ આપવાનો ઉપદેશ આપે છે ને આપભોગ પોતે આપવાની એમની જે તૈયારી છે તેને લીધે જ તેમનો નૈતિક પ્રભાવ પડે છે.

ગાંધીજી જોહાનીસબર્ગમાં વકીલાત કરતા હતા ત્યારે તેમની વાર્ષિક આવક પંદર હજાર ડૉલર ઉપરાંત હતી. પોતાના દેશભાઈઓની સેવા વધારે સારી રીતે કરી શકાય એટલા માટે તેમણે એ વકીલાત છોડી દીધી. અંતરાત્માની જે આજ્ઞા સંત ફ્રાન્સીસને, ને પાછળથી ટૉલસ્ટૉયને, સંભળાયેલી તે જ આજ્ઞા સાંભળીને ગાંધીજીએ આ પગલું ભર્યું હતું. ગરીબાઇથી સ્વતંત્રતા મળે છે માટે તેમને એ પોતાને માટે જરૂરની લાગેલી. છતાં તેઓ બીજાઓને એ બાબતમાં પોતાનું અનુકરણ કરવાનું કહેતા નથી; અને એમના અત્યંત ઉત્સાહી મિત્રો ને પ્રશંસકોમાંના ઘણા ધનવાન અને પ્રતિષ્ઠિત છે. જે સમાનતાને તેઓ બ્રિટિશ સામ્રાજ્યના દરેક શહેરીના જ નહીં પણ દરેક મનુષ્યના હકરૂપ માનતા હતા તે સમાનતાનું વર્તન દક્ષિણ આફ્રિકાની સરકાર પોતાના દેશભાઈઓ પ્રત્યે રાખે એવી એમની ઇચ્છા હતી. આ ન્યાય મેળવવાને એ સરકાર સામે તેઓ લડ્યા, છતાં જ્યારે જ્યારે બન્યું ત્યારે તેમણે એ સરકારને મદદ પણ કરી. દ્વેષને પ્રેમથી જીતી શકાય છે, ને પશુબળની સામે સત્ય અને ન્યાયનો વિજય થવાનો જ છે, એમ તેઓ માને છે; અને એ આદર્શનો હિંદુસ્તાનની જનતા પાસે સ્વીકાર કરાવવો એ જ તેમના જીવનના સર્વ પ્રયત્નોનું ધ્યેય છે.

(૧૯૨૧)

## ૧૫. મુક્તાત્મા

(કવિવર રવીન્દ્રનાથ ઠાકુર સાથે એક અમેરિકન પત્રકારને થયેલી મુલાકાત).

પ્ર૦—મહાત્મા ગાંધીને વિષે આપનો શો અભિપ્રાય છે?

ઉ૦—મહાત્મા ગાંધીને વિષે મારો શો અભિપ્રાય છે? મારો અભિપ્રાય તો બહુ ઊંચો છે. તેઓ મહાપુરુષ છે — મહાન આત્મા છે.

પ્ર૦—આજે હિંદુસ્તાનના કરોડો લોકો પર તેમનો ઘણો જ ભારે પ્રભાવ પડે છે. એમની એ સફળતાનું ખરું રહસ્ય શું છે?

૭૦—ગાંધીજીની સફળતાનું ખરું રહસ્ય એમના જાગૃત ને વેગવાન આત્મબળમાં ને અવિરત આપભોગમાં છે. જાહેરમાં કામ કરનારા ઘણા માણસો સ્વાર્થી હેતુથી આપભોગ આપે છે. એ ભારે વ્યાજ આપનારું એક પ્રકારનું મૂડીનું રોકાણ છે. ગાંધીજીનું કામ એથી સાવ જુદું છે. તેમના આર્યત્વનો જોટો મળે એમ નથી. તેમનું જીવન અને આપભોગ એ બે એક જ અર્થના શબ્દો થઈ પડ્યા છે. તેઓ આપભોગની સાક્ષાત્ પ્રતિમા છે. તેઓ સત્તા, દરજ્જો, સંપત્તિ, નામ કે કીર્તિ એમાંના કશાનો લોભ રાખતા નથી. એમને આખા હિંદુસ્તાનનું સિંહાસન આપો, તો તેઓ તેના પર બેસવાની ના પાડશે; પણ એ સિંહાસનમાંનાં રત્નો વેચી દેશે, ને તેના પૈસા ગરીબોને વહેંચશે. અમેરિકામાં જેટલા પૈસા છે તે બધા તેમને આપો, તોયે તેઓ તે લેવાની ના પાડશે. લેશે તો એક જ કામ માટે—જેનાથી માનવજાતિની ઉન્નતિ થાય એવા કોઈ સત્કાર્યમાં આપી દેવા માટે જ. એમનો આત્મા નિરંતર આપવાને આતુર રહે છે; ને તેઓ બદલામાં કશાની જ, અપેક્ષા નથી રાખતા—આભારની પણ નહીં. આ કંઈ અતિશયોક્તિ નથી, કેમકે હું એમને સારી રીતે ઓળખું છું. તેઓ બોલપુરની અમારી શાળામાં આવીને કેટલોક વખત અમારી સાથે રહ્યા હતા. તેમની આપભોગની શક્તિની સાથે તેમના નિર્ભયતાના સર્વશ્રેષ્ઠ ગુણનો સંયોગ થયેલો છે, એને લીધે એ શક્તિ વધારે અમોઘ નીવડે છે. રાજામહારાજાઓ, તોપ તલવાર ને બંદૂકો, કારાવાસો ને યાતનાઓ, અપમાનો ને મારપીટો, એટલું જ નહીં પણ ખુદ મોત સુદ્ધાં, ગાંધીજીના આત્માને કદી પણ અભિભૂત કરી શકે એમ નથી. તેઓ મુક્તાત્મા છે. મને કોઈ ગળું દબાવીને ગુંગળાવે તો હું મદદ માટે ચીસ પાડી ઊઠું. પણ ગાંધીજીને કોઈ ગુંગળાવે તો મારી ખાતરી છે કે તેઓ ચીસ ન પાડે. ગળું દબાવનારની સામે તેઓ હસે; અને મરવાનું જ આવે તો હસતે મોઢે પ્રાણ છોડે. તેમના સ્વભાવની સરળતા બાળકના જેવી છે. તેમની સત્યનિષ્ઠા અડગ છે. માનવજાતિ પ્રત્યેનો તેમનો પ્રેમ અભાવરૂપ નહીં પણ ભાવાત્મક છે, ને આક્રમણશીલ છે. જેને ઇસુ ખ્રિસ્તની ભાવના કહેવામાં આવે છે તે તેમનામાં છે. મારો એમની સાથેનો પરિચય જેમ જેમ વધતો જાય છે તેમ તેમ તેમના પ્રત્યેના મારા પ્રેમમાં પણ વધારો થતો જાય છે.

જગતના ભાવિના ઘડતરમાં આ મહાપુરુષને આગળપડતો ભાગ ભજવવાનું નિર્માયેલું છે, એ મારે કહેવાની જરૂર નથી.

પ્ર૦—એવા મહાપુરુષ જગતમાં વધારે જાણીતા થવા ઘટે છે. આપ પોતે જગપ્રસિદ્ધ પુરુષ છો. આપ એમને વધારે જાણીતા કેમ નથી કરતા ?

ઉ૦—હું એમને જાણીતા કેવી રીતે કરી શકું ? એમના જ્ઞાનપ્રદીપ્ત આત્માની તુલનામાં હું તો કશી વિસાતમાં નથી. અને કોઈ પણ સાચા મહાપુરુષને મોટો બનાવવો પડતો નથી. તેઓ તો પોતાના આત્મતેજથી જ મહાન હોય છે; અને જ્યારે જગત તૈયાર થાય છે ત્યારે તેઓ પોતાની મહત્તાને બળે જ પ્રસિદ્ધિ પામે છે. જ્યારે સમય આવશે ત્યારે ગાંધીજી જગતમાં પ્રસિદ્ધ થશે જ; કેમકે જગતને એમની તથા પ્રેમ, સ્વાતંત્ર્ય ને ભ્રાતૃભાવના એમના સંદેશાની જરૂર છે. પૂર્વના આત્માને પ્રગટ થવા માટે ગાંધીજી એક સુયોગ્ય પ્રતીકરૂપે મળી ગયા છે. કેમકે તેઓ અતિશય બુલંદ વાણીમાં સિદ્ધ કરી રહ્યા છે કે મનુષ્યમાં સારભૂત વસ્તુ તે તેનો આત્મા છે; અને મનુષ્ય નૈતિક ને આધ્યાત્મિક ક્ષેત્રમાં જ સારામાં સારો ફૂલેફાલે છે, તથા દ્વેષ અને દારૂગોળાના ધુમાડાના વાતાવરણમાં તેનું શરીર ને તેનો આત્મા બંનેનો અચૂક નાશ થાય છે. થોડાક માસ પર તેમણે કહેલું કે હિંદુસ્તાન વરસમાં સ્વરાજ પ્રાપ્ત કરશે. એ ઘટના ધારી મુદતમાં કદાચ ન બનવા પામે. પણ તેઓ તો ખરેખર એમ માને છે, ને માને છે માટે જ કહે છે. તેઓ તો એ ધ્યેય સિદ્ધ કરવા માટે ગમે તેટલું દુઃખ ને ગમે તેટલી હાડમારીઓ સહન કરતાં ને ગમે તેટલો આપભોગ આપતાં આચકો નહીં ખાય, એ કહેવાની જરૂર નથી. દક્ષિણ આફ્રિકામાં તેમણે આઠ વરસ લગી સત્યાગ્રહની જે નૈતિક લડત ચલાવી તે સફળ થઈ હતી. પશુબળ સત્યને થોડાક વખત કચડી શકે, પણ લાંબે ગાળે સત્યનો વિજય થયા વિના રહેતો નથી.

પ્ર૦—હિંદુસ્તાનની અસહકારની હિલચાલ વિષે આપ ખરેખર શું માનો છો ?

ઉ૦—એ ખરેખર મહાન હિલચાલ છે. એ શારીરિક હિંસાની સામે વિચારોનો સંઘર્ષ છે. મને શારીરિક હિંસા કરતાં વિચારોની શક્તિ પર વધારે શ્રદ્ધા છે. ગાંધીજી, જેઓ તેમના તપોમય ને સદાચારી જીવનને લીધે આખા

ભારતવર્ષમાં પૂજાય છે, તેઓ આ હિલચાલના નેતા છે એ સદ્ભાગ્ય છે. જ્યાં લગી તેઓ સુકાની છે ત્યાં લગી મને એ નાવને વિષે ડર નથી; અથવા તો તે જવા ધારેલે બંદરે સુરક્ષિત પહોંચી જશે એ વિષે શંકા નથી.

(૧૯૨૧)

## ૧૬. અસહકારનો કાર્યક્રમ

### લાલા લજપતરાય

ગાંધીજીમાં જે સાદાઈ, નિષ્કપટપણું, નિખાલસતા, અને સીધેસીધી વાત કરવાની ટેવ છે તે જોઈને આજના જમાનાના મુત્સદ્દી, ધારાસભાવાદી ને છાપાંવાળા મૂંઝાય છે. તેમને શંકા આવે છે કે ગાંધીજી કંઈક ઊંડા દાવપેચ રમી રહ્યા છે. ગાંધીજી કોઈથી ડરતા નથી ને કોઈને ડરાવતા નથી. સ્ત્રીપુરુષોના સમાજમાં રહેવું અશક્ય ન થઈ પડે એટલા માટે જે રૂઢિઓ પાળ્યા વિના છૂટકો જ ન થાય એટલી જ તેઓ પાળે છે. તેઓ કોઈ મુર્શીદો કે ગુરુઓને માનતા નથી. તેમને 'ચેલા' તો ઘણા છે, પણ તેઓ પોતે કોઈને 'ચેલો' ગણતા નથી. તેમનામાં કશી અલૌકિક શક્તિઓ નથી ને તેઓ એ હોવાનો દાવો પણ કરતા નથી; છતાં ભોળા લોકો માને છે કે તેમનામાં એવી શક્તિઓ છે. તેઓ પોતાની માલિકીની કશી મિલકત રાખતા નથી, બૅંકમાં ખાતું રાખતા નથી, કશી મૂડીનું રોકાણ કરતા નથી; છતાં પોતાને જે કંઈ જોઈએ તે માગી લેતાં સંકોચ રાખતા નથી. એમના દેશભાઈઓમાંથી જેમણે યુરોપના ઇતિહાસ ને યુરોપના રાજકારણના ફુવારામાંથી પુષ્કળ જળપાન કર્યું છે, અને જેમને યુરોપની રીતભાત ને યુરોપના સંસ્કારોની મોહની લાગી છે, તેઓ ગાંધીજીને સમજતા નથી, ને તેમને ગાંધીજી ગમતા પણ નથી. તેમની નજરે ગાંધીજી અસંસ્કારી, તરંગી, ને સ્વમદષ્ટા દેખાય છે. એમનામાં કદાચ આ બધા ગુણોનો કંઈક કંઈક અંશ હશે; કેમકે તેઓ જીવનનાં મૂલભૂત સત્યોથી કોઈ પણ માણસના કરતાં વધારે નજીક છે, અને સુધારા ને તર્કજાળનાં ચશમાં ચડાવ્યા વિના નરી આંખે વસ્તુમાત્ર તરફ જોઈ શકે છે.

કેટલાક કહે છે કે તેઓ અનાસ્થાવાદી છે. બીજા કેટલાક કહે છે કે

જગતના ભાવિના ઘડતરમાં આ મહાપુરુષને આગળપડતો ભાગ ભજવવાનું નિર્માયેલું છે, એ મારે કહેવાની જરૂર નથી.

પ્ર૦—એવા મહાપુરુષ જગતમાં વધારે જાણીતા થવા ઘટે છે. આપ પોતે જગપ્રસિદ્ધ પુરુષ છો. આપ એમને વધારે જાણીતા કેમ નથી કરતા ?

ઉ૦—હું એમને જાણીતા કેવી રીતે કરી શકું ? એમના જ્ઞાનપ્રદીપ્ત આત્માની તુલનામાં હું તો કશી વિસાતમાં નથી. અને કોઈ પણ સાચા મહાપુરુષને મોટો બનાવવો પડતો નથી. તેઓ તો પોતાના આત્મતેજથી જ મહાન હોય છે; અને જ્યારે જગત તૈયાર થાય છે ત્યારે તેઓ પોતાની મહત્તાને બળે જ પ્રસિદ્ધિ પામે છે. જ્યારે સમય આવશે ત્યારે ગાંધીજી જગતમાં પ્રસિદ્ધ થશે જ; કેમકે જગતને એમની તથા પ્રેમ, સ્વાતંત્ર્ય ને ભ્રાતૃભાવના એમના સંદેશાની જરૂર છે. પૂર્વના આત્માને પ્રગટ થવા માટે ગાંધીજી એક સુયોગ્ય પ્રતીકરૂપે મળી ગયા છે. કેમકે તેઓ અતિશય બુલંદ વાણીમાં સિદ્ધ કરી રહ્યા છે કે મનુષ્યમાં સારભૂત વસ્તુ તે તેનો આત્મા છે; અને મનુષ્ય નૈતિક ને આધ્યાત્મિક ક્ષેત્રમાં જ સારામાં સારો ફૂલેફાલે છે, તથા દ્વેષ અને દારૂગોળાના ધુમાડાના વાતાવરણમાં તેનું શરીર ને તેનો આત્મા બંનેનો અચૂક નાશ થાય છે. થોડાક માસ પર તેમણે કહેલું કે હિંદુસ્તાન વરસમાં સ્વરાજ પ્રાપ્ત કરશે. એ ઘટના ધારી મુદતમાં કદાચ ન બનવા પામે. પણ તેઓ તો ખરેખર એમ માને છે, ને માને છે માટે જ કહે છે. તેઓ તો એ ધ્યેય સિદ્ધ કરવા માટે ગમે તેટલું દુઃખ ને ગમે તેટલી હાડમારીઓ સહન કરતાં ને ગમે તેટલો આપભોગ આપતાં આંચકો નહીં ખાય, એ કહેવાની જરૂર નથી. દક્ષિણ આફ્રિકામાં તેમણે આઠ વરસ લગી સત્યાગ્રહની જે નૈતિક લડત ચલાવી તે સફળ થઈ હતી. પશુબળ સત્યને થોડોક વખત કચડી શકે, પણ લાંબે ગાળે સત્યનો વિજય થયા વિના રહેતો નથી.

પ્ર૦—હિંદુસ્તાનની અસહકારની હિલચાલ વિષે આપ ખરેખર શું માનો છો ?

ઉ૦—એ ખરેખર મહાન હિલચાલ છે. એ શારીરિક હિંસાની સામે વિચારોનો સંઘર્ષ છે. મને શારીરિક હિંસા કરતાં વિચારોની શક્તિ પર વધારે શ્રદ્ધા છે. ગાંધીજી, જેઓ તેમના તપોમય ને સદાચારી જીવનને લીધે આખા

ભારતવર્ષમાં પૂજાય છે, તેઓ આ હિલચાલના નેતા છે એ સદ્‌ભાગ્ય છે. જ્યાં લગી તેઓ સુકાની છે ત્યાં લગી મને એ નાવને વિષે ડર નથી; અથવા તો તે જવા ધારેલે બંદરે સુરક્ષિત પહોંચી જશે એ વિષે શંકા નથી.

(૧૯૨૧)

## ૧૬. અસહકારનો કાર્યક્રમ

### લાલા લજપતરાય

ગાંધીજીમાં જે સાદાઈ, નિષ્કપટપણું, નિખાલસતા, અને સીધેસીધી વાત કરવાની ટેવ છે તે જોઈને આજના જમાનાના મુત્સદ્દી, ધારાસભાવાદી ને છાપાંવાળા મૂંઝાય છે. તેમને શંકા આવે છે કે ગાંધીજી કંઈક ઊંડા દાવપેચ રમી રહ્યા છે. ગાંધીજી કોઈથી ડરતા નથી ને કોઈને ડરાવતા નથી. સ્ત્રીપુરુષોના સમાજમાં રહેવું અશક્ય ન થઈ પડે એટલા માટે જે રૂઢિઓ પાળ્યા વિના છૂટકો જ ન થાય એટલી જ તેઓ પાળે છે. તેઓ કોઈ મુર્શીદો કે ગુરુઓને માનતા નથી. તેમને ‘ચેલા’ તો ઘણા છે, પણ તેઓ પોતે કોઈને ‘ચેલો’ ગણતા નથી. તેમનામાં કશી અલૌકિક શક્તિઓ નથી ને તેઓ એ હોવાનો દાવો પણ કરતા નથી; છતાં ભોળા લોકો માને છે કે તેમનામાં એવી શક્તિઓ છે. તેઓ પોતાની માલિકીની કશી મિલકત રાખતા નથી, બૅંકમાં ખાતું રાખતા નથી, કશી મૂડીનું રોકાણ કરતા નથી; છતાં પોતાને જે કંઈ જોઈએ તે માગી લેતાં સંકોચ રાખતા નથી. એમના દેશભાઈઓમાંથી જેમણે યુરોપના ઇતિહાસ ને યુરોપના રાજકારણના ફુવારામાંથી પુષ્કળ જળપાન કર્યું છે, અને જેમને યુરોપની રીતભાત ને યુરોપના સંસ્કારોની મોહની લાગી છે, તેઓ ગાંધીજીને સમજતા નથી, ને તેમને ગાંધીજી ગમતા પણ નથી. તેમની નજરે ગાંધીજી અસંસ્કારી, તરંગી, ને સ્વમદ્રષ્ટા દેખાય છે. એમનામાં કદાચ આ બધા ગુણોનો કંઈક કંઈક અંશ હશે; કેમકે તેઓ જીવનનાં મૂલભૂત સત્યોથી કોઈ પણ માણસના કરતાં વધારે નજીક છે, અને સુધારા ને તર્કજાળનાં ચશમાં ચડાવ્યા વિના નરી આંખે વસ્તુમાત્ર તરફ જોઈ શકે છે.

કેટલાક કહે છે કે તેઓ અનાસ્થાવાદી છે. બીજા કેટલાક કહે છે કે

તેઓ અરાજકતાવાદી છે. ત્રીજા કેટલાક કહે છે કે તેઓ ટૉલસ્ટૉયના પંથના છે. તેઓ આમાંથી કંઈ પણ નથી. તેઓ સીધાસાદા હિંદી દેશસેવક છે. તેઓ ઈશ્વર, ધર્મ ને શાસ્ત્રો વિષે આસ્થા ધરાવે છે. તેઓ વર્ણવ્યવસ્થાને પણ માને છે — આજે પડી ગયેલી અગણિત નાતજાતને નહીં, પણ પ્રાચીન આર્યોએ યોજેલી ચાતુર્વર્ણ્યવ્યવસ્થાને. એક વર્ણ બીજા કરતાં ઊંચો છે કે એકને બીજા પર શિરજોરી કરવાનો અધિકાર છે એમ તેઓ માનતા નથી; પણ તેઓ પેઢીઉતાર વારસામાં મળેલી શક્તિ ને આવડત અનુસાર જુદા જુદા ધંધા કરે એને તેઓ યોગ્ય માને છે. વર્ણ જન્મથી મળે છે, ને બાપ જે વર્ણનો હોય તે વર્ણનો જ દીકરો ગણાય, એમ તેઓ માને છે, એટલે અંશે તેઓ ચાલતી આવેલી પ્રણાલિકાને અનુસરે છે. તેઓ અરાજકતાવાદી નથી, એટલું જ નહીં પણ ઊલટું સમાજમાં નિયમપાલન, વ્યવસ્થા ને સત્તા હોવાં જ જોઈએ એમ માનનારા છે. એમનો પંથ કેટલાક કહે છે તેમ શૂન્યવાદીનો અથવા અનાસ્થા-વાદીનો નથી; પણ તપ, ત્યાગ ને દૃઢ નિશ્ચયની બનેલી કઠણ સાધનાનો છે. ગોરી પ્રજાઓ જગતની બીજી પ્રજાઓ કરતાં ગુણમાં સ્વભાવતઃ ચડિયાતી છે, અથવા તો બીજી પ્રજાઓને સાધનરૂપ બનાવી તેમના પર રાજ્ય કરવાનું કામ ઈશ્વરે તેમને સોંપ્યું છે, એમ તેઓ માનતા નથી. તેમને યુરોપના સુધારા સામે દ્વેષ કે તિરસ્કાર નથી. પણ યુરોપનો સુધારો જે ઔદ્યોગિક વ્યવસ્થાને આધારે ટકી રહેલો છે તે વ્યવસ્થા વિષે, તથા યુરોપના રાજ-ધુરીણોનાં મનમાં જે દુવિધા છે તેને વિષે, તેમને સખત અણગમો છે. તેઓ જે અસહકારના સિદ્ધાન્તનાં ઉપદેશ ને આચરણ કરે છે તે અભાવવાચક કે નકારાત્મક નથી. હિંદી લોકો સ્વેચ્છાએ અંગ્રેજોને જે મદદ આપે છે, ને જે મદદને લીધે જ અંગ્રેજો હિંદુસ્તાન પર રાજ્ય કરી શકે છે ને પોતાના સ્વાર્થને સારુ તેનું શોષણ કરી શકે છે, તે મદદ આપતા હિંદીઓએ મટી જવું તેનું જ નામ અસહકાર છે.

અસહકારના કાર્યક્રમમાં આટલી વસ્તુઓ આવે એવી કલ્પના કરેલી છે : (૧) સરકારે આપેલા ઇલકાબો તથા ચાંદો અને માનઅકરામનો ત્યાગ; (૨) દારૂનો ત્યાગ; (૩) જે શિક્ષણપદ્ધતિને પ્રતાપે સારામાં સારા હિંદીઓને પરદેશી ધૂંસરીની ગુલામીમાં રહેવું કોઠે પડી ગયું છે ને તેમને એનો ડંખ લાગતો નથી, ને જેને લીધે તેઓ શ્રમજીવી ઉત્પાદક વર્ગોનું લોહી

ચૂસનાર ને પરોપજીવી બની ગયા છે, તે શિક્ષણ આપનારી શાળાકૉલેજોમાંથી છોકરા છોકરીઓને ઉઠાડી લેવાં; (૪) અંગ્રેજી ને બીજા યુરોપીય સાહિત્યને ગૌણ સ્થાન આપનારી, ને હિંદની બોલાતી ભાષાઓ તથા હાથઉદ્યોગના શિક્ષણને પ્રથમ પદ આપનારી, શાળાકૉલેજોની સ્થાપના; (૫) બ્રિટિશ 'ન્યાય'–વ્યવસ્થાનો ને તેની અદાલતોનો બહિષ્કાર; (૬) વિદેશી કાપડનો બહિષ્કાર, અને સ્વદેશીની પુનઃસ્થાપના; (૭) સરકારી નોકરીઓનો ત્યાગ; (૮) કર આપવાનો ઇનિકાર.

આ કામચલાઉ યોજેલો કાર્યક્રમ છે. તે સંપૂર્ણ નથી, ને એ આખોયે કાર્યક્રમ એકસામટો અમલમાં મૂકવાનો નથી. ગાંધીજી ને તેમના સાથીઓ બાર મહિનાથી જ એની પાછળ મંડેલા છે. એટલામાં તેમને જે સફળતા મળી છે તે અદ્ભુત છે. ઘણા લોકોએ ઇલકાબો ને માનની જગાઓનો ત્યાગ કર્યો નથી એ ખરું છે. વકીલોમાંથી બહુ થોડાએ વકીલાત છોડી છે એ પણ ખરું છે. વિદ્યાર્થીઓએ કરેલા શાળાકૉલેજોના ત્યાગને વિષે તો કલકત્તા વિશ્વવિદ્યાલયના કુલનાયક — જે હિંદી છે, હાઇકૉર્ટના જજ છે, ને અંગ્રેજોના વિશ્વાસપાત્ર છે — તેમણે થોડાક દિવસ પર બળાપો કાઢેલો કે બંગાળની કૉલેજોમાં ૨૩ ટકા ને નિશાળોમાં ૨૭ ટકા જેટલો હાજરીમાં ઘટાડો થયો છે, અને વિશ્વવિદ્યાલયને પરીક્ષાની ફીની જે આવક થતી તે બહુ ઓછી થઇ ગઈ છે. વિદેશી કાપડના બહિષ્કારની બાબતમાં ગાંધીજીને ઘણી જ ભારે સફળતા મળી છે. લૅંકેશાયરને આ ચીમટીની અસર જણાવા લાગી છે; અને હિંદનાં બજારોમાં વિદેશી કાપડનું વેચાણ ઘટીને ૨૫ ટકાથીયે ઓછું થઈ ગયું છે. એકંદરે એમ કહી શકાય કે આમવર્ગ ને મધ્યમવર્ગ આખા ગાંધીજીની સાથે છે, ને ધનિકોમાંથી થોડાક જ તેમની સામે છે. ત્રણ મહિનાથી પણ ઓછી મુદતમાં તિલક સ્વરાજ ફાળામાં કરોડ રૂપિયા ભરાયા, એ પુરવાર કરે છે કે ધનિકોની પણ ઘણી મોટી સંખ્યા તેમને સાથ આપે છે. આ ત્રણ માસમાં તેમણે રાષ્ટ્રીય મહાસભાના તન્ત્રને કડીતોડ બનાવ્યું છે; અને અત્યારે તેને દફતરે કરોડ સ્ત્રીપુરુષો સભ્ય તરીકે નોંધાયેલાં છે. એટલી જ મુદતમાં વીસ લાખ રેંટિયા નવા ચાલુ કરવાને તેમણે દેશને હાકલ કરેલી, ને તેનો જવાબ ઘણો જ સારો મળ્યો છે. આ તો એમની સફળતાનાં નજરે જોઈ શકાય એવાં નક્કર અંગો છે. પણ એમણે દેશ આખામાં જે આઝાદીની

ઝંખના ને પ્રજામાં જે અહિંસાની વૃત્તિ પેદા કરી છે એને હું એમની મોટામાં મોટી સફળતા ગણું છું. ગાંધીજીને અનુસરનારા હિંદી દેશસેવકો રશિયાના જૂના ક્રાન્તિકારીઓથી સાવ નોખા ઓળખાઈ આવે એવા છે. તેઓ ખુલ્લમખુલ્લા કામ કરે છે. હિંદમાં એમને ગુપ્ત મંડળો કે તન્ત્રો નથી તેમ પરદેશમાં કોઈની સાથે સંબન્ધ નથી. અત્યારનું સરકારી તન્ત્ર દૂર કરી સ્વદેશને માટે સંપૂર્ણ સ્વતન્ત્રતા મેળવવી, અને મરજી ફાવે તે પ્રમાણે બ્રિટિશ સામ્રાજ્યની અંદર રહેવાની કે તેની બહાર જવાની પૂરેપૂરી છૂટ પોતાના દેશને માટે મેળવવી, એ તેમનો છડેચોક જાહેર કરેલો નિર્ધાર છે.

'ઊંચા' ને 'પ્રતિષ્ઠિત' ગણાતા બુદ્ધિજીવી વર્ગોમાંથી જે લોકો સરકારના પક્ષમાં ભળ્યા છે તેમને ગાંધીજીના કાર્યક્રમ સામે વિરોધ છે; કેમકે એને લીધે તેમની સંપત્તિ ને પ્રતિષ્ઠામાં ઘટાડો થાય એમ છે. હિંદુસ્તાનમાં અંગ્રેજોએ આ બુદ્ધિજીવી લોકોને શોષણના કામમાં પોતાના ભાગીદાર બનાવ્યા છે. મૂડીશાહીની પેઠે-સામ્રાજ્યશાહી એ પણ વેપાર જ છે. દોઢસો વરસ લગી બુદ્ધિજીવી વર્ગે સુધારા માટે બુમાટો કર્યા કર્યો. સરકારે તે કાને ધર્યો નહીં. પહેલાં તો એ લોકો 'હોમરૂલ' પણ નહોતા માગતા. એમને માત્ર સરકારી નોકરીમાં થોડીક વધારે જગાઓ ને હોદ્દાઓ ને કેળવણીનો વધારો એટલું જ જોઈતું હતું. ૧૯૦૫ માં એક પક્ષ જાગ્યો, તેણે સ્વરાજનો વાવટો ફરકાવ્યો. સરકાર અને બુદ્ધિજીવીઓ બંને સમજી ગયાં કે બાજી ખતમ થઈ ગઈ. વિચક્ષણ સાક્ષર ને મુત્સદ્દી જૉન મોરલી તે વેળા હિંદી વજીર હતા. તેમણે 'મૉડરેટોને પાંખમાં લેવા'ની નીતિ શરૂ કરી, ને તેમને થોડાક ટુકડા નાખવાનો નિશ્ચય કર્યો. એ લોકોએ તે અહેસાનપૂર્વક સ્વીકારી લીધા, આભાર અને સ્તુતિનાં સ્તોત્રો ગયાં, ને દમન અને પ્રચાર બંને સાધન દ્વારા ગરમ દળવાળાની જડ ઉખાડી નાખવાની પેરવી કરી.

તે પછી ચાલેલા મહાયુદ્ધમાં બ્રિટનને વિજય મળ્યા બાદ તરત જ જે રોલેટ કાયદો પસાર થયો તેમાં તો સ્વતંત્રતાનો ચોખ્ખો ધ્વંસ થતો હતો. ગાંધીજી, જેમણે યુદ્ધ દરમ્યાન સરકારને માટે રંગરૂટભરતીનું કામ કર્યું હતું, પણ જેમના જીવનની સાદાઈ અને ગરીબ ને ખેડૂતની વહારે ધાવાની નિર્ભયતા જોઈને દેશના લોકો તેમના પર મુગ્ધ થયા હતા, તેમણે એ કાયદાની સામે સત્યાગ્રહ આદર્યો.

અત્યારની હિલચાલ સામે સર્વ પ્રકારનું દમન કરવામાં આવ્યું છે. છતાં હિલચાલ અટક્યા વિના આગળ વધી છે. આ નવી હિલચાલમાં સૌથી વિશેષ આનંદદાયક વસ્તુ એ છે કે સ્ત્રીઓ તેમાં સક્રિયપણે ભાગ લેતી થઈ છે. તેઓ ખાદી પહેરીને હજારોની સંખ્યામાં અસહકારની સભાઓમાં જાય છે. વિદેશી કાપડ સામેની લાગણી તીવ્ર બનાવવાને લાખો રૂપિયાની કિંમતનું વિદેશી કાપડ બાળવામાં આવ્યું છે. સવિનય કાનૂનભંગ કરવાને હજારો માણસો તૈયાર છે; પણ હિલચાલને સાવ અહિંસક રાખવાની ઇચ્છાથી નેતાઓએ હજુ તેને માટે સંમતિ આપી નથી. કેટલીક જગાએ લોકોએ સંયમ ગુમાવી પોલીસો ને સરકારી નોકરો સામે અત્યાચાર કર્યા છે. ગાંધીજીએ તેને વખોડી કાઢ્યા છે ને તેને માટે પ્રાયશ્ચિત્ત કરવાની સલાહ આપી છે.

હિંદની આઝાદી માટેની હિલચાલે ઊંડી જડ ઘાલી છે, ને તે સરકાર તથા બુદ્ધિજીવી વર્ગમાંના ‘ પ્રતિષ્ઠિત ’ વિભાગના કાબુમાં રહી નથી. ગાંધીજીના મોટા ભાગના અનુયાયીઓ હજુ પણ કદાચ બ્રિટિશ સામ્રાજ્યની અંદર વસાહતી ઢબનું રાજ્યતંત્ર સ્વીકારે. પણ થોડીક વધારે ઢીલ થશે તો લોકમતનો મોટો ભાગ સંપૂર્ણ સ્વાતંત્ર્ય કરતાં ઓછા કશાથી સન્તોષ નહીં પામે.

(૧૯૨૧)

## ૧૭. ઇતિહાસમાં વિરલ

### ચાર્લી ઍંડ્રુઝ

મહાત્મા ગાંધીમાં આપણે જ્વાળામુખી જેવું વ્યક્તિત્વ, પ્રથમ પંક્તિની નૈતિક પ્રતિભા, જોઈએ છીએ. આત્માની સાચી સ્વતંત્રતામાં કેટલી ગૂઢ શક્તિ રહેલી હોય છે તે તેમણે આપણને બતાવી આપ્યું છે. બહારની કોઈ સાધનસામગ્રી પર નહીં પણ આપણા પોતાના પર જ આધાર રાખવાનું તેમણે આપણને શીખવ્યું છે. એમની વિનંતીમાં મારી હાર્દિક સંમતિ છે; અને મને ભારે આશા છે કે એમને બતાવેલે આ માર્ગે છેવટે સ્વરાજ મળશે...... આ શંકાસ્પદ વિકાસની પદ્ધતિ પરથી ગાંધીજીની તીવ્ર પદ્ધતિ પર પાછો આવું. હું જોઈ શકું છું કે તેઓ રોગના છેક મૂળ ઉપર જ ઘા કરે છે. તેઓ રોગને જરા વાર માટે શાંત પાડનારાં ઓસડો આપનાર ડાકટર નથી, પણ નસ્તર

મૂકી સડેલું અંગ કાપી નાખનાર શસ્ત્રવૈદ્ય છે, અને એમની છરી ઊંડી ઊતરીને કાપે છે, એટલે આપણે દર્દી તરત જ સાજો થવા માંડેલો જોઈએ છીએ... એક આખા રાષ્ટ્રને પ્રેરણા આપનાર મહાત્મા ગાંધી જેવી વ્યક્તિઓ માનવ-જાતિના ઇતિહાસમાં ખરેખર વિરલ હોય છે.

(૧૯૨૧)

## ૧૮. ભારતના તારણહાર

### બ્લેંચ વૉટસન

ગાંધીજીની આગેવાની નીચે કરોડોએ ગયે વરસે વિદેશથી આવતાં કપડાંનો વાપર બંધ કરી સ્વદેશમાં હાથે કાંતેલી વણેલી ખાદી પહેરવા માંડી છે. એની પાછળ કલ્પના એ છે કે રેંટિયામાં સ્વરાજ છુપાયેલું પડ્યું છે. નવા રાષ્ટ્રધ્વજ પર રેંટિયો પ્રતીકરૂપે મૂકવામાં આવ્યો છે.

હિંદુસ્તાનમાં ગયા સાત મહિનામાં જે બનાવો બન્યા છે તેનો, કંઈ નહીં તો વર્તમાન યુગમાં તો, જોટો જડે એમ નથી. ગાંધીજીના અસહકારના કાર્યક્રમ સામે જે વિરોધ થયો છે તે તો અપેક્ષિત જ હતો. અમેરિકામાં જેમ અઢારમી સદીમાં 'ટોરી' લોકોના હાથમાં સત્તા આવી હતી તેમ હિંદુસ્તાનમાં વીસમી સદીમાં આવી છે. પણ ૧૭૭૬ માં અમેરિકામાં જે ભાવના ફેલાઈ હતી તેવી આજે એ મહાન દેશનાં કરોડો માણસોમાં પ્રગટી છે. હેનકૉક અને ઍડમ્સને પડખે ઊભા રહેલા દેશભક્તોનું જે ધ્યેય હતું તે જ આ લોકોનું છે. માત્ર તેમની કામ કરવાની રીતો જુદી છે. લશ્કરભરતીનું સ્થાન રાજ્યકર્તા જોડેના અસહકારે લીધું છે. દરેક અસહકારી અહિંસાની જે પ્રતિજ્ઞા લે છે તેને લીધે શસ્ત્રધારણ નિષિદ્ધ ઠરે છે. દ્વેષનું સ્થાન સદ્ભાવે લીધું છે. ગાંધીજી કહે છે : "મારામાં શક્તિ હોય તોપણ હું તમારી સામે હાથ ન ઉગામું. હું જાતે કષ્ટ સહીને જ તમને જીતવાની ઉમેદ રાખું છું. અમારે માટે રણક્ષેત્ર પર વીરતા બતાવવાનો અવકાશ નથી. પણ આત્માની વીરતા બતાવવાનો અવકાશ તો અમારે માટે પડેલો જ છે. એ વીરતા જગવવાનો પ્રયત્ન હું કરી રહ્યો છું."

લોકોએ એમને જે રીતે જવાબ આપ્યો તે પશ્ચિમનું માંનસ તો સમજી

જ ન શકે એવી છે. એક સત્તાવાર વાત એવી ચાલે છે કે ત્રીસ હજારના મોટા ટોળાને બે સ્વામીઓએ અહિંસાની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ્યું ને શાંતિથી વિખેરી નાખ્યું. અસહકારીઓને ગિરફતાર કરવામાં આવે છે ત્યારે તેઓ અદાલતમાં બચાવ કરતા નથી. સાથે સત્યાગ્રહની — સવિનય ભંગની — કલ્પના છે, તેનો અર્થ એ છે કે ગમે તે ભોગે સત્યને વળગી રહેવું. એ કલ્પનામાંથી જે પ્રતિકારશક્તિ પૂરી પડે છે તેનો ગમે તેટલું નર્યું પશુબળ કદી નાશ કરી શકે એમ નથી.

અસહકારની હિલચાલમાં જેમ એક અભાવાત્મક અંગ છે તેમ બીજું ભાવાત્મક અંગ પણ છે. પરદેશી રાજ્યકર્તા સામે અસહકારનો અર્થ છે રાષ્ટ્રીય જીવનનાં સર્વોત્તમ અંગો વચ્ચે સહકાર. એટલે અસહકારની આ હિલચાલ જૂના રાજ્યના કોચલાની અંદર એક નવું રાજ્ય પેદા કરી રહી છે, ને તેમાં ત્રીસ કરોડ લોકોને ગુલામ બનાવનાર તત્ત્વોનો લોપ થવાનો છે. તે હિંદુસ્તાનને કામ કરવાનું નવું જ માનસ આપી રહી છે. તેનામાં સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે જીવવાની — લવાદી અદાલતો રચવાની, ગામડાંનું વ્યવસ્થાતંત્ર ઊભું કરવાની, નવી નિશાળો સ્થાપવાની, હિંદી ઉદ્યોગોને ફરી સજીવન કરવાની, ટૂંકામાં કહીએ તો, દલિત આમવર્ગને માટે આજના કરતાં સારું જીવન, નવું જીવન, ને વિશેષ જીવન પૂરું પાડવાની — સંકલ્પશક્તિ ઉત્પન્ન કરી રહી છે.

રાજ્ય કરનાર સત્તા સાથેના હિંદીઓના અસહકારને અસ્વીકાર કહી શકાય. પણ બૂરી વસ્તુનો અસ્વીકાર એનો અર્થ છે સારી વસ્તુનો સ્વીકાર. અને આ સ્વીકારે—મૃત્યુને કોરે મૂકી જીવનને અપનાવવાના આ પગલાએ—જ હિંદુસ્તાનમાં નવા જીવનનો ને નવા ઉત્સાહનો જુવાળ આણ્યો છે. એ અસહકારની હિલચાલનું ભાવાત્મક અંગ છે; અને એ ગાંધીજીના આખા કાર્યક્રમની સર્વશ્રેષ્ઠ સફળતા છે.

જગતે ક્યારેય પણ જોયેલો સૌથી શાન્તિકારક કાર્યક્રમ આ હશે! એવો કાર્યક્રમ સફળ થાય તો ભવિષ્યને માટે એનો શો અર્થ થાય એ વિષે જગત વિચાર કરે એ સારું છે. તો જીવનના દરેક ક્ષેત્રમાંથી પશુબળને દેશવટો મળે; અને 'બીજો ગાલ ધરો!' એ જે ઇસુખ્રિસ્તના બહુ જ ઓછા સમજાયેલા શબ્દો છે તે ફળીભૂત થાય. આનો અર્થ એ થાય કે પેલો જે ભીષણ

દેવ મોલોક છે, જે જગતના સર્વોત્તમ મનુષ્યોમાંથી ભોગ લે છે, બાળકો ઉપર પણ પોતાનો પંજો ફેરવે છે, ને ભવિષ્યમાં ચોથી પેઢી સુધી પણ પહોંચી જાય છે, તે દેવના પંજામાંથી માનવજાતિ છૂટી જવાની.

ગાંધીજી આજે દેશમાં ખુલ્લો, સશસ્ત્ર બળવો ફાટી નીકળતો રોકી રહ્યા છે. સીઝરની લડવાની રીત ને ઈસુ ખ્રિસ્તની લડવાની રીત વચ્ચે ત્યાં યુદ્ધ ચાલી રહ્યું છે. ઈસુનો ઉપદેશ વ્યવહારમાં ઉતારી શકાય એવો છે એમ જગતને પુરવાર કરી બતાવવાનું સદ્ભાગ્ય જે લોકોને મળેલું છે તેમને પશ્ચિમ નિહાળી રહ્યું છે. ગાંધીજી જન્મસિદ્ધ નેતા છે, અને સર્વ પ્રકારના ને સર્વ વર્ગના લોકો તેમને મદદ આપી રહ્યા છે. આ લાખો સ્ત્રીપુરુષો સ્વતંત્રતાની લડતને આત્માની ઉચ્ચ કક્ષાએ લઈ જઈ રહ્યાં છે; અને સ્વતન્ત્ર ભારત એ તેમનું ધ્યેય છે. આવી રીતથી ભારત સ્વતન્ત્ર થાય તો એનો અર્થ એ થાય કે જગત પણ સ્વતન્ત્ર થશે!

(૧૯૨૧)

## ૧૯. જગતના સર્વોત્તમ પુરુષ

### જૉન હેન્સ હોમ્સ

હું માનું છું એવા એક પુરુષ આજે છે જે જગતના જીવતા માણસોમાં મહાનમાં મહાન છે, અને જગતના આરંભકાળથી જે મહાપુરુષો થઈ ગયા છે તેમાંના એક છે. ૧૯૧૭ માં 'હિબર્ટ જર્નલ'માં આવેલો અધ્યાપક ગિલબર્ટ મરેનો એક લેખ વાંચીને મને એમને વિષે પહેલવહેલી કંઈક જાણ થયેલી. તે પછી એમને વિષે મેં કંઈ સાંભળ્યું નહોતું. પણ થોડાક દિવસ પર કાગળના પૂઠાવાળું એક નાનકડું પુસ્તક, જેમાં એમનાં ભાષણો ને લખાણોના ઉતારા આપવામાં આવ્યા છે, તે મારા ટેબલ પર આવીને પડ્યું. એમાંથી મળતી માહિતી નહીંજેવી છે; પણ કીટ્સને હોમરના મહાકાવ્ય 'ઇલિયડ'નો ચૅપમૅનનો અનુવાદ પહેલીવાર વાંચતાં જે અપાર આનન્દ થયો હતો તેવો મને આ પુસ્તક વાંચતાં થયો.

હું જે પુરુષની વાત કરું છું તેમનું નામ છે મોહનદાસ કરમચંદ ગાંધી.

હિંદમાં બ્રિટિશ અમલ સામે જે મોટી લડત અત્યારે ચાલી રહી છે તેના એ નેતા છે. તેમના દેશબન્ધુઓ તેમને ' મહાત્મા ' કહીને પૂજે છે. તમારામાંથી કેટલાં એમની જીવનકથા જાણતાં હશે એની મને ખબર નથી. એટલે એ ટૂંકામાં કહી જાઉં.........*

ગાંધીજીના જીવનનો બીજો અંક ૧૯૧૪ માં શરૂ થયો; અને આ ઘડીએ તેનો મધ્યાહ્ન ચાલે છે. તેઓ દક્ષિણ આફ્રિકામાં હતા તે વરસોમાં સ્વરાજની જે લડત ધીરેધીરે ખીલી રહી હતી તેની સાથે આ યુગને સંબન્ધ છે. દક્ષિણ આફ્રિકાથી આવીને તેમણે એ લડતની આગેવાની લીધી. પણ તે વેળા જે મહાયુદ્ધ ચાલતું હતું તેમાં તેમણે સરકારને, જીવનું જોખમ ખેડીને પણ, મદદ આપી. પણ મહાયુદ્ધ પૂરું થયા પછી તરત જ હિંદીઓને જુલમનો જે કડવો સ્વાદ ચાખવા મળ્યો તેનાથી ગાંધીજીનો પુણ્યપ્રકોપ જાગૃત થયો; ને તેમણે ફરીવાર બળવાનો ઝંડો ફરકાવ્યો, ને અસહકારની પ્રચંડ લડત આદરી. ગાંધીજીની આગેવાની નીચે જે લડત ચાલી રહી છે તે ઇતિહાસમાં અગાઉ થઈ ગયેલા બીજા વિપ્લવો કરતાં સાવ જુદા જ પ્રકારની છે. તેનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો તેને બીજા બધા વિપ્લવથી જુદી પાડે છે.

પહેલી વાત તો એ કે પરદેશી ધૂંસરીમાંથી પોતાના દેશભાઈઓને છોડવવાનો ગાંધીજીનો જે નિર્ધાર છે તેને તેઓ જરાયે છુપાવતા નથી. છતાં તેમના મનમાં અંગ્રેજ પ્રજાની સામે છાંટાભાર દ્વેષ નથી. સરકાર અને પ્રજા બેને એક ગણી લેવાનું જે પાપ કરવાની લાલચમાં ગયા મહાયુદ્ધમાં આપણામાંના ઘણાખરા ફસાયા હતા તે પાપ ગાંધીજીએ કદી કર્યું નથી. ગાંધીજી કહે છે : " હું અંગ્રેજ લોકોને કહું છું કે મને તેમને વિષે પ્રેમ છે, મારે તેમની સાથે સંબન્ધ જોઈએ છે. પણ તેમાં સ્વમાનનો ભંગ ન થવો જોઈએ, ને સંપૂર્ણ સમાનતા જળવાવી જોઈએ. "

બીજું, ગાંધીજીની હિલચાલ એ એવો વિપ્લવ છે જેમાં કોઈ પણ પ્રકારના પશુબળ કે હિંસાના પ્રયોગને સ્થાન નથી. ' અહિંસા ' એ એનો સૌથી આગળપડતો ધ્યાનમંત્ર ને પોકાર છે. કેમકે ગાંધીજી અપ્રતિકારમાં માનનારા

* અહીં ૧૯૧૪ લગીની જીવનકથા આપી છે તે ગિલબર્ટ મરેના લેખના જ સારરૂપ છે; તેથી અનુવાદમાં તે ભાગ છોડી દીધો છે.

છે; અને જેમ દક્ષિણ આફ્રિકામાં કર્યું તેમ હિંદુસ્તાનનાં પણ તેઓ વિજય મેળવશે તો અહિંસક સાધનોથી જ મેળવશે, નહીં તો નહીં મેળવે. તેઓ કહે છે : “ હિંસાથી યુરોપમાં ગમે તે કાર્ય સધાતું હોય, હિંદુસ્તાનમાં નહીં સધાય. આપણે આપણી લડાઈ શુદ્ધ શસ્ત્રો વડે, ને ઉચ્ચતર ભૂમિકાએ રહીને, લડવી જોઈએ. ” વળી કહે છે : “ જેઓ આપણા દળમાં ન ભળે તેમની સામે પણ આપણાથી હિંસા ન કરાય. ” — લેનીને આ આચારના નિયમનું પાલન કર્યું હોત તો કેવું સારું થાત! ગાંધીજી પોતાના અનુયાયીઓને કહે છે કે તેમણે “ દરેક અંગ્રેજની જિંદગીને, સરકારની નોકરી કરતા દરેક અમલદારની જિંદગીને, પોતાનાં સગાંની જિંદગીના જેવી જ પવિત્ર ગણવી જોઈએ. ” — સીનફીન-વાળાઓ આ સૂત્રને અનુસરતા હોત તો કેવું સારું થાત! ગાંધીજી કહે છે; “ હિંદુસ્તાન તલવારનો ન્યાય સ્વીકારશે તે ક્ષણે જ હિંદી તરીકેનું મારું જીવન સમાપ્ત થશે......ત્યારે હિંદુસ્તાનને વિષે હું ગર્વ લેતો મટી જઈશ. ”

આ અહિંસાનીતિનો ઉપદેશ કરતાં ગાંધીજી ભાર દઈને કહે છે કે હિંદીઓ નબળા છે એટલા માટે તેઓ અહિંસાનો ઉપદેશ કરતા નથી. ઊલટું તેઓ અહિંસાની ભલામણ કરે છે તેનું કારણ તો એ છે કે હિંદુસ્તાન બળવાન છે, ને તેનામાં અહિંસામાં રહેલાં જોખમ વહોરવાની તાકાત છે. મૂળમાં તો બેશક ગાંધીજી અપ્રતિકારનાં ઉપદેશ અને આચરણ કરે છે તેનું કારણ એ છે કે તેઓ એને ધર્મરૂપ માને છે. તેઓ કહે છેઃ “ પૃથ્વી પર કોઈ પણ માણસનું સાચું કર્તવ્ય તે હિંસાને આધારે ટકતો ન્યાય નથી પણ આપભોગના બળ પર ટકતો ન્યાય છે. ” હું માનું છું આ દૃષ્ટિએ જ ગાંધીજી એમની લડતને ‘ ધર્મયુદ્ધ ’ કહેતા હશે. આ અહિંસક પ્રતિકાર ધર્મરૂપ છે, એટલું જ નહીં પણ એ શુદ્ધ વ્યવહાર પણ છે, એમ તેઓ ભાર દઈને કહે છે. કાયમની જીત મેળવવાનો એ એક જ અચૂક રસ્તો છે.

છેવટે, એમની આ મહાન હિલચાલના ફળરૂપે, ગાંધીજી હિંદી વિચાર, હિંદી રૂઢિ, ને હિંદી આદર્શો અનુસાર હિંદુસ્તાનનો નૈતિક ને આધ્યાત્મિક પુનરુદ્ધાર કરાવવા માગે છે. એનો અર્થ એ છે કે પશ્ચિમની—એટલે કે ત્યાં ઉદ્યોગમાં જે ગુલામી છે, જડવાદ છે, પૈસાની પૂજા છે, ને યુદ્ધો છે, એ બધાની પણ—અસરને બને એટલે અંશે દૂર રાખવી. આ પ્રયાસમાં ગાંધીજીનું પ્રથમ પગલું એ છે કે હિંદીઓમાં

માંહોમાંહે જે કુસંપ અને વૈમનસ્ય હોય તે દૂર કરવાં, અને તેમનો એક સંયુક્ત બંધુસમાજ બનાવવો. તેથી તેઓ કહે છે કે હિંદુ મુસલમાને હળીમળીને રહેવું જોઈએ. તો જ હિંદુસ્તાન માનવજાતિને શાંતિ ને સંપને રસ્તે દોરી શકે. ગાંધીજી કહે છે: "હું નિઃશંકપણે માનું છું કે હિંદુસ્તાન પાસે જગતને આપવા જેવું કંઈક છે." એટલે તેમનો આદર્શવાદ જાતિ અને દેશની મર્યાદાઓને વટાવી જાય છે, અને સમગ્ર માનવજાજાતિની ઊંચામાં ઊંચી આશાઓ સાથે તાદાત્મ્ય સાધવા મથે છે. તેઓ પોકારીને કહે છે: "મારા ધર્મને કશી ભૌગોલિક મર્યાદા નથી. મને જો તેને વિષે જીવતીજાગતી શ્રદ્ધા હશે તો તે હિંદુસ્તાન પ્રત્યેના મારા પ્રેમ કરતાં પણ પ્રબળ નીવડશે."

મહાત્મા ગાંધી આવા છે! આવી મહાન ભાવના મનમાં સેવીને તેઓ પોતાના દેશબન્ધુઓની વચ્ચે વસે છે. તેઓ એક શહેરમાંથી બીજામાં એમ પ્રવાસ કરે છે ત્યારે તેમની વાણી સાંભળવાને ત્રીસત્રીસ્ હજાર, ને ક્યારેક પચાસ હજાર પણ, માણસો ભેગાં થાય છે. તેઓ કોઈ ગામડામાં કે ખુલ્લા મેદાનમાં રાતવાસો રહે છે ત્યાં, જાણે તીર્થમાં જતી હોય એમ, તેમનાં દર્શન કરવાને મોટી મેદની ભેગી થાય છે. તેઓ તેમને પૂર્ણ પુરુષ, સર્વદેશીય પુરુષ માને છે; ને તેવા તેઓ ખરેખર દેખાય છે. તેમનું વ્યક્તિગત ચારિત્ર સરળ ને નિષ્કલંક છે. તેમના રાજકીય પ્રયાસોમાં તેઓ લેનીનના જેવા જ વાસ્તવવાદી છે; અને મુક્તિરૂપી મુકામે પહોંચવાનો સતત ને એકધારો પુરુષાર્થ કરી રહ્યા છે, ને કહે છે કે સ્વરાજ મેળવ્યે જ છૂટકો છે. છતાં સાથેસાથે તેઓ રોમેં રોલાંના જેવા આદર્શવાદી પણ છે, અને નિત્ય નિરંતર આત્માના શુદ્ધ પ્રકાશમાં વસે છે. મને રોલાંનો વિચાર આવે છે તેની સાથે ટૉલસ્ટૉય યાદ આવે છે. લેનીનનો વિચાર આવે છે તેની સાથે નેપોલિયન યાદ આવે છે પણ મને જ્યારે ગાંધીજીનો વિચાર આવે છે ત્યારે તો ઈસુ ખ્રિસ્તનું જ સ્મરણ થાય છે. તેઓ પોતાને જીવવાનું જીવન જીવે છે; પોતાને બોલવાની વાણી બોલે છે; તેઓ દુઃખ વેઠે છે; પુરુષાર્થ કરે છે; અને પૃથ્વી પર ઈશ્વરનું રાજ્ય સ્થાપવાને કોક દિવસ આર્યભાવે પ્રાણાર્પણ સુદ્ધાં કરશે.

ઈસુને વિષે એમ કહેવાય છે કે એક દિવસ તેઓ પ્રવાસ કરતા હતા ત્યાં તેમણે તેમના શિષ્યોને માંહોમાંહે કજિયો કરતા સાંભળ્યા. તેમણે કહ્યું: "તમે રસ્તે શાની રકઝક કરતા હતા?" શિષ્યો કહે: "અમારામાં સૌથી

મોટો કોણ એને વિષે વાદવિવાદ ચાલતો હતો." ઇસુએ કહ્યું : "તમારામાંથી જેને તમારામાં પ્રથમ પદ પ્રાપ્ત કરવું હોય તે સહુનો સેવક બને."

(૧૯૨૧)

## ૨૦. ગાંધીજીની જીવનદૃષ્ટિ

### શ્રીનિવાસ શાસ્ત્રી

રાજકારણ એ જીવનથી વિખૂટી પાડી શકાય એવી વસ્તુ નથી. એને એવી રીતે વિખૂટાં પાડવાનું ગાંધીજીને રુચે પણ નહીં; કેમકે તેમનું મોટું ધ્યેય તો એ છે કે જીવનમાંથી કૃત્રિમતા કાઢી નાખવી, અને તેનું જે સાદું, સુભગ ને શુદ્ધ મૂળ રૂપ છે ત્યાં તેને પહોંચાડવું. આજની ઘડીએ એમની પ્રવૃત્તિ રાજકારણના ક્ષેત્રમાં છે એ તો એક આકસ્મિક યોગ છે. આજની ઘડીએ તેઓ સરકારની સામે થયા છે ને તેનો કોપ વહોરી રહ્યા છે એ પણ એક આકસ્મિક યોગ છે. આજની ઘડીએ હિંદુસ્તાનને માટે સ્વરાજ મેળવવાનો તેમનો પોકાર જગતને કાને પડી રહ્યો છે, ને એમનું એ સ્વરાજ કેવું છે એ જાણવાને જગત આતુર થઈ રહ્યું છે, એ પણ એક આકસ્મિક યોગ છે. તેમનું ખરું ને અન્તિમ ધ્યેય તો માનવજાતિને ધરમૂળથી સુધારવાનું છે. 'પાછા કુદરત તરફ વળો' એ એમના ઉપદેશનો ખરો સાર છે. તેઓ પોતાને પશ્ચિમના આધુનિક સુધારાના કટ્ટા શત્રુ ગણાવે છે. એ આધુનિક સુધારા સામેના એમના ઘોર સંગ્રામમાં હિંદુસ્તાન માટે સ્વરાજ મેળવવાની પ્રવૃત્તિ એ તો માત્ર અનેકમાંની એક જ લડાઈ છે. આ નાની લડાઈમાં જે નિયમોને તેઓ અનુસરે છે તે જ નિયમોને પેલા મોટા ને પ્રચંડ સંગ્રામમાં પણ અનુસરવાનું છે. આ નાની લડાઈમાં જે શસ્ત્રો વાપરવાનાં છે તે જ શસ્ત્રો પેલા મોટા ને પ્રચંડ સંગ્રામમાં પણ વાપરવાનાં છે. આ નાની લડાઇ લડતાં જે સદ્ગુણો કેળવવાના છે તે જ સદ્ગુણોના બળથી પેલા મોટા ને પ્રચંડ સંગ્રામમાં આખરે જીત મળવાની છે. નાની ને મોટી બંને લડાઈનો સૌથી મુખ્ય નિયમ છે અહિંસા. એ અહિંસા શરીર તેમજ મન બંનેની જોઈએ. મન વચન કર્મથી વિરોધી પ્રત્યે હિંસા ન કરાય અંગત અર્થમાં 'શત્રુ' શબ્દ એટલો કડક છે કે ગાંધીજીના શબ્દકોશમાં એને સ્થાન નથી.

તેઓ તો અજાતશત્રુ છે. પણ પ્રતિપક્ષી અહિંસાના આ નિયમને અનુસરનાર નથી હોતો; એટલે તમારે અતિશય કષ્ટ ને હાનિ વેઠવાં પડવાના. એ કષ્ટ ને હાનિ સહન કરતાં આનંદ માનો, ને સ્વેચ્છાએ તે વહોરી લો. એ સહન કરતાં આનંદ ન માની શકતા હો તોપણ એની સામે પાછી પાની ન કરશો કે એને વિષે ફરિયાદ ન કરશો. તમારા શત્રુઓ પ્રત્યે પ્રેમ રાખો. એમના પ્રત્યે તમને પ્રેમ હોય, તો તેમના પ્રત્યે ક્ષમાવૃત્તિ ધારણ કરો, ને એમના પર સામો ઘા કદી ન કરો. પશુબળ બૂરી વસ્તુ છે, ને અન્તે તેનો પરાજય થવો જ નિર્માયેલો છે. આત્મા અજેય છે; એનું પૂરેપૂરું બળ વાપરતાં શીખો. ગમે તે ભોગે સત્યને વળગી રહો; અન્તે સત્યનો જ જય થવાનો છે. આ મુખ્ય નિયમમાંથી, લગભગ તર્કશુદ્ધ રીતે, બીજા કેટલાક સિદ્ધાંતો ફલિત થાય છે; તેને અનુસરવાથી આપણે પેલી મોટી લડાઈમાં તેમજ સ્વરાજ માટેની આ નાની લડાઈમાં સીધે રસ્તે ચાલી શકીશું. પશ્ચિમનો આધુનિક સુધારો ને અત્યારનું બ્રિટિશ રાજ્યતંત્ર બંનેમાંથી આપણે છૂટી જવાનું હોવાથી, બેમાંથી એકેની સાથે આપણે કશો સંબંધ રાખવો ઘટતો નથી. જે મોટી ને પ્રબળ સંસ્થાઓ દ્વારા તેઓ આપણને ગુલામીમાં રાખે છે તે સંસ્થાઓ સાથેનો સંબંધ આપણે તોડી નાખવો જોઈએ. એ સંસ્થાઓ તે શાળાકૉલેજો, અદાલતો ને ધારાસભાઓ છે. શાળાકૉલેજોમાંથી છોકરાંઓને ઉઠાડી લો, ન્યાય લેવા અદાલતને પગથિયે ન ચડો, ને ધારાસભાની ચૂંટણીઓમાં મત આપવા ન જાઓ. યંત્રો શેતાનની એક બીજી કરામત છે, ને મિલો હિંદુસ્તાનમાં બ્રિટિશ અમલનો મુખ્ય આધાર છે, એટલે બંનેનો બહિષ્કાર કરો; વિદેશી કાપડ મંગાવવું બંધ કરો; અને ઘેરઘેર રેંટિયો ચાલતો કરો. રેંટિયાની ગતિમાં ગૂઢ શક્તિ છે. તેનું ગુંજન આત્માને શાંતિ આપે છે: અને તેનાથી પેદા થયેલું કાપડ મનુષ્યના શરીરને — ખાસ કરીને સ્ત્રીના શરીરને — સૌથી અધિક શોભા આપે છે. આ સિદ્ધાંતો ને નિયમો સદાકાળ પાળવાના છે, કેમકે આધુનિક સુધારા સામેનો સંગ્રામ અનિશ્ચિત મુદત સુધી ચાલશે એમ માનવાનું છે. પણ આ ઊંચી કોટિના પુરુષાર્થમાં સર્વાંશે રોકાનાર, ને આ સિદ્ધાંતો ને નિયમોને જીવનધર્મ તરીકે સ્વીકારનાર તો એક ચૂંટેલા માણસોનું મંડળ જ — સાબરમંતીના સત્યાગ્રહાશ્રમના સભ્યો જ — છે. અત્યારે હિંદુસ્તાનમાં અસહકારના

વાવટા નીચે જે સંખ્યાબંધ સૈનિકો લડી રહ્યા છે તેઓ તો આ એક જ લડાઈને માટે ભરતી થયેલા છે; અને બ્રિટિશ સરકાર નમે ને પોતાના તંત્રનો પાયો બદલવાની હા પાડે કે તરત જ એ સૈનિકો તો પાછા પોતાના હંમેશના સામાન્ય જીવનની ધરેડમાં પડી જાય એવો સંભવ છે. આ લડાઈ ઉગ્રપણે ચલાવતાં ક્યારેક સવિનય કાનૂનભંગ કરવાની ને કર ભરવાની ના પાડવાની પણ જરૂર પડે. પણ એની સામે સત્તાધારીઓ જ્યાં જ્યાં કડક પગલાં લે ત્યાં બધે અસહકારીઓને અહિંસાના માર્ગથી તસુ પણ ચળવાની મનાઈ છે.

ગાંધીજીની જીવનદૃષ્ટિ સમજવી હોય તો તેમણે સત્યાગ્રહાશ્રમને માટે ઘડેલા નિયમોનો ધ્યાન દઈને અભ્યાસ કરવો જોઈએ. 'સત્યાગ્રહાશ્રમ'નો અર્થ છે સત્યાગ્રહીઓનો આશ્રમ, અથવા આત્મબળનું ધામ. આશ્રમ હજુ નાનો છે. તેનામાં જે જીવનશક્તિ છે તે સિદ્ધ કરી બતાવવાની તક હજુ તેને મળી નથી; કેમકે તેની સ્થાપના થઈ ત્યારથી તેના સ્થાપકની શક્તિ બીજાં કામોમાં રોકાઈ ગઈ છે. પણ તેનો ઉદ્દેશ સિદ્ધ તો ત્યારે થાય જ્યારે એના સભ્યોની સંખ્યા વધે, અને જે કડક આદર્શો આજે થોડાક સાધકોનાં જીવનમાં મૂર્તિમંત થયેલા છે તે આદર્શોને વિશાળ સમાજ અપનાવે. આ નવા જીવન-ધર્મનું સાચું સ્વરૂપ તપાસ્યા વિના, ભવિષ્યમાં એની કેવી અસર પડશે તેનો આંક બાંધી શકાય એમ નથી.

સર્વોચ્ચ સત્યનું આચરણ ત્યાં જ શક્ય છે જ્યાં વ્યક્તિને સંપૂર્ણ સ્વતંત્રતા હોય. આમ સર્વ પ્રકારના બળનો કે જબરદસ્તીનો પ્રયોગ એકદમ ત્યાજ્ય ઠરે છે. જે પુરુષ મૂળમાં અરાજકતાની ફિલસૂફીને માનનારા છે તેમને માટે બળાત્કાર, સત્તા, સરકાર એ સર્વ વસ્તુઓ નિષિદ્ધ છે. વસ્તુત: તેઓ પોતાના સિદ્ધાન્તના સારભૂત તત્ત્વને ક્યારેક પ્રેમ, ક્યારેક સત્ય, ને ક્યારેક અહિંસા એ નામે વર્ણવે છે. તેમને મતે એ શબ્દો પર્યાયવાચક છે; કેમકે આદર્શ સૃષ્ટિમાં તન્ત્રબદ્ધ સરકારને સ્થાન નથી. બ્રિટિશ સરકારનો ગુણ એ છે કે તે ઓછામાં ઓછો અમલ ચલાવે છે. ગાંધીજીના મત પ્રમાણે કુટુંબે અને નિશાળે પણ સર્વાંશે પ્રેમ અને નીતિબળની શક્તિ પર જ આધાર રાખવો જોઈએ. બીજાંઓના ઘોર દુર્વર્તનને માટે ગાંધીજી પોતે અમુક દિવસના અપવાસ કરે છે; ને અપરાધ કરનારને એટલા વખતમાં અચૂક પશ્ચાત્તાપ

થવા પામે છે. થોડાક વખત પર તેમણે મિલમજૂરોની હડતાળને અંગે આ પ્રયોગ કરેલો; ને મિલમાલિકો પાપ વહોરવાની બીકના માર્યા સમજી ગયા. થોડાંક અઠવાડિયાં પર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાતને પ્રસંગે મુંબઈમાં કેટલાક માણસોએ હિંસા કરી તેને અંગે તેમણે પોતે આ પ્રકારનું દેહદમન કરેલું, ને સાંભળ્યા પ્રમાણે તેની ધારી અસર પડી પણ ખરી.

આશ્રમમાં કોઈને અનિવાર્ય તાત્કાળિક જરૂરિયાત ઉપરાંત વધારે વસ્તુઓ રાખવાનો અધિકાર નથી. એથી વધારે રાખવી એ અસ્તેયવ્રતનો ભંગ છે. ગાંધીજીએ ઘણાં વરસ સુધી વકીલાતનો ધંધો ધમધોકાર ચલાવ્યો હતો. પણ તેમણે ને તેમનાં પત્નીએ તેમની તમામ મિલકત જાહેર કામ માટે આપી દીધી છે; અને તેમની પાસે હવે પહેરેલાં કપડાં ને એકબે જોડ બદલવાનાં કપડાં, ને કદાચ એ મૂકવા માટે એકાદ થેલી કે પેટી, એ સિવાય પોતાનું કહી શકે એવું કંઈ જ નથી. આશ્રમમાં પણ સાવ જરૂરની એવી જ ચીજો ને રાચરચીલું રાખેલું છે.

દરેક માણસે બને ત્યાં લગી પોતાની જરૂરિયાતો જાતમહેનત વડે પૂરી પાડવાની રહે છે. પોતા પૂરતું અનાજ જાતે ઉગાડવું ને પોતાનાં કપડાં જાતે તૈયાર કરવાં એ આદર્શ છે. મગજનું કામ કરનાર પણ આ શરીરશ્રમમાંથી મુક્ત નથી. વસ્તુત: ગાંધીજીને રેંટિયાની ધૂન લાગી છે. તેનું ગુંજન તેમને બહુ મધુર લાગે છે. તે ચલાવવાનો ઉપદેશ તેઓ સર્વ સ્ત્રીપુરુષોને કરે છે.

ઇન્દ્રિયોનો સંયમ એ પ્રથમ પંક્તિની આવશ્યકતા છે. એ સંયમ ઘણો કષ્ટસાધ્ય છે, એટલે ધીમેધીમે જ આવી શકે. પણ તેની અવિરત ને એકધારી સાધના કરવી જોઈએ. મોજશોખ તો ત્યાજ્ય હોય જ. સુખસગવડો પણ સતત ઘટાડતા રહેવું જોઈએ. સ્વાદેન્દ્રિય પર કડક સંયમ મૂકવો જોઈએ. અતિશય સાદો આહાર આત્માના વિકાસને માટે આવશ્યક છે. આશ્રમવાસીઓને માટે બ્રહ્મચર્ય નિયમરૂપ ગણાય છે. વિવાહિત દંપતીઓએ પણ આશ્રમમાં એ વ્રતનું પાલન કરવું રહ્યું ને ભાઈબહેનની જેમ વર્તવું રહ્યું.

ગાંધીજીએ 'હિંદ સ્વરાજ'માં જે ચિતાર આપ્યો છે તે જોઈએ. યંત્રો આધુનિક સુધારાનું અવિભાજ્ય અંગ હોઈ, તેનો ત્યાગ કરવો જોઈએ. મિલો ને કારખાનાં, જ્યાં મજૂરો પ્રત્યે અમાનુષી વર્તન થાય છે, તેને તેમની

યોજનામાં સ્થાન નથી. તાર ટપાલ ને રેલવેને, ને સાથે છાપખાનાંને પણ, વખોડવામાં આવ્યાં છે. તેઓ કહે છે કે સુધારાનાં આ સાધનો વાપરતી વખતે દરેક વેળા તેમનું મન દુભાય છે. પૃથ્વીના વાતાવરણમાંથી ભાગી છૂટવું જેટલું મુશ્કેલ છે લગભગ તેના જેટલું જ મુશ્કેલ એ સાધનો વિના એમને માટે પોતાનું કામ ચલાવવાનું છે. પણ કદાચ બૂરી ચીજનો ઉપયોગ તેના પોતાના નાશને માટે કરવામાં વાંધો ન હોય. અવરજવરનાં ઝડપથી ચાલનારાં ને સુખસગવડવાળાં સાધનો એ માત્ર ગુના ને રોગના પ્રમાણમાં વધારો કર્યો છે. દવાઓ ને ઇસ્પિતાલો પણ તેમની ટીકામાંથી મુક્ત રહ્યાં નથી. તેઓ કહે છે કે એ દવાઓ લઈને જીવ બચાવવા કરતાં તો મરવું બહેતર છે. ફરી પાછા સાદા કુદરતી ઉપચારો કરવા માંડવાથી માનવજાતિનો ઉદ્ધાર થશે.

આ ને આવા બીજા સિદ્ધાન્તો, જે સાધારણ માણસને કઠણ લાગે છે, તે ગાંધીજીના નીતિધર્મના સારરૂપ છે. એ કોઈ નીતિગ્રન્થ કે ધાર્મિક પ્રવચનને માટે ઘડી કાઢેલી તાર્કિક કલ્પનાઓ છે, ને વ્યવહારમાં એનો પ્રયોગ કરવાનો નથી, એમ કોઈ ન માને. એ સિદ્ધાન્તો ઘડનાર તેના મર્મને તેમજ અક્ષરને અમલમાં મૂકે છે. અને એના આચરણમાં કંઈ મર્યાદા મુકાતી હોય તો તે પોતા પ્રત્યેની કે સગાં પ્રત્યેની તેમની દયાને લીધે નથી મુકાતી. તેમણે કરેલા સંપત્તિત્યાગની વાત ઉપર કરી છે. તેઓ માંદગીમાં ડાક્ટરની દવા નથી લેતા. તેઓ સાદામાં સાદો ખોરાક ખાય છે. તેઓ ખાદી જ પહેરે છે, ને એ જ પહેરવેશે ને પગે માત્ર ચંપલ પહેરીને હિંદુસ્તાનના વાઇસરૉયની પાસે પણ જાય છે. ભય કેવો હોય તે તેઓ જાણતા નથી. જે વસ્તુ કરવાનું બીજાને કહે તે કરતાં તેઓ પોતે કદી અચકાતા નથી. વસ્તુતઃ આત્મવિકાસના સાધન તરીકે કષ્ટ અને તપસ્યા વિષે તેમને જે અનુરાગ છે તે માંદલા પ્રેમની કોટિએ પહોંચે છે. તેમની દયા ને કોમળતા સાગરના જેવાં છે. એક પતિયાના ઘા તેમણે પોતાના વસ્ત્ર વડે લૂછેલા તે વખતે આ લેખક જાતે હાજર હતો. વસ્તુતઃ તેમનો સંપૂર્ણ ઇન્દ્રિયજય, અને સંન્યાસીના કડક આદર્શનું તેમનું પાલન, એ બે વસ્તુઓને લીધે હિંદુસ્તાનના વિશાળ જનસમૂહ પર તેમનો ભારે પ્રભાવ પડે છે; ને તે જ કારણે એ જનતાએ તેમને 'મહાત્મા' એ ઉપનામ આપ્યું છે.

હવે તેમના કેટલાક ગૌણ કોટિના સિદ્ધાન્તો લઈએ. વિચિત્ર વસ્તુ એ

છે કે તેઓ વર્ણવ્યવસ્થાને માનનારા છે, જોકે વર્ણને અંગે જે અભિમાન ને અળગાપણાના દોષો આવી ગયા છે તેને તેઓ જરા પણ ઉત્તેજન આપતા નથી. તેમની એવી દૃઢ પ્રતીતિ દેખાય છે કે એ વર્ણધર્મને તેના મૂળ શુદ્ધ સ્વરૂપમાં ટકાવી રાખ્યો હોય તો તે લાભદાયક નીવડે. વર્ણધર્મ એ હિંદુ ધર્મનું સારભૂત તત્ત્વ છે એમ પણ તેઓ માને છે. પણ એ વિચારને એમના દેશભાઈઓનો મોટો ભાગ ટેકો આપે એવો સંભવ નથી. તેઓ તો તેમના સ્વધર્મનું પ્રાચીન શુદ્ધ સ્વરૂપ ફરી સજીવન કરવાને આતુર છે. પણ ગાંધીજી એ વાતમાં એમની સાથે સંમત છે. વસ્તુત: તેઓ અસ્પૃશ્યતાના ભૂતનું ઉચ્ચાટન કરવાના જે પ્રયત્ન કરી રહ્યા છે તેમાં હિંદુસ્તાનના જાગેલા અંતરાત્માનો તેમને ટેકો છે. કરોડો માણસોને સવર્ણ હિંદુઓ અસ્પૃશ્ય ગણે છે; ને એ લોકો જે સ્થિતિમાં રહે છે તે મનુષ્યને રહેવા લાયક ભાગ્યે જ ગણાય. ગાંધીજી આ અસ્પૃશ્યતા દૂર કરવા મથે છે, ને કહે છે કે હિંદુ ધર્મમાં અસ્પૃશ્યતાના શાપને સ્થાન નથી. પણ હરિજનોની સેવાના કામને તેઓ એવું રૂપ આપવા ઇચ્છે છે જેવું હમણાં હમણાં એ જાતની સમાજસેવાના કામને પશ્ચિમમાં અપાવા માંડ્યું છે. તેઓ ઇચ્છે છે કે એ વર્ગોની સેવા કરનાર સેવક પોતાનો ઊંચાપણાનો ગર્વ છોડીને જે લોકોની તે સેવા કરવા ઇચ્છે છે તેમના જેવું જીવન ગાળે, તેમના જેવું કામ કરે, ને તેઓ જે રીતે આજીવિકા મેળવતા હોય તેવી રીતે પોતે પણ મેળવે. એમ કરતાં જ તેના મનમાં સાચી સમજ ને સહૃદયતા પેદા થાય, ને જેમની સેવા કરવાની છે તેમનો વિશ્વાસ સંપાદન કરી શકાય. એવો વિશ્વાસ સેવાકાર્યની સૌથી પ્રથમ આવશ્યકતા છે.

તેમના અસહકારી અનુયાયીઓએ કેટલેક ઠેકાણે સમાજસેવાના કામને રાજકારણની જોડે ભેળવી દીધું છે, ને તેથી તે કામ રોકાઈ ગયું છે. મહાત્માજીના મત પ્રમાણે, જે સમાજમાં મોટાં સામાજિક દૂષણો હોય તે સમાજને કોઈ પણ રાજકીય હક જરા પણ લાભ આપી શકે એમ નથી. અને મોટા મોટા સામાજિક સુધારાઓને માટે જોડાજોડ કામ ન ચાલતું હોય તો સ્વરાજના કામને પણ કશી સફળતા મળવા ન પામે.

ગાંધીજીના શિક્ષણ વિષેના આદર્શો હજુ સ્પષ્ટ રૂપમાં પ્રગટ થયા નથી. આખા હિંદુસ્તાનમાં આંતરપ્રાંતીય વહેવારને માટે એક ભાષા હોવી જોઈએ

એમ તેઓ લાંબા વખતથી આગ્રહપૂર્વક કહેતા આવ્યા છે. એ રાષ્ટ્રભાષા તરીકે તેમણે હિંદીને પસંદ કરી છે. તેમની લાક્ષણિક ધગશથી તેમણે આ ભાષાના શિક્ષણના પ્રચાર માટે નાણાં ભેગાં કર્યાં છે, અને ઉત્સાહી શિક્ષકોને હિંદુસ્તાનના તમામ ભાગમાં મોકલી આપ્યા છે.

આ લેખનો લેખક ગાંધીજીનો રાજકીય અનુયાયી નથી કે ધર્મના વિષયમાં એમનો શિષ્ય નથી. પણ તે ગાંધીજીને વરસો થયાં જાણે છે, ને તેમના શિક્ષણનો સમભાવપૂર્વક અભ્યાસ કરતો આવ્યો છે. તેણે ગાંધીજીની સમીપ એક મહાન વ્યક્તિત્વનો, ચિત્તનું શમન કરનારો, પ્રભાવ અનુભવ્યો છે. એક વજ્ર જેવા દૃઢ સંકલ્પને કામ કરતો નિહાળીને તેણે પોતે તેમાંથી ઘણું બળ મેળવ્યું છે. કર્તવ્યનું સ્વરૂપ કેવું હોય, ને તેની પૂજા કેવી રીતે કરવી જોઈએ, તે વિષે તે એક જીવતાજાગતા દૃષ્ટાંતને જોઈને કંઈક શીખ્યો છે. જે મહાન વસ્તુઓ સપાટીની તળે છુપાયેલી પડી છે તેની તથા જે મંથનો ને તપસ્યાઓ જીવનને ભવ્ય ને પ્રભાવશાળી બનાવે છે તેની, કંઈક આછી ઝાંખી તેને થવા પામી છે.

(૧૯૨૧)

## ૨૧. ગાંધીજી અને દારૂનિષેધ

### 'પુસીફૂટ' જૉનસન

મહાત્મા ગાંધી નામના એક ઈશ્વરે મોકલેલા માણસ છે. જે વિરાટ માનવસાગરે—જગત આખાની વસ્તીના પાંચમા ભાગે—હિંદુસ્તાન દેશ રચ્યો છે તે સાગરમાંથી તેમનો ઉદ્ભવ થયેલો છે. આ લેખ ૧૯૨૧ ના અક્ટોબરમાં લખાય છે. તે વેળા તેમણે કેવળ એક કચ્છભેર ફરવાનું શરૂ કરેલું છે. હિંદના ગરીબ લોકો પાસે જણ દીઠ જો એટલું જ વસ્ત્ર હોય, તો પોતે એનાથી વધારે લેવું એ અસ્તેયવ્રતનો ભંગ ગણાય. તેઓ ત્રીજા વર્ગમાં—એટલે કે જેમાં સામાન્ય ને ગરીબ માણસો મુસાફરી કરે છે તે નીચલામાં નીચલા વર્ગમાં—મુસાફરી કરે છે.

આ પુરુષની નિંદા એમના વિરોધીઓ તરફથી ઘણી થાય છે. છતાં,

એમની સામે જેટલું કહી શકાય એમ હોય તે બધું કહી દીધા પછી, આ એક વસ્તુ આકાશમાં સ્પષ્ટ અક્ષરે લખેલી દેખાય છે—તેમણે કેવળ પોતાના અંગત પ્રભાવ વડે એ વરસમાં દારૂના વાપરમાં જેટલો ઘટાડો કરાવ્યો છે તેટલો ઘટાડો જગતના ઇતિહાસમાં બીજો કોઈ પણ પુરુષ પોતાના જીવનકાળમાં કરાવી શક્યો નથી.

સરકારની આબકારી આવકમાં એટલો ભારે ઘટાડો થવા પામ્યો છે કે એ ખાતાના અધિકારીઓ ભયભીત બની ગયા છે. હું આખા હિંદમાં ફર્યો છું, ને મેં ઘણા આબકારી પ્રધાનો ને કોડીબંધ આબકારી અમલદારો સાથે આ વિષયની ચર્ચા કરી છે. તે બધાએ મને એક જ વાત કહી છે—દારૂના વાપરમાં અજબ ઘટાડો, ને એ ઘટાડાને લીધે આબકારી આવક પર પડતો ભયાનક કાપ. મદ્રાસ ઇલાકાના નેલોર જિલ્લામાં ગયે વરસે આબકારી આવક રૂા. ૧,૬૮,૦૦૦ હતી. આ વરસે ૨૨૮ રૂપિયાની આવક થવાનો અડસટ્ટો અધિકારીઓએ બાંધ્યો છે. આખા હિંદમાં ભાગ્યે જ કોઈ જિલ્લો એવો હશે જ્યાં આવકમાં ભારે ઘટાડો નહીં થયો હોય. ઘણા અમલદારો પાસેથી મને મળેલી સારામાં સારી માહિતી એ છે કે જો અત્યારની સ્થિતિ એપ્રિલ લગી—એટલે કે આબકારી વરસ પૂરું થતા લગી—ચાલુ રહેશે તો હિંદુસ્તાનની કુલ આબકારી આવકનો અડધો ભાગ ઘસડાઈ જશે. આ અર્ધનગ્ન પુરુષના સર્વશ્રેષ્ઠ નૈતિક પ્રભાવને લીધે સેંકડો ગામડાંમાંથી દારૂ નીકળી ગયો છે, ને બીજાં સેંકડો ગામડાંમાંથી લગભગ નીકળી જવા આવ્યો છે. દેશના ઘણા ભાગમાં હું ડઝનબંધ દારૂનાં પીઠાં જોવા ગયો છું. ત્યાં વેપારીઓએ નિસાસો નાખીને મને કહ્યું છે કે "અમારે રોજ એકબે ઘરાક જ આવે છે." હું પૂછતો: "એમ કેમ?" તેઓ કહેતા: "ગાંધીજીએ લોકોને દારૂ ન પીવાનું કહ્યું છે તેને લીધે." કટકમાં હું જિલ્લા જેલ જોવા ગયેલો. ત્યાં ચારસો કેદીને રાખવ.ની જોગવાઈ છે. સામાન્ય રીતે તે ઠીકઠીક ભરેલી રહેતી. પણ જેલરે મને કહ્યું કે ગયા થોડાક મહિનાથી કેદીઓની સંખ્યા ઘટતી જઈને માત્ર ૧૩૮ પર આવી છે. મેં કારણ પૂછતાં તેણે કહ્યું: "ગાંધીજીની અસહકારની હિલચાલને લીધે."

(૧૯૨૧)

# ૨૨. 'ગાંધી સાહેબ'

## જે. ઝેડ. હૉજ

ગાંધીજી સ્વતંત્રતા માટે મથી રહેલા હિંદના આત્મા છે; હિંદી અસંતોષના પ્રાણ છે; પશ્ચિમ સાથેની પોતાની સમાનતા સિદ્ધ કરવાના પૂર્વના દૃઢ નિશ્ચયની જીવતીજાગતી પ્રતિમા છે; હિંદની આજે સૌથી અધિક પ્રભાવશાળી ને છતાં સૌથી અકળ વ્યક્તિ છે. શરીરની દૃષ્ટિએ તો તેમને ભાગ્યે જ લેખામાં લઈ શકાય એમ છે. માંડ સાડાપાંચ ફૂટ ઊંચાઈ, પાતળી કાયા, સાવ સાદો પોશાક,* શરીરસૌંદર્યનો અભાવ — એ બધું જોતાં એકંદરે તેમની આકૃતિ આકર્ષક ન લાગે. પણ તેમની આંખમાંનું તેજ ને તેમની ચાલમાં રહેલી ચપળતા તેમને સાધારણ લોકોના ટોળાથી જુદા પાડે છે. તેમને જન્મ અને વર્ણને લીધે પ્રતિષ્ઠા નથી મળી એમ કહેવાય. તેમના પિતાશ્રી એક નાના દેશી રાજ્યમાં દીવાન હતા; ને તે પોતે બૅરિસ્ટર છે, પણ તેમણે વરસોથી વકીલાત છોડી દીધી છે. તેઓ બ્રાહ્મણ કે ક્ષત્રિયના ગૌરવવાળા વર્ણમાં નથી જન્મેલા. તેઓ વર્ણે વૈશ્ય છે. પણ ચાર વરસ વિલાયતમાં ને વીસ વરસ દક્ષિણ આફ્રિકામાં રહેવાથી તેમને માણસોની ને વહેવારની વિશાળ દુનિયાનો પરિચય થવા પામ્યો છે, ને અંગ્રેજીનું એવું જ્ઞાન પ્રાપ્ત થયું છે જેવું એમના બહુ જ ઓછા દેશભાઈઓમાં હશે. તેઓ મોટા વક્તા નથી; છતાં આખું હિંદુસ્તાન તેમનો બોલ સાંભળે છે. તેઓ વિદ્વત્તાનો દાવો નથી કરતા. સાહિત્યમાં અમર રહી જાય એવું તેમણે કશું નથી લખ્યું. તેઓ કોઈ પક્ષના નીમેલા પ્રતિનિધિ નથી. અને છતાં આજે ૫૨ વરસની નાની ઉંમરે તેમના દેશબંધુઓનાં હૃદયમાં તેઓ પ્રથમ સ્થાન ભોગવે છે. એમની આ શક્તિ શામાં રહેલી છે? જવાબ દેખીતો છે — એ પુરુષમાં પોતાનામાં. આ સાધારણ કુળમાં જન્મેલા, આંખમાં તેજવાળા ને અગ્રેસરના જેવી ચાલવાળા પુરુષ, મુત્સદ્દી બનેલા આ સાધુજન, દેશવટો ભોગવીને સ્વદેશ પાછા ફરેલા તથા ટૉલસ્ટૉય ને રસ્કીનના સિદ્ધાંતો ઉચ્ચારતા આ દેશસેવક, કોઈક ટીકાકારના શબ્દમાં કહીએ તો આ 'સૂગ ઉપજાવનારા મિ. ગાંધી', હિંદુસ્તાનના મોટામાં

---

* ૧૯૨૧ માં આ લેખ લેખાયો તે વેળા ગાંધીજી પહેરણ, ટોપી ને ધોતિયું પહેરતા. કચ્છ તેમણે થોડા મહિના પછી પહેરવા માંડેલો.

મોટા માણસ છે. આ દેશમાં બીજું કોઈ એવું નથી જેમની સાથે એમની તુલના કરી શકાય. તેમને કેવા માણસોના વર્ગમાં મૂકવા એનો વિચાર કરવા બેસતાં મતિ મૂંઝાય છે. દાખલા તરીકે એમને વિષે મારા સાંભળવામાં આવેલા કેટલાક અભિપ્રાય આ પ્રમાણે છે: એક બંગાળી સ્ટેશન માસ્તરે ભક્તિભાવે મને કહ્યું: 'સાહેબ, એ તો ભગવાન છે.' 'ગયાં હજારો વરસમાં પરમાત્માએ ગાંધી સાહેબ જેવા એક જ માણસ આપ્યા છે,' એ એક નિરક્ષર ગામડિયાનું સ્તુતિવચન હતું. 'ગાંધીજી અમારા મહાત્મા છે,' એ એક વિદ્યાર્થી અનુયાયીની શ્રદ્ધા હતી. 'આ માણસને જોઈ મને સેંટ પૉલનું સ્મરણ થાય છે,' એમ એક ચતુર સરકારી અમલદારે કહેલું. એક પ્રિય મિત્રે વળી લખેલું: 'ગાંધીથી ચેતજો. તે અતિશય ભયંકર વિપ્લવવાદી છે.' 'ઊંટવૈદ', 'પાગલ', 'સ્વપ્નદ્રષ્ટા', અંગ્રેજી રાજ્યને ભયરૂપ', 'ભોળી નિર્વ્યાજ સાદાઈના ઓઠા તળે પોતાનો ખરો ઈરાદો ઢાંકનાર ઉસ્તાદ મુત્સદ્દી', 'બેજવાબદાર ને કુટિલ ચળવળખોર', 'ગામડિયા પિતરાઈ', 'સ્વદેશના ઉદ્ધારક', અને સૂગ ઉપજાવનારા મિ. ગાંધી', એવાં એવાં અનેક વિશેષણોની નવાજેશ પણ તેમને થતી મેં સાંભળી છે. એ બધું બતાવે છે કે તેઓ કોઈ સાધારણ માણસ તો નથી જ—પછી ભલે તેઓ વિપ્લવવાદી હોય કે વિકાસવાદી, પેગંબર હોય કે મુત્સદ્દી, સંત હોય કે પાપી, ચળવળખોર હોય કે રાજદ્વારી પુરુષ, પાગલ હોય કે જ્ઞાની, ઉદ્ધારક હોય કે વિધ્વંસક, લૌકિક માણસ હોય કે અલૌકિક માણસ. તેઓ શાન્તિમાં આવે કે લડાઈમાં આવે, પણ આવતાંવેત ધ્યાન ખેંચે છે ને તેમને સાંભળ્યા વિના ચાલતું નથી. અંગ્રેજોના કોઈ છાપામાં તન્ત્રીનો ભારે કટાક્ષવાળો લેખ આવે એથી એમનો કાંકરો કાઢી શકાય એમ નથી. તેમજ પ્રશંસક શિષ્યો તેમની અંધપૂજા કરે એથી તેઓ પોતે હાંસીપાત્ર બનવાના નથી. લોકોને અકારા એવા કેટલાક કાયદા, ખેડૂતો ને મજૂરોની હાડમારીઓ, સ્વદેશમાં ને પરદેશમાં ચાલતી સામાજિક અસમાનતાઓ, ગયા મહાયુદ્ધે ને તે પછી પંજાબના માર્શલ લૉએ ઉત્પન્ન કરેલી પરિસ્થિતિ, એ બધાં ગાંધીજીની વાણી દ્વારા પોકાર કરી રહ્યાં છે; અને એ દુ:ખો દૂર થશે કે હળવાં થશે ત્યારે જ તેમને બોલતા બંધ કરી શકાવાના છે.

પણ તેઓ કેવા પ્રકારના માણસ છે? તેઓ દેશભક્ત છે. એમના

કરતાં વધારે અંશે હિંદી એવો કોઈ હિંદી મેં કદી જોયો નથી. ગરીબાઈ એ એમણે સ્વેચ્છાએ સ્વીકારેલું વ્રત છે. વણાટ એમનો શોખનો વિષય છે. એમની જરૂરિયાતો બહુ જ ઓછી છે. તેઓ હંમેશાં રેલવેમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે—હિંદુસ્તાનમાં તો એ નમ્રતાની અચૂક નિશાની ગણાય. અસ્પૃશ્ય ગણુતા હરિજનોની સાથે જમવા માટે નાતજાત ને રૂઢિનાં બંધન તોડવા જેટલા તેઓ મહાન અને માનવપ્રેમી છે. તેઓ ખ્રિસ્તી પાદરીની જોડે પણ ખાય છે! તેઓ ખાદીધારી સંત છે. પણ તેઓ સંત છે એટલા માટે મનુષ્ય મટી જતા નથી. કેમકે અનેક ગુણોના વિચિત્ર મિશ્રણરૂપ આ લોકશાસનવાદી ગમે તેવી આફત વખતે પણ તીવ્ર વિનોદવૃત્તિ જાગતી રાખી શકે છે. વળી તેમણે સહેલાં કષ્ટોનાં ચિહ્નો તેમના શરીર પર જ દેખાઈ આવે છે. એમના પ્રભાવની ચાવી આપણને ક્યાંયે મળી શકે એમ હોય તો અહીં મળી રહે છે. આ પુરુષે હિંદી હોવા માટે કષ્ટ સહ્યું છે. તેમની દેશદાઝની ફરીફરીને આકરી કસોટી — ખાસ કરીને દક્ષિણ આફ્રિકામાં —થઈ છે. ત્યાં તેમણે પોતાના દેશભાઇઓનાં દુઃખમાં ભાગ લેવા માટે વકીલાતની ધીકતી કમાણી જતી કરેલી. ત્યાં એ જ દેશભાઈઓના હકોને માટે લડતાં તેમને અનેકવાર જેલમાં જવું પડેલું; ને એકવાર તો એક રોષે ભરાયેલા દેશભાઇએ એમને એટલો માર મારેલો કે તેઓ મરતાં મરતાં બચી ગયા હતા. એ મારની નિશાનીઓ એમના પ્રત્યે આદર અને માન ઉપજાવે છે. જે માટીના શહીદો બને છે તે માટીની તેમની કાયા ઘડાયેલી છે.

ગાંધીજી રાજકારણમાં પક્ષકાર છે ખરા, પણ ધર્મના વિષયમાં તેમનામાં ઝનૂન કે દુરાગ્રહ નથી. તેઓ પોતાને હિંદુ કહેવડાવે છે, પણ એ શબ્દનો અર્થ અતિશય વિશાળ છે; અને ઘણી બાબતોમાં તો તેઓ ખ્રિસ્તી અને મુસલમાનોની સાથે પણ ભળે છે. વસ્તુત: મુસલમાનો પ્રત્યેના તેમના ઊંડા ને હાર્દિક સમભાવે ખિલાફતની લડતને ગંભીર રૂપ આપવામાં મોટો ફાળો આપ્યો છે. તેઓ ટૉલસ્ટૉય અને રસ્કીનના શિષ્ય છે; પણ ઈસુ ખ્રિસ્તને વિષે પૂજ્યભાવ ધરાવે છે, અને ગીતાના જેટલી જ છૂટથી ઈસુના ગિરિપ્રવચનમાંથી વચનો ટાંકે છે. સેંટ પૉલે કરેલી પ્રેમધર્મની સ્તુતિમાં તેઓ પોતાના આત્મબળના સિદ્ધાન્તની પૂર્વછાયા જુએ છે. ઈસુનો વધસ્તંભ એ બલિદાનનું સર્વોત્તમ પ્રતીક હોઈ, એ બલિદાન જે જગાએ અપાયું તે કૅલવેરીને તેઓ

તીર્થ સમાન ગણે છે. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રોનો ઊંડો પરિચય એ આ અદ્‌ભુત પુરુષની એક ધ્યાન ખેંચે એવી વિશેષતા છે. નિર્ભયતા ને સત્યનિષ્ઠાને ઘણો નિકટનો સંબન્ધ છે; અને ગાંધીજી મિત્ર કે શત્રુ કોઈથી ડરતા નથી. તેઓ અજબ નિખાલસતાથી મનની વાત બોલી બતાવે છે. અને આ એમનો અસાધારણ ગુણ છે; કેમકે હિંદીઓમાં પોતે જે માનતા હોય તે કહેવાની ને અરુચિકર લાગે એવાં સત્યો ઉચ્ચારવાની વૃત્તિ સામાન્યપણે નથી હોતી. દૃઢ નિશ્ચય એ એમનો બીજો એક આકર્ષક ગુણ છે. દૃઢ નિશ્ચય અને જક્કીપણા વચ્ચે ઝાઝું છેટું નથી હોતું. અને ગાંધીજીએ એકવાર એક રસ્તો લીધો કે પછી આફત ન આવી પડે ત્યાં સુધી તેઓ પાછા વળતા જ નથી. એનું દુઃખદ દૃષ્ટાન્ત એમણે ઉપદેશેલા સત્યાગ્રહમાં મળ્યું હતું. તેમાંથી થોડાક પ્રમાણમાં પણ લોકોનાં ટોળાંના જે અત્યાચારો થયા તેને પરિણામે પંજાબમાં મારશલ લૉનો અમલ શરૂ થવા પામ્યો. એમનામાં આ જક્કીપણાનો અંશ છે, છતાં તેઓ માંડવાળની કિંમત પણ સમજે છે; અને તેઓ કેટલા કુનેહબાજ ને વ્યવહારદક્ષ છે એ એમણે અનેક પ્રસંગે બતાવી આપ્યું છે. કંઈક પ્રયત્ન કરી જોયાની, ને કંઈક કરી બતાવ્યાની, તેમના કરતાં સારી તવારીખ બાવન વરસની ઉંમરે બહુ જ ઓછા વ્યવહારપરાયણ મુત્સદ્દીઓ બતાવી શકશે.

અસહકાર સફળ થાય કે નિષ્ફળ જાય, તોયે ગાંધીજીનો પોતાનો તો વિજય જ થવાનો છે. કેમકે તેઓ એક પ્રજાના આત્માની જીવંત પ્રતિમારૂપ છે; અને એમના કામના વિસ્તાર કરતાં એ પુરુષ પોતે ઘણા મોટા છે. એમનાથી છૂટા પડતા પહેલાં આપણે એટલું યાદ રાખવું ઘટે છે કે એમની લડતમાં પ્રેરક હેતુ ગ્રેટબ્રિટન પ્રત્યેનો દ્વેષ નહીં પણ હિંદુસ્તાન પ્રત્યેનો પ્રેમ છે. તેમનામાં જાતિદ્વેષની ભાવના રતિભાર નથી. જર્મની સામેની આપણી લડાઈમાં તેમણે આપણને ખરા હૃદયથી સાથ આપ્યો હતો. તે પહેલાં વરસો પર તેમણે હિંદી શુશ્રૂષાપથકના કમાન તરીકે બોઅરો સામેના યુદ્ધમાં પણ આપણને મદદ કરી હતી. તેમના મિત્રોમાં લૉર્ડ રૉબર્ટ્સ એક હતા; અને કદાચ લૉર્ડ રીડિંગ પણ તેમના મિત્ર બનશે. કાળે કરીને જ્યારે 'હિંદુસ્તાનનાં સંયુક્ત સંસ્થાનો' હસ્તીમાં આવશે ત્યારે, હું કહેવાની હામ ભીડું છું કે, ઇતિહાસ એ દૃશ્યને ગાંધીજીનાં કામ અને વ્યક્તિત્વનું પરિણામ, તથા હિંદમાં બ્રિટિશ મુત્સદ્દીગીરીનો થયેલો સર્વશ્રેષ્ઠ વિજય, ગણશે.

(૧૯૨૧)

# ૨૩. ગાંધીજીની શક્તિ

## એન. સ્પૂર

બેશક નાગપુરની મહાસભામાં કેન્દ્રવર્તી વ્યક્તિ તે મહાત્મા ગાંધી હતા. એક પ્રાચીન પુરુષને વિષે કહેવાયું હતું તેમ જેમને વિષે એમ કહેવાયું છે કે તેમના શત્રુઓ પણ ' તેમનામાં કશો દોષ કાઢી શકે એમ નથી ', તે આ પુરુષ કોણ છે ને કેવા છે ? એમના કટ્ટરમાં કટ્ટર વિરોધીઓ પણ એમની પારદર્શક સત્યનિષ્ઠા, નૈતિક હિંમત, અને આધ્યાત્મિક તાલાવેલીની એકમતે પ્રશંસા કરે છે. (બ્રિટિશ પાર્લમેન્ટના કેટલાક સભ્યોની બેજવાબદાર ટીકાઓ પ્રત્યે દુર્લક્ષ જ કરવું ઘટે છે — ' ગાંધીજીને ફાંસી દેવાનો ' જે ઉપાય તેઓ બતાવે છે તેને એટલું જ વજન અપાવું જોઈએ જેટલું કરુણાજનક ધર્માંધતાને આપી શકાય.) સર વૅલૅંટાઇન શિરોલ, ગાંધીજીએ ' સમતોલપણું પહેલાંના કરતાં વધારે ગુમાવ્યું છે ' એવો મત ધરાવતા હોવા છતાં, કહે છે કે ' ગાંધીજી આત્મવિકાસમાં ઘણા આગળ વધ્યા છે. ' કેટલાક લોકો માને છે કે ગાંધીજી પાગલ છે. તેમને જાણનારા સહુ તો એકમતે કહે છે કે તેઓ સજ્જન છે. આ અવ્યવસ્થિત દુનિયામાં સંભવ છે કે સજ્જનતા ને પ્રામાણિકતા પાગલપણાની બહુ નજીક રહેલાં ગણાતાં હોય. જૂઠા આદર્શોવાળા યુગમાં સત્યને ટકવાની શી તક છે ? જ્યાં સત્યને ફાંસીએ ચડાવવામાં આવ્યું હોય ને અસત્ય સિંહાસન પર ચડી બેઠું હોય ત્યાં માણસો ને હિલચાલોને વિષે ન્યાયપૂર્વક આંક બંધાય એવી અપેક્ષા વધારેપડતી છે. છતાં, જેમણે ગાંધીજીને મળી તેમની સાથે વાતચીત કરી છે, જેમણે તેમને નાનકડી સમિતિની બેઠકમાં જોયા છે કે નર્યા વક્તૃત્વથી ઊપજે એના કરતાં વધારે સૂક્ષ્મ પ્રભાવ વડે વિશાળ સમુદાયોને મંત્રમુગ્ધ બનાવતા જોયા છે, — અમે એમની સાથે શાંતિમાં બેઠા છીએ, તેમજ તેમના વસ્ત્રના છેડાનો સ્પર્શ કરવા કે નીચા નમી તેમના ચરણનો સ્પર્શ કરવા તલપાપડ થઈ રહેલાં ટોળાંથી ઘેરાયેલા પણ તેમને અમે જોયા છે, — એ લોકોને તો દેખાય છે કે ગાંધીજીમાં જે શક્તિ છે તે બહુ જ થોડા લોકોમાં હશે. તમે ચાહે તો એને પાગલપણું કહો, પણ એ ક્ષીણ કાયામાં જે શક્તિ છે તે રાજદ્વારી વહેવારકુશળતાનાં ગમે તેવાં સુવ્યવસ્થિત સંગઠનોની અવગણના કરી તેમને પડકાર આપી શકે છે. ગાંધીજીની પાસે બીજા કોઈ જીવતા

માણસ કરતાં અનુયાયીઓની મોટી સંખ્યા હશે. અને એકલો આમવર્ગ જ તેમનું નેતૃત્વ સ્વીકારે છે એવું નથી. બુદ્ધિશાળી વર્ગ પણ તેમને 'મહાત્માજી' કહે છે. કેટલાક ઊંચા હોદ્દાના સરકારી અમલદારો પણ એવા છે જેઓ તેમનામાં સાચા ચારિત્રનું વશીકરણનું બળ જુએ છે. સમર્થ, પ્રતાપી, ને તર્ક અને કાર્ય બંનેમાં અડગ ને અણનમ એવા એક લેનીન પશ્ચિમે પેદા કર્યા છે. પૂર્વે એટલા જ સમર્થ, પ્રતાપી, ને અડગ અને અણનમ એવા ગાંધીજીને જન્મ આપ્યો છે. લેનીન હિંસાને વિષે શ્રદ્ધા ધરાવે છે, જ્યારે ગાંધીજીની મદાર અહિંસા પર છે. એકને તલવાર પર ભરોસો છે, બીજાને આત્મા પર. આપણા જમાનાની સપાટી પરની બધી લડાઈઓની પાછળ મૂળથી એક-બીજાનાં વિરોધી એવાં જે બળો પ્રભુત્વ માટે લડી રહ્યાં છે તે બે બળોની સાક્ષાત્ અને અજોડ મૂર્તિરૂપ આ બે પુરુષો હોય એમ દેખાય છે.

(૧૯૨૧)

## ૨૪. ગાંધીજીના વિચારો

### ચાર્લી ઍંડ્રુઝ

મહાત્મા ગાંધી સ્વભાવત: આવા સંકુચિત પારિભાષિક અર્થમાં મુત્સદ્દી નથી, તેથી જ તેમણે શરૂ કરેલી હિલચાલને વિષે મને આસ્થા છે. તેઓ ગરીબ લોકોને બાજીનાં પ્યાદાં કદી નહીં બનાવે. એવી સહેજ વાત પણ કોઈ કરે તો તેની સામે તેમનો આખો આત્મા બળવો કરે. ઊલટું તેઓ તો હંમેશાં ગરીબ અને અસહાય લોકોને પોતાનાં સર્વે વિચારો ને કાર્યોમાં કેન્દ્રસ્થાને રાખે; અને તેમના હિત આગળ બીજી બધી વસ્તુનો વિચાર જતો કરે છે; કેમકે તેઓ ખાસ અર્થમાં ઈશ્વરના મિત્ર, ઈશ્વરના માનીતા, ઈશ્વરના પ્રિયજન છે. તેઓ દક્ષિણ આફ્રિકામાં જોહાનીસબર્ગમાં મોટી કમાણી કરતા હતા ને ગરીબ તવંગર સહુને માટે ઘરનાં બારણાં ખુલ્લાં રાખતા હતા. ત્યાં તેમના જીવનમાં મોટું પરિવર્તન થવા પામ્યું. તેમણે સંપત્તિમાત્રનો ત્યાગ કર્યો, અને સંત ફ્રાન્સીસની પેઠે ગરીબાઈને વર્યા. તે વખતથી માંડીને તેઓ હંમેશાં ગરીબોનો પક્ષ લેતા આવ્યા છે. તેઓ ગરીબોની વચ્ચે ગરીબની પેઠે રહે છે, તેમનાં દુ:ખોમાં ભાગ પડાવે છે, ને પોતાની જાતને જરા પણ બચાવતા નથી.

તેમને ગરીબાઈનાં સર્વ રૂપોનો નિકટનો અનુભવ થયો છે એને લીધે ગરીબોના કલ્યાણ વિષેના તેમના વિચારોમાં અસાધારણ જોમ આવ્યું છે. તેમના વિચારો આટલા બધા મૌલિક છે, તેનું કારણ એ છે કે તેમણે જૂના વખતથી ચાલી આવતી ધરેડો છોડી દીધી છે, અને ગરીબોના જીવનનો જાતિઅનુભવ મેળવ્યો હોવાથી ગરીબોની સ્થિતિ વિષે તેઓ ખોટી દલીલબાજી કરતા નથી. કેટલાંક અંગ્રેજી પુસ્તકોએ — જેવાં કે થોરો, ટૉલસ્ટૉય, રસ્કીન ને એડવર્ડ કારપેન્ટરનાં — તેમનું વિશેષ ધ્યાન ખેંચ્યું છે. પણ અંગ્રેજી સાહિત્યના એમના વાચનમાંથી એમના પર ભારેમાં ભારે અસર પડી છે તે તો ઈસુના ગિરિપ્રવચનની. એને એમણે જીવનભર સૌથી માનીતા ધર્મગ્રન્થોમાંનો એક ગણ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પૂર્વના જે ધર્મગ્રન્થોનું શિક્ષણ તેમને નાનપણમાં આવેલું, અને જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ ને વૈષ્ણવ ધર્મના જે મહાન આદર્શોનું તેમણે ઊંડું સંશોધન કર્યું છે, તેની સાથે ઈસુના ગિરિપ્રવચનનો ખરેખરો મેળ બેસતો તેમને દેખાયો છે. ફ્રેન્ચ વિપ્લવ પહેલાં જેમ રૂસોએ કરેલું તેમ (જોકે ગાંધીજીમાં છે એવું આત્મબળ રૂસોમાં નહોતું) ગાંધીજીએ પણ સુધારાનો આધુનિક જુલમ છોડી, કુદરતની સમીપ રહીને ગાળેલા જીવનની સ્વતંત્રતા અંગીકાર કરી છે. ભારતવર્ષના ભૂતકાળના ચિત્રને તેમણે હંમેશાં એવા કાળનું ચિત્ર માન્યું છે જ્યારે શુદ્ધ હૃદયવાળા માણસો ઈશ્વરનું દર્શન કરી શકતા હતા. તેઓ અરણ્યોમાં આવેલા આશ્રમોમાં સાદાઈ ને શાંતિથી રહેતા. તેથી તેમનાં જીવન સુભગ, રુચિર ને નીરોગી હતાં. પણ આધુનિક સુધારો સાદો કે શાન્ત બેમાંથી એકેય નથી, એમ ગાંધીજીનું કહેવું છે. તે હૃદયનો મેલો છે. તેથી માણસ આજે ઈશ્વરને જોઈ શકતો નથી. એટલે આપણે પાછા વળીને કુદરતની સાદાઈ પર જવું જોઈએ; અને આપણે જો ઈશ્વરનાં દર્શન કરવાં હોય તો, આધુનિક સુધારાથી બને એટલા અળગા રહીને જીવન ગાળવું જોઈએ. આપણે ફરી પાછા સાદા, શાન્ત જીવન પર આવવાનો ને હૃદયને શુદ્ધ બનાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણે ઈશ્વર અને શેતાન બંનેની સેવા એકીસાથે કરવાનો પ્રયત્ન હવે પછી ન કરવો જોઈએ.

ગાંધીજીના કેટલાક વિચારો બહુ અણઘડ રીતે મૂકવાનો મેં પ્રયત્ન કર્યો છે. એ વિચારોએ મારા પોતાના જીવનના ઘડતર પર કેટલો પ્રભાવ પાડ્યો છે એ હું તમને ભાગ્યે જ કહી શકું એમ છું, કેમકે એ વિચારો

મારી પાસે તો એમના પોતાના વ્યક્તિત્વ વડે રંગાઇને આવ્યા છે. ગાંધીજીના વિચારો નવા નવા પ્રગટ થાય છે ત્યારે મારું મન હંમેશાં એકાએક આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે, ને ઘણીવાર તેનો વિરોધ કરે છે. હું જોઉં છું કે દરેક પ્રસંગે ગાંધીજી મારા પર વધારે ને વધારે સખત ફટકો લગાવતા જાય છે, ને મારી પોતાની વિચારની ઘરેડો ભાંગી જાય છે. પણ એ બધાંમાં શુદ્ધ આનન્દ રહેલો છે—પહેલાં તો સંઘર્ષનો આનન્દ; ને પછી મારી ભૂલ ક્યાં થતી હતી તે જોઇને હાર ખાધાનો એથીયે મોટો આનન્દ. સૉક્રેટિસની પાસે પેલા જુવાન તર્કશાસ્ત્રીઓ આવતા એમની વાત તમને યાદ છે? સૉક્રેટિસ એમને કેટલાક માર્મિક પ્રશ્નો પૂછી તેમને બહુ કોમળતાથી પણ અચૂક પણે પછાડતા; અને પછી પાછા તેમને ઊચકી લઈ તેમની ભૂલ ક્યાં થાય છે તે બતાવતા. મને ઘણીવાર મારી સ્થિતિ એ લોકોના જેવી લાગે છે. પૂર્વના આપણા આ સૉક્રેટિસના તરફથી એકાએક એક સવાલ આવે છે; ને મારું ગંજીફાનું ઘર ઊંધું વળીને જમીન પર પડી જાય છે. વળી, હું પૂરેપૂરા પૂજ્ય-ભાવપૂર્વક કહું કે ગાંધીજીના વિચાર કેટલીકવાર સૉક્રેટિસના વિચારથી ઘણા દૂર ને ઘણા ઊંડા જાય છે. એ વિચારો મને ઇસુ ખ્રિસ્તના વિચારોનું સ્મરણ કરાવે છે.

એક દાખલો આપું. એ જાણે ગઈ કાલે જ બન્યો હોય એટલો મારા મનમાં તાજો છે. એકવાર ગાંધીજી અને હું પ્રિટોરિયાની બહાર ચાલતા ચાલતા ઘણે દૂર આવેલી એક જગાએ પહોંચ્યા હતા. ત્યાં મ્યુનિસિપાલિટીએ ‘કાફ્ર લોકેશન’ બાંધ્યું હતું. પાછા ફરતાં અમે એક ઝરાની પાસે ઝૂકતી ડાળોવાળા એક ઝાડની છાયામાં બેસીને ઘણા વિષયોની વાતો કરી. મેં કેટલાક વખતથી નિરામિષાહાર શરૂ કર્યો હતો. પણ મારી કશી શ્રદ્ધાને લીધે નહીં પણ બીજા લોકોની લાગણી ન દુભાય એ હેતુથી મેં આમ કરેલું. અમારી વાતચીતમાં માંસાહારનો પ્રશ્ન નીકળ્યો. મેં કંઇક અવળાઇથી ગાંધીજીની આગળ એવી દલીલ કરી કે ખુદ કુદરતમાં પણ નાના જીવોને મારીને મોટા જીવો જીવે છે, ને તે કારણસર માણસો આહારને માટે જાનવરને મારે એ વાજબી છે. એક ક્ષણમાં ગાંધીજીની આંખો ભભૂકી ઊઠી. તેમણે એમને શાન્ત ને કાબુમાં રાખેલે અવાજે મને કહ્યું: “તમે ખ્રિસ્તી છો, ને છતાં

આવી દલીલ કરો છો ! મેં તો માનેલું તમારું બાઈબલ એમ શીખવે છે કે ઈસુ દેવાંશી હતા, ને તેઓ દેવાંશી હતા એટલા માટે જ તેમણે મનુષ્ય જેવા પાપી પ્રાણીને માટે પોતાના દેહનું બલિદાન આપ્યું. એ ઉપદેશ હું સમજી શકું છું. પણ તમે હમણાં કહી એ વાત તો હું બિલકુલ સમજી શકતો નથી. આખું વિશ્વ એક નાના કીડાનો જીવ બચાવવા માટે પોતાનું બલિદાન આપે છે એવી કલ્પના કરવી મને ગમે. એ સુન્દર વસ્તુ થઈ પડે. પણ તમારી દલીલ તો જરાયે સુન્દર નથી. કોઈ હિંદુ તો એવી દલીલ એક ક્ષણને માટે પણ ન કરે. આખો જૈન ધર્મ એની સામે બળવો કરે. બૌદ્ધ ધર્મ એનો સર્વથા અસ્વીકાર કરે. અને એ દલીલ ખ્રિસ્તી ધર્મને પણ શોભે એવી તો નથી જ !"

મેં આ સાદો દાખલો ટાંક્યો છે તે તેઓ એકાએક કેવી દલીલ કરીને સામાને છક કરી નાખતા એ બતાવવા માટે જ નથી. એ તો એટલા માટે ટાંક્યો છે કે એમાં ગરીબો વિષેનો એમનો મૂલભૂત ઉપદેશ સંક્ષેપમાં આવી જાય છે. આથી ઊલટો એક દાખલો આપું. કલકત્તામાં થોડા વખત પર મળેલી એક સભામાં જોશીલા રાષ્ટ્રવાદીઓના એક સમૂહે ખરા જિગરથી એવી દલીલ કરેલી કે જો રેલવે ને આગબોટોના કામદારોમાં હડતાળ પડાવી શકાય, તો ચાંદપુરની કૉલેરાની છાવણીમાં પડેલા પરદેશથી પાછા ફરેલા મજૂરોનો વિચાર હડતાળ પાડવામાં આડે આવવો ન જોઈએ. હિંદની બત્રીસ કરોડની પ્રજાને જો સ્વરાજ મળી શકતું હોય તો થોડાક હજાર મજૂરોનો તો ભોગ આપી શકાય. એ સાંભળીને મને મહાત્મા ગાંધીએ પ્રિટોરિયાની બહાર કરેલી દલીલ યાદ આવી. મેં કહ્યું કે જ્યાં સુધી થોડાક હજાર ગરીબ માણસોને માટે આખું હિંદ પોતાનો ભોગ આપવા તૈયાર છે ત્યાં સુધી એ કામ ભવ્ય ગણાય. પણ એ સિદ્ધાન્તને જો ઉલટાવવામાં આવે તો મહાત્મા ગાંધીનું ઊંચું આધ્યાત્મિક ધોરણ પાછળ રહી જાય, ને એમાં ભવ્યતાનો અંશ જરાયે રહે નહીં. એ આદર્શની વાત શ્રોતાઓને તરત ગળે ઊતરી. એમાં રહેલી શક્તિને તેઓ અવગણી શક્યા નહીં.

(૧૯૨૧)

# ૨૫. ઈસુ ખ્રિસ્તની હારના

## ચિત્તરંજન દાસ

આજે તમારી સમક્ષ ઊભા રહેતાં આપણને જે મોટી ખોટ પડેલી છે તેનું ભાન મને સાલે છે ને મારું હૃદય ભરાઈ આવે છે; અને જે વસ્તુ આપણા દરેક જણના મનમાં અગ્રસ્થાન ભોગવે છે તેને હું શબ્દોમાં ભાગ્યે જ પ્રગટ કરી શકું એમ છું. નોકરશાહીની સામે ચિરસ્મરણીય યુદ્ધ કર્યા પછી મહાત્મા ગાંધીને પકડીને કેદમાં પૂરવામાં આવ્યા છે; અને આ વરસે મહાસભાના કામકાજમાં આપણને એમનું માર્ગદર્શન નહીં મળી શકે. પણ એમણે શત્રુના ગઢમાં જે છેલ્લો ટકાવ કર્યો, નોકરશાહીના પ્રતનિધિઓને જે છેલ્લો પડકાર આપ્યો, તે આપણ સહુને પાનો ચડાવે એવો છે. કરુણતા, ગૌરવ, ને ભવ્યતામાં આની તોલે આવે એવી કથા જો વાંચવી હોય તો આપણે બે હજાર વરસ પાછળ જઈને, ઈસુ ખ્રિસ્ત પરદેશી અદાલતની સમક્ષ ઊભા રહ્યા ને 'લોકોને અવળે રસ્તે ચડાવવાના' આરોપસર તેમના પર કામ ચલાવવામાં આવ્યું એ પ્રસંગનું વર્ણન વાંચવું પડશે, તેમાં કહ્યું છે:

"ઈસુ સૂબાની સામે ઊભા રહ્યા. સૂબાએ એમને પૂછ્યું: 'તમે યહૂદીઓના રાજા છો?'

"ઈસુએ કહ્યું: 'એમ તમે કહો છો.'

"અને વડા ધર્માધિકારીઓ ને ઘરડિયાઓએ એમના પર આરોપ મૂકયો ત્યારે એમણે કશો જવાબ દીધો નહીં.

"પછી પાઇલેટે એમને કહ્યું: 'આ લોકો તમારી સામે કેટલી બધી વાતો કહે છે તે તમે સાંભળતા નથી?'

"છતાં ઈસુએ એક શબ્દ પણ કહ્યો નહીં, તે જોઈ સૂબાને ભારે આશ્ચર્ય થયું."

મહાત્મા ગાંધીએ જુદો રસ્તો લીધો. તેમણે કબૂલ કર્યું કે તેઓ ગુનેગાર છે, એટલું જ નહીં પણ સરકારી વકીલને કહ્યું કે 'તમે કહો છો એના કરતાં મારો ગુનો મોટો છે.' પણ એમણે સાથે એમ પણ કહ્યું કે એમણે નોકરશાહીના કાયદાનો ભંગ ભલે કર્યો હોય, પણ એ ભંગ કરવામાં એમણે ઈશ્વરના કાયદાનું પાલન કર્યું છે.

ગાંધીજી નિર્ણયો કરવામાં મહાન છે, તેનો અમલ કરવામાં મહાન છે, ને એમણે દેશની વતી જે છેલ્લું બયાન કર્યું તેમાં તો એમની મહત્તા અજોડપણે દીપી ઊઠે છે. જગતે તેના આરંભકાળથી જે મહાનમાં મહાન પુરુષો જોયા છે તેમાંના તેઓ એક છે એ વિષે જરાયે શંકા નથી. જગતને એમની જરૂર છે. અને 'મોભાવાળા લોકો,' 'દેશમાં મોટી માલમતા ધરાવતા લોકો' —ઇસુ ખ્રિસ્તના જમાનાનો શાસ્ત્રીઓ ને ધર્મધૂર્તો—એમનાં હાંસી ને ઉપહાસ કરતા હોય તોપણ, તેમણે જે પ્રજાની આગેવાની કરી તેને એક પછી એક એમ અનેક વિજયો અપાવ્યા છે તે પ્રજા તો એમને અત્યારે કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે ને સદાકાળ યાદ કરશે. *

## ૨૬. ગાંધીજી અને અહિંસા

### મૌલાના મહમદઅલી

હિંદુસ્તાનને રાજકીય તેમજ આધ્યાત્મિક બંધનમાંથી છોડવવાને જ ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા હતા. પણ તેઓ જે કાર્યપદ્ધતિને માનતા હતા ને પોતાના દેશભાઈઓને શીખવવા માગતા હતા, તે જેને રાજકારણની મોહની-વાળા પશ્ચિમમાં 'રાજકીય' કહે છે એવી નહોતી. માનવજાતિના સર્વ મહાન ગુરુઓની પેઠે તેઓ પણ જીવનને એક ને અખંડ સમન્વયરૂપ માનતા હતા —ફિલસૂફીના અભ્યાસને માટે આપણે ભલે એનું ગમે તેટલું પૃથક્કરણ કરીએ—; અને રાજકીય ને આધ્યાત્મિક બે ક્ષેત્રની વચ્ચે તેમણે સીધો વિરોધ માન્યો નહોતો.

ઘણાઓએ મહાત્માજીના ઉપદેશને, અને હમણાં હમણાં તેમના કષ્ટ-સહનને ઇસુનાં ઉપદેશ અને કષ્ટસહનની સાથે સરખાવ્યાં છે. ઇસુના આગમન પહેલાં જુડિયાની રાજકીય પરિસ્થિતિ જેવી હતી તેવી જ રાજકીય પરિસ્થિતિ મહાત્માજીના આગમન પહેલાં હિંદુસ્તાનની હતી. ઇસુએ અગાઉ જુડિયામાં જે નુસખો બતાવ્યો હતો તે જ નુસખો હિંદુસ્તાનનાં દુઃખોનું નિવારણ શોધનારાઓને મહાત્માજીએ બતાવ્યો. કષ્ટસહન અને તપસ્યા દ્વારા આત્મશુદ્ધિ;

* ૧૯૨૨ માં ગયામાં મળેલી મહાસભાની બેઠકના પ્રમુખપદેથી આપેલા ભાષણમાંથી.

રાજ્યતંત્રની જવાબદારી માટે નૈતિક તૈયારી; સ્વરાજની આવશ્યક શરતરૂપે આત્મસંયમ — આ મહાત્માજીનો સિદ્ધાંત ને તેમની દૃઢ શ્રદ્ધા હતાં. અને જે વરસની આખરે અમદાવાદમાં મહાસભાની બેઠક થઈ તે ભવ્ય ને કીર્તિમંત વરસમાં જીવવાનો લહાવો આપણામાંના જેમને મળ્યો છે તેમણે જોયું છે કે આટલા વિશાળ જનસમૂહનાં વિચાર, લાગણી ને વર્તનમાં મહાત્માજીએ કેવું અદ્ભુત ને કેવું ઝપાટાબંધ પરિવર્તન કરાવ્યું છે.

આપણે મહાત્માજીને છેહ દીધો નથી! ચૌરીચોરાના અપરાધનો ને એવા બીજા દુઃખદ બનાવોનો નિર્ણય થતો હોય, ત્યારે જે કામો થયાં છે એટલાંનો જ નહીં પણ જે કામો કરવાની લાલચ રોકવામાં આવી છે તેનો પણ વિચાર થવો ઘટે છે. અસહકારના ઉષઃકાળથી લોકોએ જેટલી તીવ્ર લાગણી અનુભવી છે તેટલી હિંદુસ્તાનના ઇતિહાસમાં અગાઉ કદી અનુભવી નથી. આજે લોકોને થાય છે એના દસમા ભાગની પણ લાગણી અગાઉ કદી થઈ હતી ખરી કે? હું પડકારીને કહું છું કે જ્યાં લોકોને સ્વતંત્રતા માટે ઊભા થવાને જગાડવામાં આવ્યા હોય,. ને છતાં મહાત્મા ગાંધીની આગેવાની નીચે હિંદુસ્તાનના લોકો જેટલા શાંત રહ્યા છે એટલા એ લોકો શાંત રહ્યા હોય, એવો બીજો એક પણ દાખલો ઇન્સાનિયતની તવારીખમાં હોય તો કોઈ મને બતાવે. યુરોપમાં એવો કોઈ દેશ નથી જ્યાં આવા સંજોગોમાં લોહીની રેલ ન ચાલી હોત. હિંદુસ્તાન એવી રેલમાંથી ઊગરી ગયું છે તેનો યશ મહાત્મા ગાંધી અને તેમના સાથીઓને છે.*

## ૨૭. વિલાયત ક્યારે આવે ?

### કુમારી મ્યુરીએલ લેસ્ટર

આશ્રમમાં આવ્યે મને કેટલાક દિવસ થયા પછી એકવાર હું ગાંધીજીને મળવા એમના ઓરડામાં ગઈ ને એમની સામે જમીન પર બેઠી. તેઓ મારી સામે ખૂબ જ રમૂજથી જોઈ રહ્યા. હું પણ સામી જરા હસી, ને મેં મનમાં ધારી રાખેલો સવાલ બોલી નાખ્યો : “ બાપુ, આપ વિલાયત આવશો ?”

---

* ૧૯૨૩ માં કોકોનાડામાં મળેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાંથી.

"આવ્યાથી શો ફાયદો થશે ?" તેમણે કહ્યું. "અહીં હિંદુસ્તાનમાં અમને સત્યાગ્રહના પ્રયોગમાં એવી સફળતા હજુ નથી મળી કે હું વિલાયત આવીને તમને ભલા લોકોને કામ લાગે એવી કશી વાત કહી શકું."

મેં કહ્યું : "પણ આપ અમને શીખવવા માટે વિલાયત આવો એમ હું નથી કહેતી."

"નહીં ?" તેમણે પૂછ્યું. "તો હું શાને સારુ આવું એમ તમે ઇચ્છો છો ?"

"અમારી પાસેથી શીખવા માટે આપ વિલાયત આવો એમ હું ઇચ્છું." મેં કહી દીધું.

ગાંધીજીની મુખમુદ્રા આનંદથી ચમકી ઊઠી. "ખરી વાત, ખરી વાત," તેઓ બોલ્યા. "તમારા લોકોને મળવું, તમારા મહારથીઓ જોડે વાતો કરવી, અને જ્યોર્જ ડેવીસ તથા બીજાઓ સાથે અનુભવની આપલે કરવી, એ બધું કરતાં મને બહુ આનંદ આવે એવું છે. ભલે ત્યારે, હું વિલાયત આવીશ."

"બહુ સરસ !" હું બોલી ઊઠી.

"પણ મારી કેટલીક શરતો છે," ગાંધીજીએ કહ્યું.

"એ મને આપ કહો," મેં એમને વિનંતી કરી.

ગાંધીજી કહે : "ત્રણ શરત છે. તમે જો મૅંચેસ્ટરની મિલોવાળાને તેમનું કાપડ હવે પછી હિંદુસ્તાનમાં બિલકુલ ન મોકલવાને સમજાવી શકશો તો હું વિલાયત આવીશ.."

મેં હસતાં હસતાં કહ્યું : "હું એમાંના કેટલાક મિલવાળાને ઓળખું છું. એટલે કંઈ નહીં તો આપની વિનંતી એ લોકોને પહોંચાડીશ તો ખરી જ. બીજી શરત આના કરતાં કંઈ સહેલી છે ખરી ?"

"બીજી શરત એ કે તમારે તમારા પ્રધાનમંડળના પ્રધાનોને અને પાર્લમિન્ટના સભ્યોને સમજાવવા કે તેઓ હિંદુસ્તાનને સ્વરાજ આપે."

"અને ત્રીજી શરત શી ?" મેં પૂછ્યું. હું જોઈ શકી કે તેઓ આ વેળા ગંભીરતાથી કંઈક વાત કહેવાના છે.

ગાંધીજી જરાક વાર થંભી ગયા, અને પછી તેમણે તાળીતાળીને ને

વિચારપૂર્વક જવાબ દીધો : " હું વિલાયત આવીશ — જો તમે ઘેર ગયા પછી, અમારા લોકોમાં તમે ભળ્યાં ત્યારથી જે કંઈ જાતે જોયું છે તે તમારા દેશભાઈઓને કહેશો તો. બાળકોને અફીણની ગોળી કેમ અપાય છે, ને હરિજન બાળકો દારૂની લતમાં કેમ ફસાય છે, એ તમે એમને કહેજો. એમને કહેજો કે હિંદુ ધર્મ અને ઇસ્લામમાં દારૂ પીવાની મનાઈ છે; અને દારૂને અડવું એ અમારા સ્વભાવથી ને અમારી કુદરતી ટેવોથી વિરુદ્ધ છે; છતાં અમે જ્યાં જ્યાં યુરોપિયનો જોડે ભળીએ છીએ ત્યાં બધે દારૂ પીવાની ટેવ ફેલાતી જાય છે. એમને કહેજો કે અમે અમારા દેશમાંથી અફીણ અને દારૂ બંનેને નાબૂદ કરવાનો નિશ્ચય કર્યો છે; એ બાબતમાં હિંદુસ્તાનના બધા પક્ષો ને ધર્મો એકમત છે; છતાં અમને એ વસ્તુમાં સફળતા મળતી નથી કેમકે સરકારની આવકનો સવાલ આડે આવે છે. તમારા દેશભાઈઓને કહેજો કે રાજ્ય-બંધારણના કાયદાની રૂએ આબકારી ખાતું હિંદી પ્રધાનોને એવી રીતે સોંપવામાં આવ્યું છે કે કેળવણી તથા બીજાં રાષ્ટ્રપોષાક કાર્યોનો વિકાસ દારૂની આવક પર આધાર રાખે છે. એમને કહેજો કે અફીણની બદી છેક દારૂની બદી જેટલી ભીષણ નથી. અફીણ માત્ર તે ખાનારને જ હાનિ કરે છે. દારૂ તો પીનાર ઉપરાંત બીજાંઓને પણ — સામાન્યપણે સ્ત્રીઓને — અતિશય દુઃખી કરે છે. એમને કહેજો કે વેશ્યાવૃત્તિને કાયદેસર બનાવી તેની આવકમાંથી રાજ્યતંત્ર ચલાવવું એ તમારે ત્યાં જેટલું અનીતિમય ગણાય તેટલું જ અનીતિમય અમારે મન દારૂની આવકમાંથી રાજ્યતંત્ર ચલાવવાનું છે. લોકમતને ખળભળાવી મૂકજો, પ્રધાનોનો મત બદલાવજો, તે પાર્લમેંટના સભ્યોને ગળે આ વાતો ઉતારજો. ધર્મ સંઘોને જાગૃત કરજો, અને આખી અંગ્રેજ પ્રજાને એટલું બતાવી આપજો કે દારૂબંધીની અમારી જે રાષ્ટ્રીય તમન્ના છે તેમાં તેમણે વિઘ્નો નાખવાં એ તેમને માટે લાજમ નથી. આટલું તમે કર્યું છે એમ મને જણાવશો કે તરત જ હું, એ મહાકાર્ય પૂરું કરવાને, મારા એક કરોડ દેશભાઈઓની સહીઓ લઈને મારે પોતાને ખરચે વિલાયત આવીશ.

*

ગોહટીની મહાસભા પછી હું પાછી કલકત્તામાં ગાંધીજીને મળી. મારે હિંદુસ્તાન છોડીને જવાનો વખત નજીક આવતો હતો, એટલે ગાંધીજીએ મને ઘણી સલાહ આપી :

"આટલા વખતમાં તમે જાતે આ દેશની પરિસ્થિતિ જોઈ. હવે તમારે તમારા દેશભાઈઓના અનુભવની સાથે તમારા અનુભવને સરખાવી જોવા જોઈએ. સંભવ છે કે તમે વધારે વાંચો ને બીજાઓને મળો પછી તમારા મતો બદલાય. તમારે આ શહેરના મુખ્ય આબકારી અધિકારીને મળવું જોઈએ; તથા રેવરંડ મિ. ઍંડરસનની સાથે પણ વાત કરવી જોઈએ. અફીણ ને દારૂના વિષયમાં એક પણ વાત એવી નથી જે મિ. ઍંડરસન ન જાણતા હોય.

"વળી વિલાયત ગયા પછી તમારે સૌથી પહેલાં ઈંડિયા ઑફીસમાં જવું, ને તમે કહેવા ધારતાં હો તે બધું લૉર્ડ બર્કનહેડને કહેવું. તે વિના તમે ત્યાં જાહેર સભાઓમાં બોલવાનું શરૂ નહીં કરી શકો."

મારું હૈયું બેસી ગયું. લૉર્ડ બર્કનહેડનાં ચળકતાં ઇનામો ને તેમની ધારવાળી ને ચકચકતી તલવારો મને કદી ગમ્યાં નહોતાં. પણ ગાંધીજીનો નિર્દય અવાજ તો આગળ ચાલ્યો :

"તમારાથી અહીંના ગવર્નરને મળ્યા વિના આ પ્રાન્ત ન છોડાય. લૉર્ડ લીટનની પાસે જાઓ, ને જે વાત તમે વિલાયતમાં કરવાનાં છો તે એમને કરો."

હું ગગણી : "પણ હું એમને ઓળખતી નથી, ને તેઓ મને મળવાને રાજી પણ નહીં હોય."

"તમને એમની મુલાકાત સહેજે મળશે. તમે બ્રિટિશ પ્રજાજન છો." ગાંધીજીએ શાન્ત, સ્વસ્થ અવાજે કહેવું ચાલુ રાખ્યું. બોલતાં બોલતાં તેઓ જે રેંટિયો ચલાવે છે તેના ગુંજનને મળતો એમનો એ વેળાનો અવાજ હતો.

"કેવી રીતે ?" મેં પૂછ્યું.

"એ સહેલું છે. એ તમે કરી શકશો. તમારે કલકત્તાના બીશપને પણ મળવું જોઇએ."

"પણ, બાપુ, પરમ દહાડે તો મારે કલકત્તા છોડવાનું છે," મેં વાંધો ઉઠાવ્યો.

"તો તાર કરીને ટિકિટ રદ કરાવો," તેમણે શાન્તિથી જવાબ દીધો. તેમની નજર તો હંમેશની પેઠે રેંટિયા પર જ એકાગ્રપણે મંડાઈ હતી. પણ મને એમ ટિકિટ રદ કરાવવાનું પસંદ ન પડ્યું. એટલે હું બીશપને મળી —

એ આશાએ કે તેઓ ગવર્નરની સાથે મુલાકાત ગોઠવી આપશે. પણ લૉર્ડ લીટન મને મળવા ઇચ્છે એનું કંઈ ખાસ કારણ એમને જણાયું નહીં.

"સિવાય કે તમે પૂરેપૂરાં જાણીતાં ને સરકારે માન્ય રાખેલાં સમાજ-સેવિકા હો," તેમણે ઉમેર્યું. હું લંડનના પૂર્વ ભાગમાં ગરીબોના લત્તામાં રહેતી હતી એ તેમણે સાંભળ્યું હતું.

મેં ઉતાવળે જવાબ દીધો: "ના ના ! નહીં જ તો. હું કંઈ એવી સેવિકા નથી." મેં ત્યાંથી ઘેર જઈ ના. ગવર્નરને ચિઠ્ઠી લખી ને એમના કીમતી સમયમાંથી દસ મિનિટ માગી. કાગળ મોકલાયા પછી એક બે કલાકની અંદર જ ફોન પર જવાબ આવ્યો. બીજે દિવસે બપોરે આવવાનું નોતરું મને અપાયું. મોટરમાં બેસી ગવર્નમેંટ હાઉસના અક્કડ ને ઠાઠવાળા બગીચામાં ને ચળકતાં સફેદ પથ્થરનાં પગથિયાં આગળ થઈને, કિરમજી મખમલના લેબાસવાળા હિંદી સિપાઈઓની ચોકીવાળા દરવાજા સુધી જવું એ કંઈ નાનીસૂની અગ્નિપરીક્ષા નહોતી. હિંદમાં ગવર્નરો રાજા કરતાં પણ વધારે દબદબો ને ઠાઠ રાખે છે એમ મનાય છે. હું મેલીઘેલી, નજીવી, અસ્થાને આવી પડેલી, ને નકામી છું, એમ મને લાગ્યું.

પણ હું લૉર્ડ લીટનના ઓરડામાં એમની પાસે પહોંચી એટલે બધું સહેલુંસટ થઈ ગયું. માણસોને મળીને વાતચીત કરવાનું આટલું બધું સહેલું હોય છે, છતાં પેલાં પથ્થરનાં પગથિયાં, ચોકીદારો ને વિશાળ બગીચા જેવી વસ્તુઓ, દેખાવો, ને ઉપરઉપરના ભભકાથી આપણે કેવાં ડરી ને ગભરાઈ જઈએ છીએ !

મેં ગવર્નરની સાથે આનંદમાં જે કલાક ગાળેલો તેનું વર્ણન ગાંધીજી આગળ કર્યું તે બધો વખત તેમણે કાંતવાનું ચાલુ રાખ્યું. મેં જે જે મુલાકાતો લીધેલી તે બધીથી તેઓ રાજી થયેલા દેખાતા હતા; અને વિદાય દેતા પહેલાં તેમણે મને ફરી યાદ દેવડાવ્યું કે આપણું કામ સાધવું હોય તો તેને માટે કયો રસ્તો લેવો યોગ્ય છે.

"ડર્યા વિના ને અતિશયોક્તિ કર્યા વિના સાચેસાચું બોલજો, અને જે જે માણસના કામને તમારી ધારણા સાથે સંબન્ધ હોય તે દરેક માણસને

મળજો. તમે ઈશ્વરને કામે નીકળ્યાં છો, એટલે માણસોના તિરસ્કારથી તમારે ડરવાની જરૂર નથી.

“એ લોકો તમારી વિનંતી સાંભળે ને મંજૂર રાખે તો તમને સન્તોષ થશે. વિનંતીનો અસ્વીકાર કરે તો તે અસ્વીકારમાંથી તમારે બળ મેળવવું જોઈએ.

“તમારું આ કામ કેમ આગળ વધે છે એ મને જણાવતાં રહેજો. તમારા પોતાના કામ વિષે પણ મને લખજો. સાહેબજી, ભગવાન તમને સુખી રાખે.” *

(૧૯૨૭)

## ૨૮. સાબરમતી આશ્રમમાં મુલાકાત

### હૉરેસ ઍલેક્ઝાંડર

હું આવ્યો તે દિવસની સાયંપ્રાર્થના પર પાછો આવું. મેં જોયું કે આશ્રમવાસીઓનાં નામ સૂતરના તાર લખાવવા માટે બોલાતાં હતાં ને અઠવાડિયાના બનાવોની નોંધ વંચાતી હતી તે દરમ્યાન ગાંધીજી એક જુદો જ આનંદ લઈ રહ્યા હતા. તેમની આસપાસ દોડાદોડ કરી રહેલાં એક બે ભુલકાંઓને જાણે પકડવા માટે તેમણે હાથ લાંબો કર્યો; ને બાળકો પકડાયાં એટલે હર્ષની કિકિયારીઓ કરવા લાગ્યાં. જેણે દુનિયાને હચમચાવી મૂકી હતી એવા એક મહાપુરુષને હું મારી નજર સામે જોતો હતો, એવી લાગણી મનમાં પેદા કરતાં મને મુશ્કેલી પડી. કવિવર રવીન્દ્રનાથના જેવી દેખાવની ‘ભવ્યતા’ ગાંધીજીમાં નથી. કદાચ એવી ભવ્યતા તેઓ ધારે તો દેખાડી શકે; પણ તેઓ તો તેમની અદ્‌ભુત નમ્રતાની પાછળ પોતાનો મહાન આત્મા ઢંકાયેલો રાખવાનું પસંદ કરે છે. એટલે તમે એક એવા પુરુષને જુઓ છો. જે મનુષ્યત્વની સાદી લાગણીઓથી ભરેલા છે, જેમનામાં માણસોનાં હૃદ્‌ગત તરત જ સમજી લેવાની શક્તિ છે, ને જેમનામાં બીજામાં વિશ્વાસ મૂકવાની ને તેમનો વિશ્વાસ સંપાદન કરવાની અદ્‌ભુત આવડત છે.

---

* ‘માય હોસ્ટ ધી હિંદુ’ એ નામના પુસ્તકમાંથી; લેખિકાના સૌજન્યથી.

એમની જ્વલંત કે વેધક આંખ પણ મારા જોવામાં ન આવી. તેમની આંખોમાં ખરેખર અતિ સુંદર ભાવ ભરેલો છે; અને જ્યારે તેઓ કંઈક વાત કહેતા હોય તેના મુખ્ય મુદ્દા પર આવે છે ત્યારે તેઓ એકદમ તમારી સામે સાવ સીધો દૃષ્ટિપાત કરે છે. તેમની આંખો જાણો કહેતી દેખાય છે: "હા, એ જ મારા કહેવાનો આશય છે. મને આશા છે તમે સમજી શક્યા છો." તેમનો ચહેરો જેણે ઘણું આધ્યાત્મિક મનોમન્થન અનુભવ્યું હોય તેવા પુરુષનો દેખાય છે. પણ તેમના મુખ ઉપર જે શાન્તિનો ભાવ છે તે તો જેમણે આત્મજય મેળવ્યો હોય તેમનામાં જ આવી શકે છે.

એ પહેલી સાંજે તો મેં એમની સાથે વાત ન કરી. ગાંધીજીના મન્ત્રી શ્રી. મહાદેવ દેસાઈ સરસ માણસ છે. તેમણે બીજે દિવસે બપોરે ચાર વાગે ગાંધીજીની સાથે મારે વાત કરવાનો સમય ગોઠવ્યો. હું એ કલાક ક્યારે આવે એની અધીરાઈથી વાટ જોઈ રહ્યો હતો, ને અનેકવાર મારી ઘડિયાળ સામે પણ જોયેલું. પણ કેટલાક મહિના થયાં હું પૂર્વમાં ફરેલો, એટલે મેં માન્યું કે પાંચ મિનિટ મોડો જાઉં તો વધારે વિવેક દેખાશે. હું ગયો એટલે શ્રી. દેસાઈએ ગાંધીજીના ઓરડામાં ડોકિયું કરીને મને કહ્યું: "તમને વાંધો ન હોય તો જરા રાહ જોશો? ગાંધીજી તમને મળવા માટે તૈયાર થઈ રહ્યા નથી." એ સાંભળી મને આશ્ચર્ય ન થયું. જે લોકો અનંતકાળમાં વસે છે તેમને દસ પંદર મિનિટનો શો હિસાબ?

પણ હું અંદર ગયો એટલે ગાંધીજીએ જે પહેલા જ શબ્દો કહ્યા તે પરથી હું સમજી ગયો કે સમયની બાબતમાં ગાંધીજી પૂર્વનું સંતાન નથી. તેમણે કહ્યું: "તમને રાહ જોતા બેસાડી રાખ્યા એને સારુ હું દિલગીર છું. પણ ચારમાં બે મિનિટ કમ હતી ત્યારે મેં પૂછેલું કે તમે આવ્યા છો કે કેમ? મેં જોયું કે તમે આવ્યા નથી, એટલે મને થયું કે લાવ દૂધ પી લઉં; જેથી વખત બચે, ને આપણને સારી પેઠે વાત કરવાનો વધારે વખત મળે." ચારમાં બે કમ! અને વખત બચાવવા! હું જરા આભો બન્યો. પણ એમના અવાજમાં અધીરાઈનું ચિહ્ન જરાયે ન હતું. માત્ર તેમની અનિયમિતતા ને નોતરેલા મહેમાનના તાત્કાળિક આવકારના અભાવનો જે આભાસ થાય એવું હતું તેનો તેમણે સરળતાથી, મિત્રભાવે ખુલાસો આપ્યો એટલું જ.

તેમણે જમીન પર બેસીને કાંતવા માંડ્યું — એનો ખુલાસો પણ એમણે એ આપ્યો કે એમને બધો વખત કંઈ ને કંઈ કામ કરતા રહેવાનું ગમે છે; ને કાંતવાથી એમને બોલતાં ને સાંભળતાં અડચણ નહીં આવે. મેં પણ જમીન પર બેસવાનો પ્રયત્ન કર્યો; પણ તેમણે મને તો ખુરસી પર જ બેસી રહેવાનું કહ્યું. અમારી વાતમાં વચ્ચે એકબેવાર એમનો તાર તૂટ્યો; એટલે તેમણે મને સમજાવ્યું કે નિષ્ણાત કાંતનારનો હાથ કેવો મુલાયમ હોવો જોઈએ, ને એમ પણ કહ્યું કે તેઓ હજુ કાંતવાના નિષ્ણાત ગણાય એટલી હદે પહોંચ્યા નથી.

દારૂનિષેધ અને અફીણ વિષે થોડીક વાતો થયા પછી મેં મારી મુખ્ય ચિન્તાનો વિષય એમની આગળ રજૂ કર્યો. અહીં મારે એટલું કહેવું જોઈએ કે છેલ્લાં થોડાંક અઠવાડિયાં થયાં મને એમ વધારે ને વધારે લાગતું જતું હતું કે અમે અંગ્રેજ પ્રજા હિંદીઓની જરૂરિયાતો કદી પણ સમજી શકીશું, અથવા તો હિંદીઓને ઉદાર, નમ્ર સમભાવપૂર્વક મળી શકીશું, એવી શક્યતા વિષે અત્યારે કોઈ પણ હિંદીને વિશ્વાસ રહ્યો દેખાતો નથી. જ્યાં જ્યાં મારાથી બની શક્યું ત્યાં મેં હિંદીઓને ધીરજ રાખવા વીનવ્યા છે; અને એમને કહ્યું છે કે "તમે જે બધું જોઈ રહ્યા છો તે છતાં એટલો વિશ્વાસ રાખવાનો પ્રયત્ન કરો કે અમારાં ગર્વિષ્ઠ અંગ્રેજ હૃદયોમાં પણ પ્રકાશ પડી શકે છે." પણ તેઓ એટલો વિશ્વાસ રાખી શકતા નથી. એટલે મેં મારા મનને આ એક વિચારથી કંઈક દિલાસો આપ્યો છે: એક હિંદી તો એવા છે જ જેઓ સમજશે; ગાંધીજી જોશે કે એક અંગ્રેજના મનમાં તો હજુ એવી શ્રદ્ધા છે કે તેના દેશભાઈઓ સાચી વાત જોશે ને કરશે — માત્ર તે એમની આગળ એવી રીતે રજૂ કરવી જોઈએ કે તેમની આંખો ઊઘડે. જે પુરુષે પોતાના દેશભાઈઓ વિષે એટલી બધી શ્રદ્ધા બતાવી છે કે તેમને હિંસા વિના બૂરાઈ ને અન્યાયનો સામનો કરવાને લાયક માન્યા છે; જેમણે ઘણી કડવી નિરાશાઓ પછી પણ પોતાના દેશભાઈઓ પરની પોતાની શ્રદ્ધા ટકાવી રાખી છે, ને જેઓ હજુ પણ એમના રાષ્ટ્રીય જીવનને વિશુદ્ધ બનાવવા મથી રહ્યા છે; જેઓ એ દેશભાઈઓ જવાબ નથી આપતા તોપણ મનમાં કટુતા કે નિરાશા આવવા દેતા નથી — આ પુરુષ સમજશે એવી મને આશા હતી. અને તેઓ સમજ્યા પણ ખરા.

મેં એમને પૂછ્યું કે "અંગ્રેજ તરીકે વિલાયત પાછા ગયા પછી મારી શું કરવાની ફરજ છે?" પહેલાં તો મારા મનનો ભાવ બરાબર નહીં સમજી શક્યા હોય એટલે એમણે કહ્યું: "સૌથી પહેલાં તો અમે તમારી પાસેથી એ ઇચ્છીએ છીએ કે તમે અમારી કાંધ પરથી ઊતરી જાઓ." એમણે એ તીખા શબ્દ વાપર્યા એથી મને ઘા લાગ્યો. એ જ વાત બીજા દરેક હિંદીએ મને કહી હતી, પણ કોઈએ આવા તીખા શબ્દમાં કહી નહોતી. કદાચ એમને એમ લાગ્યું હશે કે અંગ્રેજ તરીકે હું આવું વચન જ સમજી શકીશ. બીજા જે હિંદીઓને હું મળ્યો છું તેમની પેઠે એમની અંતરદૃષ્ટિએ જરાક વધારે-પડતી ઝડપથી કામ કર્યું, ને એમણે વધારેપડતો સખત ફટકો લગાવ્યો. છતાં પાછળથી વિચાર કરતાં મને લાગ્યું કે એમણે આ શબ્દ કહ્યા તે સારું કર્યું. હિંદુસ્તાનની રાજકીય તાબેદારીનો સૌથી પહેલાં અન્ત આવવો જોઈએ, એ જે એમની પાકી માન્યતા હતી એને વિષે જરા પણ શંકાને અવકાશ ન રહ્યો. બીજા કેટલાક હિંદીઓ મારા મનનો ખરો ભાવ સમજી શક્યા નહોતા. પણ ગાંધીજી તો તે તરત જ કળી ગયા: તે એ કે પહેલી માગણી તો હું વિના મુસીબતે સ્વીકારી લેતો હતો; પણ મુશ્કેલી એ વિચાર કરતાં નડતી હતી કે બ્રિટનનું માનસ એટલે સુધી કેવી રીતે બદલાવાય જેથી અમે જોઈ શકીએ કે અમે હિંદુસ્તાનની કાંધ પર બોજારૂપ થઈ પડ્યા છીએ, ને એવા બોજારૂપ થવાની અમારે જરૂર નથી, થવું અમને ઘટતું નથી.

મને લાગ્યું કે અમારી વાતચીતમાં મેં બોલવાનું વધારેપડતું કર્યું છે, પણ તેઓ તો અત્યંત સમભાવપૂર્વક સાંભળતા હતા. મેં કહ્યું કે જે ફેરફાર જરૂરી છે તે કેવળ રાજકીય નથી પણ નૈતિક છે; અમારે અંગ્રેજોએ રાષ્ટ્રીય નમ્રતા શીખવી જોઈએ, અને બીજા માણસોને કેમ જીવવું એ શીખવવાનું કામ ઈશ્વરે અમારા રાષ્ટ્રને સોંપ્યું છે એવો વિચાર છોડી દેવો જોઈએ; એ વાતમાં તેઓ ઉત્સાહપૂર્વક સંમત થયા. પોતાનો દેશ યોગ્ય વસ્તુ તે યોગ્ય છે એટલા માટે કરે, ને બનાવોના દબાણને વશ થઈને જ ન કરે, એવી તીવ્ર ઇચ્છા કોઈ અંગ્રેજના મનમાં હોય, એ સમજતાં પણ તેમને વાર ન લાગી. અને, મને સૌથી વધારે કાળજી જે વાતની હતી તે તો એ, કે બ્રિટનનું માનસ કદાચ બદલાય એટલો વિશ્વાસ તેઓ રાખી શકે છે એમ દેખાયું.

બીજે દિવસે સવારે વહેલો હું નાસ્તો કરીને આવ્યો ત્યારે ગાંધીજી

એક ટેબલ પર શાક સમારતા હતા. મેં કહ્યું: "મને પણ આવું કામ આપો." એટલે કહે; "સારું. આ કામ કરવું હોય તો તમારે વખતસર આવવું જોઈએ. અહીં સવાછએ પહોંચી જવું જોઈએ." એટલે બાકીના ત્રણ દિવસ સવારે મેં એમની સાથે સવારના છથી સાત શાક સમાર્યું. પહેલે દહાડે સવારે તો એમણે શરૂઆત એમ કહીને કરી કે "આ બહેનો (ત્રણ બહેનો એ કામ કરતી હતી) ઊભી છે છતાં હું ખુરસીમાં બેઠો છું એ અંગ્રેજ તરીકે તમને તો વિચિત્ર લાગતું હશે." મેં કહ્યું: "આપને તબિયતને કારણે બેસવું જ પડે એ હું સમજું છું." પણ સ્ત્રીઓ પ્રત્યેના વર્તન વિષેનાં પૂર્વ ને પશ્ચિમનાં ધોરણો વિષે, અને ખાસ કરીને પુરુષ અને સ્ત્રીના સાહચર્યને પૂર્વ ને પશ્ચિમમાં કેવી જુદી જુદી રીતે વ્યક્ત કરવામાં આવે છે એ વિષે, અમે સરસ વાત કરી. શ્રીમતી ગાંધીની સાથે મારે કશી વાત ન થઈ, જોકે તેઓ સહેજસાજ અંગ્રેજી તો બોલે છે. હું માનું છું તેમણે રસોડાનાં માણસોને મને વધારે દૂધ ને બીજી ચીજો આપવા માટે કહેલું; અને વિદાયના શબ્દો કહેતો ત્યારે તેઓ તે ધ્યાનમાં લેતાં. તેઓ માતૃવાત્સલ્યવાળાં છે, ને હું માનું છું બહુ સારાં ગૃહિણી હોવાં જોઈએ. તેમના પતિને માથે જે બોજા પડ્યા છે તેમાં તેમણે પોતે ઠીકઠીક પૂરેપૂરો ભાગ લીધો હોય એમ એમની મુખમુદ્રા પરથી દેખાય છે. છતાં મેં એ દંપતીને એક પણ વાર એકબીજાની સામે નજર માંડતાં ન જોયાં. પણ મારી ખાતરી છે કે એકબીજાના મનમાં શું ચાલી રહ્યું છે તે બંને જાણતાં હતાં.

એક આશ્રમવાસી એક દિવસ મને આશ્રમનો ખાદી વિભાગ જોવા લઈ ગયા. ખાદીની આર્થિક સંગીનતા સ્વીકારતાં મને મુશ્કેલી પડી છે. પણ હું તેને નવી દૃષ્ટિએ જોવા લાગ્યો છું. હું માનું છું આપણે પશ્ચિમવાસીઓ એને મોટે ભાગે ખોટી રીતે સમજ્યા છીએ, ને તેથી એમ માનીએ છીએ કે ગાંધીજીની મુખ્ય કલ્પના મિલમાં કાપડ પેદા થતું અટકાવી હાથકાંતણ ને હાથવણાટ ફરી પાછાં શરૂ કરાવવાની છે. પણ એ વસ્તુ એ રીતે મૂકવાથી એમનો જે મુખ્ય હેતુ છે તે વિષે ગેરસમજ થાય છે. બેશક તેમણે મિલમાંના જીવનમાં રહેલી બૂરાઈઓ વિષે ફરીફરી અનેકવાર કહ્યું છે; અને હિંદુસ્તાનના મિલજીવનનો જેને સહેજ પણ પરિચય છે તે કબૂલ કરશે કે એમની ટીકામાં અતિશયોક્તિ નથી; હોઈ પણ ભાગ્યે જ શકે. લોકોને મિલો તરફ ઘસડાવું ન પડે

એવી પરિસ્થિતિ પેદા કરવી એ હાથકાંતણના પુનરુદ્ધારનો એક ઉદ્દેશ છે ખરો; પણ એ એનો મુખ્ય ઉદ્દેશ નથી. ગાંધીજીના પોતાના જ શબ્દો જુઓ: "એને વિષે માત્ર એક જ દાવો કરવામાં આવ્યો છે. ખેતીની સાથેસાથે ચાલી શકે એવો યોગ્ય ગૌણ ધંધો લોકો પાસે નથી, ને તેને લીધે હિંદુસ્તાનની વસ્તીના ઘણા જ મોટા ભાગને વરસમાં છ મહિના પરાણે બેકાર રહેવું પડે છે, ને લાખો માણસોને કાયમનો ભૂખમરો વેઠવો પડે છે. એ જે વિકટમાં વિકટ પ્રશ્ન હિંદુસ્તાનની સામે પડેલો છે તેનો તાત્કાળિક, વહેવારુ ને કાયમનો ઉકેલ એકલી ખાદી જ બતાવે છે." મને લાગે છે જેમને ખાદીની આર્થિક ઉપયોગિતા વિષે શંકા હોય તેમણે ગ્રેગનું 'ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર' વાંચીને પછી જ નિશ્ચય પર આવવું ઘટે છે. હું માનું છું એની નૈતિક ઉપયોગિતા તો પૂરેપૂરી સિદ્ધ થઈ ચૂકી છે. જે ગામડાંએ ખાદીકામ ઉપાડ્યું છે ત્યાં દારૂનો વાપર ઘટ્યો છે. એને લીધે ધંધાદારી સુશિક્ષિત માણસો ગ્રામીણ પ્રજા જોડે ગાઢ સંપર્કમાં આવ્યા છે, ને તેથી બે વર્ગની વચ્ચે હૃદયની એકતા સ્થપાવામાં મદદ થઈ છે. એકસાથે રહીને કરેલા કામની જે ગાંઠ છે તે મનુષ્યજીવનની કઠણમાં કઠણ સ્નેહગ્રંથીઓમાંની એક છે.

છેલ્લે દિવસે સવારે શાક સમારતી વખતે અમે આસામ અને તેના અફીણને લગતા કઠણ પ્રશ્નની ચર્ચા કરી. ગાંધીજી આ વસ્તુમાં નિરાશા સેવે છે. તેમને બીક છે કે હિંદુસ્તાન સરકાર આર્થિક મદદ આપે નહીં—એટલે કે લશ્કરી ખરચમાં ઘટાડો થાય નહીં—ત્યાં સુધી આસામ અફીણના પાશમાંથી છૂટી શકે એમ નથી. હું જવા નીકળ્યો એટલે એમણે કહ્યું કે મને જ્યારે એમને કંઈ પણ લખવા જેવું લાગે ત્યારે જરૂર લખવું. આશ્રમમાં જે કંઈ ખામીઓ મારા જોવામાં આવી હોય તેને વિષે મારી ટીકા લખી મોકલવાનું પણ મને કહ્યું. મારું મન તરત જ પ્રાર્થના વખતે થતા ઘોંઘાટ તરફ ગયું; જોકે મેં તો કહ્યું કે આટલા થોડા જ વખતમાં મારાથી અભિપ્રાય ન આપી શકાય. તેમણે કહ્યું: "હા, હા, દાખલા તરીકે માણસો જમ્યા પછી જ્યાં હાથ ધુએ છે ત્યાં આ જે ભેજ થયો છે એ પણ તમારા ધ્યાનમાં આવ્યો હશે. અમે એટલા કંજૂસ છીએ કે ત્યાં પાણી વહી જાય એવી એવી સારી નીક અમે કરાવી નથી. પણ મને આશા તો છે કે અમે થોડા વખતમાં એ કરાવી લઈ શું." ઝીણી ઝીણી વીગતો તરફ તેમનું કેટલું ધ્યાન

છે! કેટલાક હિંદીઓ તેમને બહુ જ પશ્ચિમી ઢબના માને છે એમાં કશી નવાઈ નથી.

પાછળથી ગાંધીજીએ મને લખેલા કાગળના એક ભાગને ઉપલા કિસ્સા સાથે રસિક સંબન્ધ છે, એટલે એ ભાગ અહીં આપવા જેવો છે. ગાંધીજી લખે છે: " મેં સફાઈને વિષે તમારી સૂચનાઓ માગી એને તમે હસી કાઢતા લાગો છો. મારો નમ્ર મત તો એવો છે કે આપણે જીવનના ધાર્મિક ને એવા બીજા કડક વિભાગ નકામા પાડીએ છીએ. ખરું જોતાં તો માણસમાં જો ખરી ધાર્મિકતા હોય, તો તે જીવનની નાનામાં નાની વીગતોમાં દેખાઈ આવવી જોઈએ. હું માનું છું કે આશ્રમ જેવા સંઘમાં સફાઈ એ સંયુક્ત આધ્યાત્મિક પ્રયત્ન પર આધાર રાખે છે. સફાઈમાં શું કે સામાજિક યા રાજકીય જીવનમાં શું, સહેજ પણ અનિયમિતતા હોય એ આધ્યાત્મિક દરિદ્રતાની નિશાની છે. એ દુર્લક્ષનું, કર્તવ્ય વિષેની બેદરકારીનું, ચિહ્ન છે. ગમે તેમ પણ જીવનમાં આ પાયાની એકતા છે એ કલ્પના પર જ આશ્રમજીવનનું મંડાણ થયેલું છે. "

ગાંધીજી વિષે આપણને અત્યંત પ્રેમ ઊપજે એવા પુરુષ એ છે. નવો આવનાર તેમને જૂના મિત્ર ગણીને વર્તી શકે એવી સરળતા એ આવનારને તેઓ કરી આપે છે. અને હું માનું છું લોકો એમને સંત ગણીને વર્તે એના કરતાં મિત્ર ગણીને વર્તે એ એમને વધારે ગમે છે. સંત ગણાવાનું ને એ રીતે પૂજાવાનું તેમને ગમતું હોત તો તો તેઓ સંત હોત જ નહીં. અમે છૂટા પડ્યા ત્યારે તેમણે આગ્રહપૂર્વક મારી સાથે હાથ મિલાવ્યા; જોકે આટલા વખતમાં તેમણે જાણી લીધું હતું કે મને હિંદી રીતભાતની કંઈક ખબર તો છે.*

(૧૯૨૮)

---

* લેખકના 'ધી ઈન્ડીયન ક્રાઈસીસ' નામના અંગ્રેજી પુસ્તકમાંથી; લેખકના સૌજન્યથી.

## ૨૯. આખા હિંદના 'બાપુ'

### ન્યાયમૂર્તિ પિડિંગ્ટન

ગાંધીજી મુત્સદ્દી કરતાં વધારે સંતપુરુષ છે એ સાચું, પણ તેઓ

કેવળ સ્વપ્નદ્રષ્ટા નથી. અમદાવાદનું મજૂર મહાજન એ હિંદુસ્તાનમાં મિલમાલિકો પર પ્રભાવ પાડનારું મજૂરોનું એક જ મહાજન છે; અને એ ગાંધીજીની જ કૃતિ છે. એ જ પ્રમાણે એમની સ્વદેશી હિલચાલ. એ આર્થિક હિલચાલ તરીકે ભલે પૂરેપૂરી સફળ ન થાય, પણ રાષ્ટ્રની શક્તિને ફરી જાગૃત કરે છે ને રાષ્ટ્રીય ભાવનાને સતેજ કરે છે. વળી ગાંધીજીએ મજૂર માલિકના ઝઘડા પણ પતવ્યા છે. હું એમને મળ્યો તે વેળાએ તરતમાં જ તેમણે લવાદનું કામ કર્યું હતું, ને તેમણે અને એક અગ્રેસર મિલમાલિકે મળીને એક મિલમાંની હડતાળ બીજી મિલોમાં ફેલાવાની તૈયારીમાં હતી એ વેળાએ એની પતાવટ કરી હતી.

અમારી પોતાની વાતચીત કેવળ મજૂરોના પ્રશ્નને વિષે જ થઈ. ઑસ્ટ્રેલિયાના મજૂરોની સ્થિતિ વિષે, ને ત્યાં મજૂર માલિકના ઝઘડા લવાદ મારફતે જ પતવવાનો રિવાજ સાર્વત્રિક થયો હોવા વિષે મેં જે કંઈ કહ્યું તે તેમણે બહુ જ ધ્યાનથી સાંભળ્યું. તેમના પ્રશ્નો તાત્કાળિક ને ટૂંકાટચ હતા. ન્યૂ સાઉથ વેલ્સમાં મજૂરોને ઓછામાં ઓછી આજીવિકા જેટલી અમુક મજૂરી તો મળે જ, ને તે ઉપરાંત બાળકો માટે જુદા પૈસા મળે, એવી જે યોજના થઈ છે એ વિષેની વાત તો તેમણે ઘણી એકાગ્રતાથી સાંભળી. તેમણે કહ્યું કે હિંદુસ્તાનમાં તો મજૂરોને લગતા કાયદાની ફેરતપાસ કરવાને લોકમતને હજુ હમણાં જ જાગૃત કરવાની શરૂઆત થઈ છે. "અમારે ત્યાં એવાં સબળ મજૂર મહાજનો નથી કે જેથી માલિક મજૂર વચ્ચે નિયમિત લવાદની ગોઠવણ થાય, કે ઝઘડા લવાદ મારફતે જ પતવવા એવો ફરજિયાત નિયમ થઈ શકે. પણ અમારા લોકો અતિશય ધર્મવૃત્તિવાળા છે; ને કેટલીકવાર ધર્મ ને વહેમ વચ્ચે ઝાઝો ફરક નથી રહેતો. અમે માલિકોને તેમના ધાર્મિક કર્તવ્યને નામે સમજાવવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ એમ કરતાં વખત જાય છે."

એ વેળાની અમારી મુલાકાતને અન્તે તેમણે વિવેકપૂર્વક કહ્યું: "તમારા દેશમાં મજૂરોની સ્થિતિ સુધારવાને થઈ રહેલી પ્રવૃત્તિ વિષે આ સરસ ખબરો કહેવા માટે જ તમે છેક કલકત્તાથી અહીં લગી આવવાની તકલીફ ઉઠાવી છે?" ગાંધીજીને માથે કામ ને ચિન્તાનો બોજો કેટલો બધો છે એની મને ખબર હતી, એટલે મારાથી તો એક જ જવાબ દઈ

શકાય એમ હતું: " મહાત્માજી, તમે તો મહાન લોકશિક્ષક છો; અને અમારા દેશને લગતી કેટલીક હકીકતો તમારે વિચારવા જેવી છે એમ મને ન લાગત તો હું તમારા જેવા મહાન લોકશિક્ષકનો વખત ન બગાડત. "

ગાંધીજીની સાથે મેં એક પણ રાજકીય પ્રશ્નની ચર્ચા ન કરી. માત્ર એમને એટલું કહ્યું કે ઑસ્ટ્રેલિયનો સ્વરાજ ભોગવતી પ્રજા હોઈ, હિંદુસ્તાન વસાહતી સ્વરાજ મેળવવાની ઇચ્છા રાખે છે તેના પ્રત્યે અમને સમભાવ છે. મેં એમ પણ કહ્યું કે, માનવજાતિ અને તેની જરૂરિયાતોની વિશાળ દૃષ્ટિએ, વધારેમાં વધારે લોકો સ્વેચ્છાએ એક જ સરકારના અમલ તળે રહે એમાં ઘણો જ લાભ છે. તેનું એક કારણ તો આ છે: લોકો છૂટા છૂટા પડીને તેમનાં જુદાં જુદાં રાષ્ટ્રો રચાયાં હોય ને તેમની વચ્ચે બિલકુલ સંબન્ધ ન હોય, ત્યારે કંઈ પણ મતભેદનો વિષય આવે કે તેના પર, દેશાભિમાનના ગર્વને લીધે, ભારે લડાઈ ને કડવાશ થવાની, ને છેવટે શસ્ત્રયુદ્ધ થવાનું. દાખલા તરીકે અમારે ન્યૂઝીલૅંડ, દક્ષિણ આફ્રિકા ને કૅનેડા સાથે કેટલીકવાર તીવ્ર મતભેદો પડ્યા છે. એવા મતભેદો જો સ્વતંત્ર, ને એક જ સત્તા પ્રત્યે વફાદારી ન ધરાવનારાં, રાષ્ટ્રોની વચ્ચે પડ્યા હોત તો તેને તાણીને તૂટે ત્યાં સુધી લઈ જવામાં આવત. અમારા આ દેશોને પોતપોતાના પ્રદેશોમાં ગમે તેમ કરવાની છૂટ હોવા છતાં, તેઓ બ્રિટિશ રાષ્ટ્રસંઘનાં અંગો હોવાને લીધે આવા મતભેદો શાન્તિથી પતી જાય છે. છેવટે મેં કહ્યું કે હિંદુસ્તાન બ્રિટનથી સાવ છૂટું પડી જાય તો તેમાંથી દુનિયામાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઝઘડા ઊભા થશે; અને આંતર-રાષ્ટ્રીય શાન્તિ વિના કોઈ પણ જાતિ કે દેશની સામાજિક યા બીજી કોઈ જાતની પ્રગતિ થવાની નથી.

આ છેલ્લા મતમાં ગાંધીજીએ તરત જ સંમતિનો સૂર પૂર્યો, ને કહ્યું: " હા, આંતરરાષ્ટ્રીય શાન્તિ સહુને માટે બહુ જરૂરની છે. " તેમનું પોતાનું જીવન અત્યંત નિ:સ્વાર્થ છે. અને આત્માની ઉચ્ચતાને લીધે તેઓ પોતાના વિચારો ને હેતુઓ પર જેવું પ્રભુત્વ ધરાવે છે તેના કરતાં વધારે પ્રભુત્વ કોઈ પણ દેશનો કોઈ પણ દેશભક્ત ધરાવતો નથી. તેમના આ ગુણોએ એવી ખાતરી આપી છે કે જે કરોડો માણસોને માટે તેઓ નેતા અને પથપ્રદર્શક છે તેમને એમના સંપૂર્ણ સ્વભાવની મધુરતા ને નમ્રતા રાષ્ટ્રીય

ઉદ્ધારનાં વહેતાં પાણી તરફ દોરી જશે. જે પ્રજાના માણસોએ તેમના તરફ કેટલીક વાર નિર્દય ને ઉદ્ધત વર્તન કર્યું છે તે પ્રજા પ્રત્યે અજાણતાં મનમાં કાંઈક અણગમો ઊપજ્યો હોય એટલો એક માનવસહજ દોષ બાદ કરતાં, હિંદુસ્તાનમાં એવો કોઈ પણ માણસ નથી જેને હિંદીઓ એમના કરતાં વધારે અંશે પોતાનું પ્રતીક બનાવી શકે. ગાંધીજી સ્વામી નહીં પણ સેવક બનવા ઇચ્છે છે. તેઓ જાતિભેદ અને સમાજ તથા ધર્મના ભેદભાવ તરફ દુર્લક્ષ કરે છે. તેમના વિચારો કુસંપને ઓગાળી નાખનાર તેજાબ જેવા છે; અને તે આખરે આખા હિંદને આઝાદી, પ્રવૃત્તિ ને પ્રગતિને માર્ગે ઐક્યબદ્ધ કરશે.

ગાંધીજીના આશ્રમમાં કોઈ બીજા કરતાં ઊંચું નથી ને કોઈ નીચું નથી, અને કોઈ પણ કામ હલકું ગણાતું નથી. આશ્રમનો એક નિયમ એ છે કે દરેક માણસે વારાફરતી પાયખાનાસફાઈનું કામ કરવું. સામાન્ય રીતે એ અસ્પૃશ્ય લેખાતા ભંગીનું કામ ગણાય છે. આશ્રમના નિયમમાં એને 'આવશ્યક અને પવિત્ર સેવાકાર્ય' કહેલું છે. પહેલી પ્રવૃત્તિ તે પ્રાર્થના; ને બીજો નંબર સફાઇને અપાયેલો છે. એટલે ગાંધીજી, ખ્રિસ્તી સુધારક વેસ્લીની પેઠે, માને છે કે શુચિતા એ પ્રભુતાનું દ્વાર છે.

હિંદના આત્માને બંધનમાં જકડી રહેલી સર્વે હિંદી પ્રથાઓની સામે ગાંધીજી નિર્ભયતાથી બોલે છે. દાખલા તરીકે પડદાના રિવાજની કડકાઈ ઓછી થતી જાય છે. ગાંધીજીના દીકરા જેમ તેમને 'બાપુ' કહે છે તેમ તેમના અનુયાયીઓ પણ 'બાપુ' એ નામે સંબોધે છે. જુદી જુદી ભાષા બોલનારા, જુદી જુદી પ્રજાઓમાંથી ઊતરી આવેલા, ને છતાં એક જ અવિભક્ત દેશમાં રહેનારા, કરોડો હિંદીઓ ગાંધીજીને આખા હિંદના બાપુ માને છે.*

(૧૯૨૯)

---

* લેખકના 'બાપુ ગાંધી' એ નામના અંગ્રેજી પુસ્તકમાંથી.

## ૩૦. પ્રથમ પરિચય

### રેજિનાલ્ડ રેનલ્ડ્ઝ

જે ક્ષણની હું આટલા બધા મહિનાથી રાહ જોઈ રહ્યો હતો તે અણધારી

રીતે આવી. ગાંધીજી આગલી રાતે મોડા આશ્રમમાં આવી પહોંચેલા એ હું જાણતો હતો; અને સવારની પ્રાર્થના વખતે મેં એમની આછી ઝાંખી કરેલી ને એમનો અવાજ સાંભળેલો. પણ હું વણાટકળાના અભ્યાસમાં મશગૂલ હતો ત્યાં તો "કેમ, મહેમાન!" એ એમના શબ્દો સાંભળીને હું સફાળો પાછળ ફર્યો. એ કોણ હોવું જોઈએ એ હું જાણી ગયો હતો!

આ વયોવૃદ્ધ પુરુષની મુખમુદ્રા પર 'મહત્તા'નું કંઈ ચિહ્ન નહોતું, એને માટે તો મારું મન તૈયાર હતું. પણ અમારી મિત્રસંઘની સભાઓમાં ઉપદેશકના આસન પર દેખાય એવું જ આ દૃશ્ય અહીં જોવા મળશે એમ મેં માન્યું નહોતું. કેવા વહાલા લાગે એવા ડોસા! વાળ વિનાનું માથું ને ચશમાં, વળાંકવાળું નાક, પંખીના જેવા હોઠ, હેતભર્યું પણ કંઈક બોખું સ્મિત — આ આકૃતિને મેં ત્યારપછી શાંત નીરવ સભાઓના મંચ ઉપર બેઠેલી જોઈ છે. ત્યાં પણ તેઓ બોલે ત્યારે તેમાં વિચાર અને ગાંભીર્ય તથા ચતુરાઈવાળો પણ હળવો વિનોદ એ બેનું એવું જ મિશ્રણ જોવામાં આવતું. હેતાળ, દયાવાન, વ્યવહારુ, સમજુ, વેવલાપણા વિનાના — ગાંધીજીના સ્વભાવની આવી રૂપરેખા તો મારા મનમાં તરત જ અંકાઈ ગઈ.

પણ જે વસ્તુને લીધે લોકો પર તેમનો પ્રભાવ પડે છે ને લોકો દેશના તમામ ભાગમાંથી લોહચુંબકથી ખેંચાઈને આવતા હોય એમ તેમનાં દર્શન કરવા આવે છે તે વસ્તુનો તો અંશ પણ હું જોઈ ન શક્યો; અને ત્યારપછી જે કાળ ગયો છે તેમાં પણ એનો તાગ હું મેળવી શક્યો નથી. એ આકર્ષણ કરનાર વસ્તુ તે એમની બુદ્ધિ તો ન જ હોઈ શકે; કેમકે એમની બુદ્ધિ તીક્ષ્ણ છે એ ખરું, પણ તેમને પ્રતિભાશાળી તો ન જ કહી શકાય. મને લાગે છે કે એ વસ્તુ તે એમના મન વચન કર્મની સંપૂર્ણ એકરૂપતા છે; એ ગુણ સાદામાં સાદો ને વિરલમાં વિરલ છે.

મહાત્માજીના સૌથી આગળ તરી આવતા ગુણો વિષે મારા મન પર જે પહેલી છાપ પડી હતી તે ત્યારપછીનાં અઠવાડિયાંમાં પાકી થઈ. તેમની એ સત્યનિષ્ઠાને — બાહ્યાન્તર એકરૂપતાને — તેઓ સ્પષ્ટવક્તાપણાની — અથવા તમારે એને તોછડાઈ કહેવી હોય તો કહો — એટલી હદ સુધી પહોંચાડે છે કે મારા ક્વેકર મિત્રો તો એ જોઈને આઘાત પામે. પણ એની સાથે ગાંધીજી

જે સાદો વિવેક ભેળવે છે તે જ અપમાન અને ઠપકા વચ્ચેનો ભેદ છે. એમની સત્ય માટેની ઉગ્ર તાલાવેલી કહો કે ભયંકર લાગે એવી છે. આપણે પશ્ચિમવાસીઓ કોઈને માઠું લગાડવા ન ઇચ્છતા હોઈએ કે લાંબો ખુલાસો આપવામાંથી બચી જવા માગતા હોઈએ ત્યારે મીઠા મીઠા શબ્દોમાં જે એવકૂફીભર્યાં સામાજિક અસત્યો બોલીએ છીએ તેવું જ કંઈક અસત્ય રખેને મારાથી ભૂલેચૂકે ક્યાંક બોલી જવાશે, ને ગાંધીજી એ જોઈ જશે, એવી ફડક મને નિરંતર રહ્યાં જ કરે છે. તેમના સમાગમમાં આવનાર દરેક જણને એવો જ ખ્યાલ બંધાય છે કે તેને પોતાને વિષે ગાંધીજીને ખરેખરો અંગત પ્રેમ છે. પણ દુ:ખની જરા પણ નિશાની વિના દરેક પ્રકારના સ્નેહસંબન્ધની માયા કે આસક્તિ છોડવાની શક્તિ પણ તેમનામાં છે.

તેમની વાતચીતોમાં તથા તેમનાં ભાષણો ને લખાણોમાં લાગણીવશતા નથી હોતી; તેમાં તાર્કિક વિચારસરણી, ચોકસ અર્થવાળી ભાષા, ને હિન્દીઓ સામાન્ય રીતે વાપરે છે તેના કરતાં ઓછી અટપટી શૈલી હોય છે. એમાં તમે એક પ્રકારનો મર્યાદિત વિનોદ ને સુંદર રૂપક જોશો; પણ ધડાકા કે લાગણીની રેલમછેલ, છટાદાર લખાણ, કે સાદો માણસ ન સમજી શકે એવી કશી ચતુરાઈભરી યુક્તિબાજી કદી નહીં જુઓ. સંગીન હકીકતોને તેઓ ઊંચા આદર્શની સાથે ભેળવે છે ખરા; પણ છટાદાર વક્તૃત્વ કે નિરાશા ઉપજાવનારી ‘ વાસ્તવિકતા ’ એમાંથી એકેનો તેમને જરાયે ખપ પડતો નથી. તેઓ પોતાને ‘ વહેવારુ આદર્શવાદી ’ કહે છે, તે વર્ણન સાચું છે. સાચી સહિષ્ણુતા એટલે વિચાર શૂન્યતા નથી, તેમ કશી વાતમાં ચોકસ મત ન દર્શાવવો એવું પણ નથી, એમ સમજનારા જે થોડાક જ માણસો મેં જોયા છે તેમાંના તેઓ એક છે. તેમના મત ચોકસ અને દૃઢ હોય છે; અને એમાંના કેટલાકમાં — ખાસ કરીને સ્ત્રીપુરુષસંબન્ધ તથા બીજા સામાજિક વિષયોમાં — હું એમની સાથે સંમત થઈ શકતો નથી. હું કોઈ કૅથલિક સંતને જે દૃષ્ટિએ જોઉં તે દૃષ્ટિએ એમને જોઉં છું. તેમના ચારિત્ર્ય ને આત્મબળને વિષે મારા મનમાં પૂરેપૂરી હાર્દિક પ્રશંસાનો ભાવ છે. છતાં એમના મતો વિષે હું સંપૂર્ણ તટસ્થતાથી વિચાર કરું છું; જોકે મને હંમેશાં એટલું યાદ હોય છે કે એક સંતપુરુષ વિષે કોઈ રખડુએ અભિપ્રાય આપવો એ નરી ઉદ્ધતાઈ જ છે.

તેઓ રોજનું કાંતવાનું કે સવારસાંજની પ્રાર્થના કદી ચૂકતા નથી. અને

છતાં તેઓ સહુની — મજૂર માલિકના ઝઘડાના પ્રતિનિધિઓથી માંડીને કોઈ રેજિનાલ્ડ રેનલ્ડ્ઝ અથવા કોઈ મામૂલી ખ્રિસ્તી પાદરી સુધીના સર્વેની — સેવા માટે તત્પર હોય છે. એવા એક પાદરીએ એકવાર પોતાનું જ ગાણું ગાવામાં ગાંધીજીનો ખાસો પોણો કલાક લીધો હતો !

આ વાત વિચિત્ર છે — પણ હું તેમની પાસેથી નીકળીને, આશ્રમમાં અમુક વખત ઠરીઠામ રહેતા પહેલાં દેશ જોવા માટે થોડાંક અઠવાડિયાંથી હિંદુસ્તાનમાં એકલો પ્રવાસ કરી રહ્યો છું ત્યારથી મને ગાંધીજીના વ્યક્તિત્વનો પ્રભાવ જેટલો સમજાવા માંડ્યો છે તેટલો એમની હાજરીમાં નહોતો સમજાયો. એમને વિષે આદર હું હંમેશાં ધરાવતો હતો, પણ હવે તો મને એમને વિષે ઘણી વધારે પ્રબળ લાગણી ઊપજી છે.

નસીબ એમને પરાણે ઘસડી રહ્યું છે. એમની પોતાની ઇચ્છા તો ખેડૂતોમાં ફરીને રચનાત્મક કામ—ખાદી, દારૂનિષેધ, અફીણનિષેધ, અસ્પૃશ્યતા-નિવારણ વગેરે—કરવાની ઘણી છે, ને એ ઇચ્છા વધતી જાય છે. પણ અત્યારે તેઓ સાક્ષાત્ કરુણરસની મૂર્તિ હોય એવા મને દેખાય છે; ને જે સ્થિતિમાંથી પાછા વળવાપણું છે જ નહીં એવી સ્થિતિ તરફ, તેમના અંકુશ બહારના સંજોગોને બળે, તેમને નછૂટકે ખેંચાતા હું જોઉં છું. બીજા લોકોની બેવકૂફીએ આજનો વિષમ પ્રસંગ ઊભો કર્યો છે; અને એ પ્રસંગ ગાંધીજી પાર ઉતારશે એ આશાએ દેશ તેમની સામે જોઈ રહ્યો છે.

આ ભીષણ ઘડીએ, જ્યારે કેદની દિવાલો જાણે તેમને પોતાના ભીતરમાં સમાવી લેતી દેખાય છે, અને કારાવાસનો અર્થ કદાચ કારાવાસમાં મૃત્યુ પણ થઈ પડે, ત્યારે હું ઇચ્છું છું કે લોકો — જેઓ તેમનું આ છેલ્લું પગલું સમજી નથી શક્યા એવા લોકો પણ—તેમના સત્યનિષ્ઠ, પુણ્યશાળી ને ઉદાર આત્માને જે યશ આપવો ઘટે છે તે આપે. એમના અભિપ્રાયને વિષે તમે ગમે તે કહો, પણ એમની હિંમત ને પ્રામાણિકતા આજે ઝળકે છે તેટલી દીપ્તિથી અગાઉ કદી ઝળકી નહોતી.

આ લેખ લખતી વેળાએ તેમનો છેલ્લો પત્ર મારી સામે પડ્યો છે. એ એમને મદદ કરવાને મારાથી શું કરી શકાય એ મેં એમને પૂછ્યું હતું. એમણે એમની એટલી બધી પ્રવૃત્તિઓમાં પણ મને જવાબ લખવાનો વખત કાઢ્યો

એ એમના સૌજન્યનો નમૂનો છે. તેઓ લખે છે: ખરી લડત માર્ચ પહેલાં શરૂ થવાનો સંભવ નથી. તમે તમારું કામ સરસ રીતે કરી રહ્યા છો એ હું જાણું છું. જ્યારે આવી શકાય ત્યારે આવજો." વળી કહે છે કે તેઓ છેલ્લા ત્રણ દિવસથી મારા કાગળ વિષે વિચાર કરી રહ્યા હતા. એનો અર્થ હું માનું છું. એ છે કે એમની યોજનામાં મને પણ કંઈક સ્થાન છે. છેવટે તેમણે મને લખ્યું છે કે "આશ્રમ તમારું ઘર છે, ને તમે જ્યારે ઇચ્છો ત્યારે અહીં આવી શકો છો."

પેલો અબુધ જનસમુદાય એમને કેમ પૂજે છે એનું હવે મને આશ્ચર્ય થતું નથી. ખરું કહું તો હું પણ એની એ પૂજામાં ભળેલો છું. બીજાં કંઇ કારણ ન હોય તોપણ, આવા સેનાપતિના દળમાં તો હું કેવળ તેમની શુદ્ધ સુજનતા પર જ વારી જઇને જોડાઉં; અને દુનિયા જો તેમને ઓળખે તો તે પણ જોડાય.

(૧૯૩૦)

## ૩૧. અહિંસાના પથપ્રદર્શક

### આલબર્ટ આઇનસ્ટાઇન

(ગાંધીજીને ૧૯૩૦ માં મોકલેલા સંદેશામાંથી)

તમે જે કંઈ કામ કર્યું છે તે વડે બતાવી આપ્યું છે કે આપણે હિંસાનો આશ્રય લીધા વિના પણ આદર્શની સિદ્ધિ કરી શકીએ એમ છીએ. હિંસાના ઉપાસકોને આપણે અહિંસક ઉપાયો વડે જીતી શકીએ એમ છીએ. તમારું દૃષ્ટાન્ત માનવજાતિને હિંસા વડે લડાતા ઝઘડાઓનો અન્ત આણવાની પ્રેરણા ને સહાયતા આપશે; અને આંતરરાષ્ટ્રીય સહાયતા ને સહકાર વડે જગતમાં કાયમની શાન્તિ સ્થપાવા પામશે. મારો તમારા પ્રત્યેનો આદર વ્યક્ત કરવાની સાથે હું એવી આશા સેવું છું કે હું તમને રૂબરૂમાં મળી શકીશ.

(૧૯૩૦)

## ૩૨. પુણ્યાત્મા

### કરબી પેઈજ

અમને એમ લાગ્યું કે અમે અત્યારે જીવતા મહાનમાં મહાન પુરુષના — અથવા એટલું ન કહેવું હોય તો, વર્તમાન યુગના સર્વશ્રેષ્ઠ પુણ્યાત્મા-ઓમાંથી એકના — સાંનિધ્યમાં છીએ. તેઓ રોજ સવારે ત્રણ કે ચાર વાગે ઊઠે છે. તેઓ અથાગ કામ કરનારા છે. તેઓ જવલ્લે જ એકલા હોય છે. આસપાસ માણસોનું ટોળું બેઠેલું હોય એવી સ્થિતિમાં જ તેઓ પોતાનું ઘણું કામ કરે છે. તેમની રહેણી સાવ સાદી ને કડક છે, ને તેમનું કામ ઘડિયાળની પેઠે નિયમિતપણે ચાલે છે. તેમનું મન અસ્ત્રાની ધારની પેઠે તીક્ષ્ણપણે કામ કરે છે. તેઓ જરા પણ ભૂલ વિનાના અંગ્રેજીમાં સંક્ષેપમાં ને સ્પષ્ટપણે પોતાના વિચાર પ્રગટ કરે છે. શરીર અને મન અસાધારણ કડકાઈવાળી સાધનામાં પરોવાયેલાં છે, છતાં એમનામાં તપસ્વીની ભારેખમ ગંભીરતા કે ઉગ્રતા છાંટાભાર નથી. ઊલટું તેઓ તો અતિશય વિનોદી છે. સાંજના વાળુ પછી તેઓ સામાન્ય રીતે ફરવા જાય છે ત્યારે સ્ત્રીપુરુષો ને બાળકોનું ટોળું તેમની સાથે જાય છે. તેમનામાં અસાધારણ ત્યાગવૃત્તિ છે. તેમના આચરણમાં સ્વાર્થનો સંપૂર્ણ અભાવ છે. જનસમૂહ પ્રત્યેની તેમની નિષ્ઠા ને કરુણા તેમને દરિદ્રનારાયણની સેવામાં પ્રેરે છે. આને લીધે મહાત્માજીએ જેટલાં કરોડો માણસોની પ્રીતિ ને એકનિષ્ઠ ભક્તિ સંપાદન કરી છે તેટલાં કરોડોની પ્રીતિ જગતમાં ઘણો લાંબો કાળ થયાં બીજા કોઈ માણસે સંપાદન કરી નથી.

(૧૯૩૦)

## ૩૩. સંતપુરુષ

### ડૉ. શેરવૂડ એડી

ગાંધીજી રેંટિયો ચલાવે છે, તેમના સાદા ઓરડાની ભોંય પર બેઠા છે, તેમના પર સૂર્યનો તડકો પડે છે, ને તેઓ હિંદુસ્તાનના ઇતિહાસના આગામી વિષમ પ્રસંગને વિષે અમારી સાથે વાતો કરે છે—એ ચિત્ર મને હંમેશાં યાદ રહેશે.

સેંટ પૉલ અથવા સૉક્રેટિસની પેઠે એમના શરીરનો દેખાવ પણ પ્રથમ

દૃષ્ટિએ આકર્ષે કે આંજી નાખે એવો નથી. નાનું સુકલકડી શરીર; માંડ સો રતલ વજન; ને શરીર પર અનેક ઉપવાસની, પાંચ વારના કારાવાસની, ને સતત દીર્ઘ પરિશ્રમની, નિશાનીઓ. એમનું કામ રોજ સવારના ચાર વાગ્યાની પ્રાર્થનાથી શરૂ થાય છે. ત્રણવાર લોકોનાં ટોળાંએ એમને માર માર્યા છે, ને એકવાર તો મરેલા સમજીને ભોંય પર નાખી મૂક્યા છે.

અમે ત્રણ દિવસ આશ્રમમાં ગાળ્યા એટલામાં અમારા પર એવી છાપ પડી કે તેઓ સાવ બાળક જેવા નિર્દોષ, અત્યંત પારદર્શક, ને અતિશય પ્રેમ ઉપજાવે એવા છે. આ ગુણો એમનામાં છે એટલા પ્રમાણમાં બીજા કોઈનામાં અમારા જોવામાં આવ્યા નથી. તેમનું આખું ચારિત્ર સત્ય ને વાસ્તવિકતા માટેની તેમની અજોડ ધગશમાં કેન્દ્રિત થયેલું છે.

તેમની આત્મકથામાં આપણા યુગના સૌથી અવિચળ સત્યનિષ્ઠા ને પ્રામાણિકતાવાળા પુરુષનું દર્શન આપણને થાય છે. એમના સત્યાગ્રહના સિદ્ધાંતમાંથી અહિંસા તર્કશુદ્ધ રીતે ફલિત થાય છે. એ અહિંસા એમના ચારિત્રમાં પ્રેમ, સમભાવ, અને મનુષ્યમાત્ર પ્રત્યેના આત્મૌપમ્યરૂપે મૂર્તિમંત થાય છે. તેઓ માને છે કે નૈતિક સમજાવટ અથવા પ્રેમ — ને એકલો પ્રેમ જ — જીવનની દરેક પરિસ્થિતિને પહોંચી વળવાને સમર્થ છે. એમાંથી અપરિગ્રહ ફલિત થાય છે; ને એને પરિણામે જીવન ઉત્તરોત્તર વધારે ને વધારે સાદું બનતું જાય છે.

એમની સાવ નિઃસ્વાર્થ નમ્રતા ને શરમાળપણાનો શાંત હિંમતની સાથે વિચિત્ર સંયોગ થયેલો છે. આ કૃશ શરીરવાળા પુરુષ એક કાળે અજાણ્યા માણસો આગળ બોલી ન શકતા ને ગભરાતા, અદાલતમાં પહેલા કેસમાં એમનાથી કશું બોલી જ ન શકાયેલું, નાનપણમાં અંધારામાં સૂતાં ડરતા; અને છતાં તેઓ આજે કદાચ જગતના સૌથી નિર્ભય માણસ હશે; એ વસ્તુ સમજમાં ઊતરવી મુશ્કેલ પડે છે.

એમણે ગોખલેજીને વિષે જે શબ્દો વાપર્યા છે તે એમને પોતાને વધારે સાચી રીતે લાગુ પાડી શકાય એવા છે: "તેઓ સ્ફટિક સમા નિર્મળ, ગાય જેટલા ગરીબ, સિંહ જેવા શૂર, અને ખોડ ગણાય એટલી હદ સુધી ઉદાર હતા. મારી નજરમાં તો તેઓ આજની ઘડી સુધી રાજદ્વારી ક્ષેત્રમાં આદર્શ

પુરુષ જ છે.” તેઓ ભૂલા પડીને રાજકાજમાં આવેલા સંતપુરુષ છે. તેઓ જીવનને એક, અખંડ ને અવિભક્ત સમજીને જ આધ્યાત્મિક, સામાજિક ને રાજકીય ક્ષેત્રોમાં કામ કરે છે.

(૧૯૩૦)

## ૩૪. જૂનાં સ્મરણો

### ડૉ. જોસીઆ ઓલ્ડફીલ્ડ

જે વરસોમાં ગાંધીજી નાજૂક ઊગતા જુવાન હતા ને બારિસ્ટર થવાને અભ્યાસ કરવા વિલાયત આવ્યા હતા તે વરસો હું યાદ કરું છું. અમે એક જ નિવાસમાં રહેતા, એક જ ટેબલે બેસીને ખાતા, એક જ કમિટીઓમાં બેસતા, એક જ પ્રકારના સામાજિક પ્રશ્નોની ચર્ચાઓ કરતા, ને એક જ જાતની જુવાનીની લાલચો અમારી સામે આવીને ખડી થતી. પણ પારદર્શક સત્યવક્તાપણું, વિચાર અને વર્તનની સંપૂર્ણ પ્રામાણિકતા, અસ્ખલિત બ્રહ્મચર્ય, પીડિતમાત્રને માટે ઊભરાઈ જતો સમભાવ, અને દરેક દયાકાર્યની નિર્ભય હિમાયત, એ ગુણોની જે ઊંચી કક્ષાએ ગાંધીજી રહેતા હતા ત્યાંથી નીચે ઊતરતાં મેં એમને એક પણ પ્રસંગે ભાળ્યા નથી. તેમની ‘આત્મકથા’માં તેમણે કહ્યું છે કે ડૉ. પાર્કરે ને મેં એમને ખ્રિસ્તી ધર્મના સ્વીકાર તરફ વાળવાનો વધારેમાં વધારે પ્રયત્ન કરેલો. એ બતાવે છે કે અમે જીવનના ઊંડા પ્રશ્નોને વિષે કેવા ખુલ્લા દિલથી ચર્ચાઓ કરી હશે.

એક મુદ્દાને વિષે અમારી વચ્ચે મતભેદ હતો. હું નિરામિષાહારી હતો ને ઈંડાં ખાતો. ગાંધીજી ઈંડાં ન ખાતા — એ કારણે કે એમાં જીવનો અંશ રહેલો હોય જ છે. “એ જીવાણુ ભલે શાન્ત ને નિષ્ક્રિય હોય, પણ એ જીવ તો છે જ. એટલે એની હિંસા તે જીવહિંસા જ થઈ.” એ એમની દલીલ હતી. હું કહેતો કે ઈંડાંમાં જીવનો જરા પણ અંશ નથી હોતો. તેમાં અમુક વખતે જીવ મુકાય ત્યાં સુધી તો તે કેવળ એક પૌષ્ટિક વસ્તુ છે.” તેઓ કહેતા: “ઈંડાંમાં જીવ હજુ મુકાયો નથી એમ તમે મને ખાતરીપૂર્વક કહી શકશો ત્યારે કદાચ હું તે ખાઈશ. પણ એને વિષે જ્યાં સુધી શંકા છે ત્યાં સુધી તો હું વિશ્વના સંહારક શિવના કરતાં વિશ્વના ઉત્પાદક બ્રહ્માના

પક્ષમાં રહેવાનું જ પસંદ કરીશ, ને તેથી ઈંડાં નહીં ખાઉં !" ધર્મના વિચાર ઉપરાંત, તેમણે માતાની પાસે જે પ્રતિજ્ઞાઓ લીધેલી તે પાળવી એ પણ ગાંધીજીના જીવનનો એક મોટો નિયમ હતો. ગાંધીજી યથાકાળે બૅરિસ્ટર થયા ને હિંદુસ્તાન પાછા ફર્યા.

તેઓ દક્ષિણ આફ્રિકામાં વસતા પોતાના પીડિત દેશભાઈઓનાં દુ:ખોનો પોકાર કરવા વિલાયત આવ્યા ત્યારે અમે ફરી મળ્યા. તેમણે એક સમિતિ બનાવી. ઈંગ્લંડના મોટા મોટા માણસોને મળ્યા. દક્ષિણ આફ્રિકામાં વસતા તેમના દેશભાઈઓને નાગરિક તરીકેના હક અપાવાને લગતી પ્રતિજ્ઞા પળાય એ માટે લખવામાં, લોકોને મળવામાં ને તેમને સમજાવવામાં તેઓ આખા દિવસ ને અડધી રાત ગાળતા. પણ કંઈ વળ્યું નહીં.

એ વખતનો એક નાનકડો પ્રસંગ મને યાદ રહી ગયો છે, કેમકે મારે એમના જેવી જ વેદના એકવાર વેઠવા વારો આવ્યો હતો, પણ જે દુ:ખ તેમણે એક શબ્દ કાઢ્યા વિના વેઠ્યું તે વેઠતાં મેં તો બૂમાબૂમ કરી મૂકેલી.

લંડનની જે હોટેલમાં તેઓ રહેતા હતા ત્યાં હું તેમને એકવાર મળવા ગયો ત્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની સમિતિ જોડે કામમાં બેઠા હતા. બહાર આવીને તેમણે મને પૂછ્યું: "આ એક દાંત મને દુ:ખ દઈ રહ્યો છે તે કાઢી શકશો ?" મેં મોઢું ઉઘડાવીને જોયું તો દાઢમાં ભારે દર્દ થતું લાગ્યું, ને દાંત કાઢવો મુશ્કેલ દેખાયો. મેં કહ્યું: "કોઈ દાંતના ડાક્ટર પાસે જાઓ." તેઓ કહે: "મને વખત નથી. તમે અહીં ને અહીં કાઢી શકો તો હું બહુ આભારી થઈશ, કેમકે એને લીધે હું એકાગ્ર ચિત્તે વિચાર કે કામ કરી શકતો નથી." હું બહાર ગયો, ને ક્યાંકથી દાંત કાઢવાનો ચીપિયો માગી લાવ્યો. ગાંધીજીએ સમિતિ પાસે જરાકવાર રજા માગી લીધી, ને પોતાના સૂવાના ઓરડામાં આવ્યા. દાંત કાઢતાં મને પણ કદી નથી પડી એટલી મુસીબત પડી. પણ એમણે એક નિસાસો નાખ્યા વિના, 'ઊંહ' સરખું કર્યા વિના, કે સાસ પણ ઊંડો ઉતારી લીધા વિના, એ દુ:ખ સહન કર્યું. હું પોતે તો કોઈ પણ સંજોગોમાં એ જગાને દવાથી બહેરી કરી નાખ્યા વિના દાંત ન કાઢવા દેત. ગાંધીજી થોડીક મિનિટ શાન્ત બેસી રહ્યા, હળવે અવાજે મારો ખરેખરો આભાર માન્યો, ને પાછા સમિતિ પાસે ગયા.

(૧૯૩૦)

## ૩૫. વહેવારુ આદર્શવાદી
## બીશપ ફીશર

પ્રેમ ધર્મ અને આત્મબળનું મહાત્મા ગાંધીના જેવું બીજું આદર્શરૂપ દૃષ્ટાન્ત આજે જગતમાં હોય એમ આપણી જાણમાં નથી. પશ્ચિમમાં આપણે જેને વહેવારુ આદર્શવાદી કહીએ છીએ તેવા તેઓ છે. તેઓ દરેક વસ્તુ કે વિચારને પ્રયોગ દ્વારા કસી જોવાનો પૂરેપૂરો આગ્રહ ધરાવે છે. એનો એક દાખલો આપું. થોડા વખત પર તેઓ આંધ્ર પ્રાન્તમાં પ્રવાસ કરતા હતા. ત્યાં એક મિત્રે આવીને તેમને અણપક અનાજ જ ખાવામાં રહેલા લાભ સમજાવ્યા. જે ખોરાક તૈયાર કરવામાં દેવતાની જરૂર ન પડે એવો રાંધ્યા વિનાનો ખોરાક ખાવાનો અખતરો કરી જોવાનો ગાંધીજીએ નિશ્ચય કર્યો. એને અંગે એમણે જે વચનો લખેલાં તે વાંચવા જેવાં છે:

“ આ પ્રયોગને લગતી હકીકતો પ્રસિદ્ધ કરવાનું કારણ એ છે કે હું એ પ્રયોગને ભારેમાં ભારે મહત્ત્વનો ગણું છું. તે જો સફળ થશે તો પારમાર્થિક સ્ત્રીપુરુષો પોતાની રહેણીમાં ક્રાન્તિકારક પરિવર્તન કરી શકશે. જે વૈતરું કરવાથી સ્ત્રીઓને કશું સુખ નથી મળતું પણ રોગ મળે છે તે વૈતરામાંથી સ્ત્રીઓ આનાથી ઊગરી જાય છે. આર્થિક દૃષ્ટિએ આ પ્રયોગમાં જે પરિણામોની શક્યતા રહેલી છે તે કોઈ પણ રાંધેલા ખોરાકમાં નથી. પણ આ પ્રયોગનું આંધળું અનુકરણ કોઈ ન કરે. એ સફળ થયો છે એવો દાવો હજુ મારાથી થઈ શકે એમ નથી. હું સાવચેતીથી આગળ વધી રહ્યો છું.”

થોડા વખત પછી ગાંધીજીએ એ પ્રયોગ છોડી દીધો. એને હું વહેવારુ આદર્શવાદ કહું છું. જે ઊંચા સિદ્ધાન્તો હિંદુસ્તાનના ને પરદેશના તેમના કરોડો મિત્રો ને અનુયાયીઓને કામના નીવડશે એવી માન્યતા કે આશા તેઓ સેવે છે તે સર્વ સિદ્ધાન્તોને તેઓ બને એટલી બધી જ રીતે અનુભવની ચક્કીમાં પીસી જુએ છે. પોતાની યોજનાઓ પાર પાડવા સારુ પોતાની અંગત સુખસગવડો જતી કરવાને તેઓ રાજી હોય છે. દાખલા તરીકે, આ અણપક આહારના પ્રયોગમાં એમણે પહેલે જ મહિને પાંચ રતલ વજન ગુમાવ્યું. એ એમના જેવા શરીરવાળા માણસને માટે તો ઘણો મોટો ઘસારો ગણાય.

તેમની પ્રેમભાવનાનું નમૂનેદાર ઉદાહરણ તો તેઓ સ્વાર્થત્યાગના ગુણનું જે આચારણ કરે છે તેમાં સ્પષ્ટમાં સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. ઈસુના ગિરિપ્રવચનનું તથા એ જ આશયનો ઉપદેશ કરનારાં એમના સ્વધર્મનાં શાસ્ત્રવચનોનું વિવેચન અને સમર્થન તેઓ પોતાના જીવન અને આચરણ દ્વારા કરી બતાવે છે. આ વાક્ય જેને વિષે કહી શકાય એવો બીજો પુરુષ આજના જગતમાં ખોળ્યો જડવો મુશ્કેલ છે.

ભારતવર્ષ પર તેના મહાન સુપુત્ર ગાંધીજીના પાયાના સિદ્ધાન્તોની અસર વધારે ને વધારે પડતી જાય છે. છતાં, સાથેસાથે આધુનિક વિજ્ઞાનની જે પ્રયોગપરાયણતા છે તેની પણ ભારે અસર એ દેશ પર પડી રહી છે. સાબરમતી આશ્રમ જોવા જનાર ચોખ્ખું જોઈ શકે છે કે હિંદુસ્તાનના પ્રચંડ સામાજિક પ્રશ્નોનું નિરાકરણ કરવા માટે ગાંધીજી વિજ્ઞાનની પ્રયોગપદ્ધતિએ કામ લઈ રહ્યા છે. આપણા અમેરિકા ખંડમાં જે કામો ઘણા લોકોના સહકારથી કરવામાં આવે છે તેમજ જેનો સંબન્ધ ખેતીની સાથે છે એવા અખતરાઓ તેઓ ખાસ ધ્યાન દઈને કરાવે છે. હિંદુસ્તાનના જીવનમાં પ્રાચીન સંસ્કારનાં જે તત્ત્વો છે તેની જેટલી કડક પરીક્ષા કોઈ વિશ્વવિદ્યાલયમાં કે ઔદ્યોગિક કેન્દ્રમાં થાય એટલી જ કડક પરીક્ષા ગાંધીજીની દેખરેખ તળે થઈ રહી છે. ફરક માત્ર એટલો છે કે ગાંધીજી હિંદી જીવનની એ કસોટી સમભાવવાળા અભ્યાસીની દૃષ્ટિએ કરી રહ્યા છે. તેઓ ખરેખરા અભ્યાસી છે, કેમકે હિંદુસ્તાનમાં ભૂતકાળમાં જે ભૂલો ને નિષ્ફળતાઓ થઈ છે તેને તેઓ ફગાવી દે છે; અને પોતાનાં વિચારો, સ્વપ્નો ને સેવાકાર્યોમાં એની પુનરુક્તિ કરવા માગતા નથી.

ગાંધીજીને જે આકરા ને કીમતી અનુભવો થયા છે તેને લીધે તેઓ ચળવળખોર બન્યા છે; પણ તેમની વિશેષતા એ છે કે તેઓ રચનાત્મક ચળવળ કરનારા છે. જે જીવનસિદ્ધાન્ત અત્યારે પ્રચલિત છે તે આખા સિદ્ધાન્તની સામે તેમને વિરોધ છે. તેઓ વિકાસના સિદ્ધાન્તને દૃઢતાથી વળગી રહેવાનું વધારે પસંદ કરે છે. હિંદુસ્તાનની નવરચના એ એમનું મુખ્ય ધ્યેય છે. એ ધ્યેયની સિદ્ધિમાં જે કોઈ વસ્તુ અંતરાય કે આડખીલી કરે તેને હિંદુસ્તાનના આ ‘ નાનકડા પણ મહાન પુરુષ ’ ના વિરોધ સામે ટક્કર ઝીલવી

પડે છે. તેઓ બરાબર જાણે છે કે તેમના વ્યક્તિત્વનો ઉપયોગ એ તેમની મોટામાં મોટી મૂડી છે. તેઓ અત્યારે દેશમાં ઠેરઠેર જે ભ્રમણ કરે છે તે ન કરે તો કદાચ લોકો એમની ઇચ્છા અનુસાર ન વર્તે, ને તેમના સંદેશાનો આશય પણ કદાચ પૂરેપૂરો ન સમજી શકે.

તેથી તેઓ એ કામ માટે પોતાની કાયાને ઘસી નાખવામાં જરાયે કચાશ રાખતા નથી. તેઓ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે; અને કોમના, ધર્મના ને પ્રાન્તના ભેદો ભુલાવી દેવાનું કામ અવિરત ને અવિશ્રાન્તપણે ચલાવે છે; જેથી તેમની વાણી સાંભળીને પુરુષો, સ્ત્રીઓ ને બાળકોને સત્યની જાણ થવા પામે. એમના જેવું જાદુ કોઈમાં નથી. એમના જેવું સામર્થ્ય કોઈમાં નથી. હિંદી પ્રજાની નાડ જેવી તેઓ ઓળખે છે તેવી કોઈ ઓળખતું નથી. છતાં તેઓ પોતાના જાદુનો, સામર્થ્યનો, કે લોકહૃદયના જ્ઞાનનો ઉપયોગ હિંસાવૃત્તિ પેદા કરવા માટે કરતા નથી. તેઓ રાષ્ટ્રનિર્માતા છે. એ જ નામથી તેમની સ્મૃતિ રાજકીય ઇતિહાસમાં કાયમ રહેશે. તેમની હિલચાલો અગણિત દિશાઓમાં ઝડપથી ફેલાશે. તેમનામાં જો શ્રદ્ધા, હિંમત, ને કંઈક કરી જવાની ધગશ ન હોત તો તેઓ કશું કામ ન કરી શકત. એ બધા ગુણો તેમનામાં છે તેને લીધે તેઓ લોકોત્તર પુરુષ ભાસે છે.

આજના પ્રવાહકાળમાં આપણે પૂર્વમાં તેમજ પશ્ચિમમાં એટલા બધા ચળવળખોરો નીકળી પડેલા જોઇએ છીએ કે જેઓ નર્યા ચળવળખોર કરતાં કંઈક વધારે છે એવા પ્રબળ ચારિત્રવાળા પુરુષ હિંદુસ્તાનને મળ્યા છે તેનાથી એકલા એ દેશને જ નહીં પણ બીજા સર્વ દેશોને ઘણો લાભ થવાનો છે. ગાંધીજી પોતાના પ્રશ્નોમાં તન્મય રહે છે — એ પ્રશ્નોના નિરંતર સહવાસમાં જ તેઓ જીવે છે, એમ કહીએ તો ચાલે. એ પ્રશ્નોના ઉકેલ જ્યાં જ્યાં જડે ત્યાં ત્યાં તેઓ બતાવે છે. કેટલીકવાર એ ઉકેલ એટલા સાદા ને સીધાસોંસરા હોય છે કે આપણે પશ્ચિમવાસીઓ એમને તરંગી, સ્વપ્નદ્રષ્ટા કે પાગલ કહીએ છીએ. આપણે આપેલાં એવાં મૂર્ખાઇવાળાં નામો તરફ તેઓ જરા પણ ધ્યાન આપતા નથી. તેઓ તો હિંદુસ્તાનના જીવનમાં પોતાના ઊંચા આદર્શોને ભેળવવા માટે પોતાના વ્યક્તિત્વનો ઉપયોગ કરવાનો પોતાનો કાર્યક્રમ એકધારો ચલાવ્યે જ જાય છે.

તેમનામાં જે જાગૃતિપ્રેરક ઉત્કંઠા ને તાલાવેલી છે તેને લીધે તેઓ જગતના સૌથી પ્રાણવાન ઉદ્બોધક બન્યા છે. તેમની દૃષ્ટિ વિશ્વવ્યાપી છે. તેમના દેશની હદમાં જ જે ઢગલાબંધ કામ પડ્યું છે ને જે કર્યા વિના છૂટકો નથી તે કામની પાછળ જ તેઓ પોતાની સર્વ શક્તિ વાપરે છે, એનો અર્થ એ નથી કે તેમની પાસે ઇતર દેશોને માટે કંઈ સંદેશો નથી. અમેરિકા હિંદુસ્તાનને વિષે દહાડે દહાડે વધારે ને વધારે રસ લેતું જાય છે; ને અમેરિકામાં બીજા કોઈ પણ હિંદીના કરતાં ગાંધીજીનું નામ વિશેષ જાણીતું છે; એ પરથી સહેજે જોઈ શકાય છે કે મહાત્માજી હિંદુસ્તાનમાં જે કંઈ કામ કરશે તેની અમેરિકાના વિકાસ પર ભારે અસર પડ્યા વિના રહેવાની નથી.

કોઈ પણ મહાન ગુરુ કે ઉપદેશકનો પ્રભાવ તેના પોતાના અંગત સમાગમમાં આવેલા લોકો પૂરતો ન રહેતાં હંમેશાં તેની પાર રહેલા વિશાળ સમુદાય ઉપર પણ પડે છે. એવું જ ગાંધીજીનું પણ છે. તેમની પ્રવૃત્તિઓ વિષે ને તેમના સ્વભાવ વિષે જાતજાતની દંતકથાઓ પ્રચલિત થઈ છે એ ખરું; છતાં ઘણાખરા લોકોને તેમને વિષે જે માહિતી છે તે કેટલી સાચી હોય છે એ જોઈને આશ્ચર્ય થાય એવું છે. તેમના ખરેખરા વિચારો, જે તેઓ પ્રસિદ્ધ કરે છે યા તો અમલમાં ઉતારી બતાવે છે, તે મોટે ભાગે એટલા સ્પષ્ટ ને સુરેખ હોય છે કે એમનાં મૂલભૂત મંતવ્યો ને ધ્યેયોને વિષે કશી અથવા ઝાઝી ગેરસમજ થવી શક્ય નથી. સદ્ભાગ્યે એમના દાખલા પરથી તો આપણે એટલું સમજી જ શક્યા છીએ કે યુવકવર્ગના શિક્ષક તરીકે ઊંચું સ્થાન પ્રાપ્ત કરવા માટે માણસે કૉલેજના અધ્યાપક હોવું જરૂરનું નથી.

જુવાનો પરનો ગાંધીજીનો પ્રભાવ ઓછો થયો છે એવો ભાસ કદાચ મહાસભાની છેલ્લી (૧૯૨૯ ની) બેઠક પરથી થવા પામે. પણ દેશના સર્વ વર્ગોમાં તેમનું નામ સાંભળીને જેટલું ધ્યાન અપાય છે ને તેમના પ્રત્યે જેટલો આદર ધરાવાય છે તેટલાં ધ્યાન અને આદર બીજું કોઈ પણ નામ આકર્ષી શકતું નથી, એ વાત હજુ પણ સાચી છે. સમગ્ર હિંદુસ્તાને ગયાં દસ વરસમાં આ મહાન ગુરુના વિચારો પ્રજાના જીવનમાં જેટલે અંશે ઊતરી જતા જોયા છે તેટલે અંશે બહુ ઓછી પ્રજાઓએ તેમના ઇતિહાસ દરમ્યાન કોઈ પણ ધર્મગુરુ કે નેતાના વિચારોને પોતાના જીવનમાં ઉતાર્યા હશે. ગાંધીજી પોતાના સિવાયનાં ઇતર ધર્મો ને પ્રજાઓના વિચારક્ષેત્રમાં પણ સંચાર કરી શકે

છે; અને ત્યાં જે આદર્શો તેમના જોવામાં આવ્યા હોય તેનો સર્વોત્તમ સાર—અથવા તેનું નવનીત—લઈને તેઓ પાછા ફરી શકે છે. એટલું જ નહીં પણ મનુષ્યમાત્ર પ્રત્યેનાં તેમનાં સહૃદયતા ને સમભાવ એટલાં વિશાળ છે કે આ જે નવા આદર્શો તેમને અનુભવગોચર થયા હોય તેનો તેઓ તરત જ ઉપયોગ કરવા માંડે છે. તેઓ ગુરુ તરીકે આગળ વધતા જાય છે છતાં કદી વિદ્યાર્થી મટી જતા નથી.

ગાંધીજીના પ્રભાવનું એક બીજું પણ મોટું પ્રત્યક્ષ કારણ છે. તેમના આદર્શો આચરણમાં ઉતારવામાં આવે ત્યારે તેનો અર્થ શો થાય અથવા તેનું પરિણામ શું આવે, તેનું એવું સુભગ અને સુંદર ઉદાહરણ તેમના પોતાના જીવનમાંથી મળી રહે છે કે જે માણસ તેમને વિષે દૂરથી સાંભળે છે તે પણ તેમને વિષે એવી જ કલ્પના કરે છે કે તેઓ સંપૂર્ણપણે સત્યનિષ્ઠ છે, ને તેમનાં વિચાર, વાણી ને વર્તન વચ્ચે જરા પણ વિરોધ કે વિસંવાદ નથી. આપણે જેને નમૂનારૂપે નજર સામે રાખીને આપણું જીવન ઘડી શકીએ એવા એક પુરુષ આધુનિક કાળમાં ભારતવર્ષમાં જોવા મળે છે, એ અતિશય પ્રોત્સાહન આપનારી વસ્તુ છે.

આજે જગતના સર્વ દેશોમાં લોકોના વિચાર જે ધરેડમાં રહ્યા છે તે જ ધરેડને અનુસરીને હિંદુસ્તાનના જુવાનો પણ વિચાર કરે છે. પણ હિંદુસ્તાનની પાસે તો ૭ હજાર વરસ જેટલો ભૂતકાળ પડેલો છે; એટલે એ પૂર્વભૂમિકાની રંગભૂમિ પર જ તેણે જીવનનું નવું નાટક ભજવવું રહ્યું. હિંદુસ્તાનની આજની પેઢીની પાસે ગાંધીજી છે એ તેને મળેલો એક એવો લહાવો છે કે ભવિષ્યની બીજી પેઢીઓ તેની અદેખાઈ કરશે. કેમકે ગાંધીજી પ્રાચીન આદર્શોમાંથી સારાસારનો વિવેક ને પસંદગી કરી શકે છે; અર્વાચીન હિંદમાં તેની ઉપયોગિતા કેટલી છે તેનો ચિતાર આપી શકે છે; અને જૂની રીતોની સાથે નવી રીતોનું મિશ્રણ સંપૂર્ણપણે ને હિતકારક નીવડે એવી રીતે કરવામાં મદદ આપી શકે છે.

મહાત્મા ગાંધીના વિચારો ને તેમના પ્રયાસો વિષે જ્ઞાન મેળવ્યા વિના, નૂતન ભારતવર્ષમાં ચાલી રહેલા પ્રવાહોને યત્કિંચિત્ અંશે પણ સમજી શકાય એમ નથી. ભારતવર્ષ એમને આજે પૂજે છે ખરું; પણ જગતભરમાં આદર્શોની ઉત્તરોત્તર પ્રગતિના ઇતિહાસમાં તેમને જે ઊંચું સ્થાન અચૂક મળવું જ જોઈએ તે સ્થાન તો હવે પછી આવનારાં વરસો જ તેમને આપશે.

(૧૯૩૦)

## ૩૬. એક વિરાટ આત્મા
### વિલફ્રેડ વેલૉક

મહત્તાની વ્યાખ્યા આપવી સહેલી નથી. પણ હું માનું કે, પોતાના રાષ્ટ્રને ઉન્નત બનાવવા ને પોતાની પ્રજાને મુક્ત કરવાના એકમાત્ર ઉદ્દેશને ખાતર હોદ્દા, માનપાન, મોજશોખ, સંપત્તિથી મળતી સર્વે સુખસગવડો, ને 'ખાનગી' જીવનનો ભોગ આપવા જેટલાં, તથા પોતાની શક્તિનો અણુએ અણુ ને પોતાના સમયની ક્ષણેક્ષણ, ને પોતાનો પ્રત્યેક વિચાર એ એક જ હેતુની સાધના પાછળ અર્પણ કરવા જેટલી, હિંમત અને શક્તિ જે પુરુષમાં છે, તે તો મહત્તાના શિખરે જ પહોંચ્યા છે એમ ગણાય. ગાંધીજીએ તેમની પ્રજાના કલ્યાણને સારુ સ્વાર્થ અને સુખનો આ જે સંપૂર્ણ ભોગ આપ્યો છે તેને લીધે જ તેઓ જગતના ઇતિહાસમાં થઈ ગયેલા થોડાક વિરાટ આત્માઓની કોટિમાં સ્થાન પામી શકે છે.

ગાંધીજીની અત્યારની (૧૯૩૦ ની) લડત વિષે આપણે ભલે ગમે તેવાં વિચાર ધરાવતા હોઈએ; પણ હું એટલું તો વિના સંકોચે કહું છું કે ૧૯૩૦ ની ૧૨ મી માર્ચને જે દિવસે તેમણે દાંડી કૂચનો આરંભ કર્યો તે દિવસ જગતના ઇતિહાસમાંની સૌથી મહત્ત્વની એક તારીખ ગણાશે. હિંદુસ્તાનના ઇતિહાસમાં તો તે દિવસથી એક અતિ અગત્યના પ્રકરણનો આરંભ થાય જ છે.

ગાંધીજીની યાત્રામાં વિક્ષેપ પડ્યો છે. છતાં તેઓ જેલમાં બેઠા બેઠા પણ હજુ પોતે આદરેલી હિલચાલને દોરી રહ્યા છે; અને જીવતાં કે મરીને પણ તેને દોરવી ચાલુ રાખશે. જ્યારે તેમનો વિજય થશે, અને હિંદુસ્તાનમાં ફરી પાછી શાન્તિ સ્થપાશે, ત્યારે હું માનું છું કે લૉર્ડ અરવીનના કરતાં વધારે આનન્દ બીજા કોઈને નહીં થાય.

(૧૯૩૦)

## ૩૭. પીડિત પ્રજાના મહાન નેતા
### વિલિયમ કર્ક

કેટલાયે વિદ્વાન હિંદીઓએ મને કહ્યું છે કે પ્રજા ગાંધીજીને તેમની સાધુતા માટે જેટલી પૂજે છે તેટલી પૂજા કોઈ બીજા માણસની થઈ હોય

એમ અત્યારે જીવતા માણસોના સ્મરણમાં તો નથી. મસીઆ, બુદ્ધ, સંત ફ્રાન્સીસ અને ટૉલસ્ટૉયની સાથે પણ એમનું નામ જોડાયેલું ઘણીવાર સાંભળવામાં આવે છે, અને એ પુરુષોના તથા ગાંધીજીના જીવન વચ્ચે તુલના કરવામાં આવે છે.

એમના શરીરનો દેખાવ આકર્ષક તો ન જ કહી શકાય. જોકે એક ભાવિક પ્રશંસકે તો કહ્યું છે કે "એ કાયારૂપી દીપકમાં જેવી જ્યોત બળે છે તેવી કદી જમીન પર કે સમુદ્ર પર જોવામાં આવી નહોતી." અને બીજા એક લેખકે કહ્યું છે તે પણ કદાચ સાચું હોય કે "કુદરત જ્યારે પ્રતિભાશાળી વ્યક્તિઓને ઘડે છે ત્યારે તે હંમેશાં બાહ્ય કલેવરના કરતાં એ કલેવરમાં વસનાર આત્મા તરફ વધારે ધ્યાન આપે છે."

ગાંધીજીની શક્તિ તેમની માનસિક પ્રતિભામાં રહેલી નથી, કેમકે બુદ્ધિબળમાં તેમને ટપી જાય એવા તો ઘણા માણસો હિંદુસ્તાનમાં છે. વસ્તુતઃ મધ્યયુગીન માનસથી આધુનિક માનસને જુદું પાડનાર જે વૈજ્ઞાનિક દૃષ્ટિ છે તેનો ગાંધીજીમાં કેટલેક અંશે અભાવ દેખાય છે. કુદરત, કવિતા ને સંગીતના સૌંદર્ય વિષે કલાકારને જેવો પ્રેમ હોય છે તેવો તેઓ ભાગ્યે જ દાખવે છે. તેમજ જે જનસમૂહ પૂજ્યભાવે તેમના ચરણ આગળ બેસે છે તેમનાં મનને ધારી દિશાએ વાળવા માટે વાણી કે કલમની છટા પણ તેમની પાસે નથી.

તેમની મહત્તાનું એકમાત્ર કારણ તે ઇસુ ખ્રિસ્તની જેમ બીજાઓને કાજે સ્વાર્પણ કરવાની તેમની તત્પરતા છે. એકવાર રવીન્દ્રનાથ ઠાકુરે એક લેખમાં ટીકા કરેલી કે ગાંધીજીએ તેમના જીવનમાં ફૂલના ને ખેતરોના સૌંદર્ય માટે બહુ ઓછું સ્થાન રાખ્યું છે. તેનો જવાબ આપતાં ગાંધીજીએ લખેલું: "કવિ ભવિષ્યને સારુ જીવે છે અને આપણને પણ તેમ કરવા કહે છે. પહો ફાટતાં પક્ષીઓ હંમેશાં આકાશમાં ઊડતાં કલ્લોલ કરી ઈશ્વરનું સ્તવન કરે છે તેનો સુન્દર ચિતાર આપણી નજર આગળ કવિશ્રી ખડો કરે છે......હિંદુસ્તાનના આકાશની નીચે વસતું મનુષ્યપ્રાણી રાત્રીના સૂવાનો તો ડોળ જ કરે છે, અને હંમેશાં ઊઠતી વખતે આગલા દહાડા કરતાં નબળું હોય છે. કરોડોને સારુ તો હમેશાંનું જાગરણ અથવા હમેશાંની મૂર્છા હોય છે. એ દુઃખી સ્થિતિનું વર્ણન અશક્ય છે. એ તો અનુભવથી જ ઓળખી શકાય. કબીરનાં ભજન ગાઇને હું

દુઃખથી પીડાતા દરદીઓને શાન્તિ નથી આપી શકયો. દુઃખથી રિબાતાં હિંદનાં કરોડો બાળક એક જ કાવ્યની આશા રાખે છે—સત્ત્વઆપનારા અનાજની."

કંગાલિયત અને ભૂખમરામાંથી છૂટવાની આ મરણિયા લડતમાં પણ 'આંખને બદલે આંખ ને દાંતને બદલે દાંત' ના નિયમનો પ્રયોગ ન કરવો, પણ ઈસુ અને બુદ્ધના ઉપદેશને અનુસરવું—એટલે કે ક્રોધને પ્રેમથી જીતવો, અપકારના બદલામાં ઉપકાર કરવો, ન્યાય કરવામાં પણ દયા રાખવી, લોભને ઉદારતાથી જીતવો, અસત્યને સત્યથી જીતવું—એમ ગાંધીજી આપણને કહે છે.

બીજા શબ્દોમાં કહીએ તો, ગાંધીજીમાં ખરેખર એક વિરલ ગુણ—સદાચાર અથવા સચ્ચારિત્રનો—છે. હિંદી સ્વભાવે તેને એકમતે મહાન જીવનનું સારભૂત તત્ત્વ માન્યું છે. મેં અનેક વિચારશીલ હિંદીઓને કહેતા સાંભળ્યા છે કે ગાંધીજીના વિચારો ને સિદ્ધાન્તો ગમે તેવા હોય, ને જગતના વ્યવહારમાં તેમની ગમે તેટલી હારજીતો થઈ હોય, તોપણ પૂર્વના લોકો તો તેમની પૂજા કરવાનું ચાલુ જ રાખશે. કરોડો ભાવિક માણસોની નજરે ગાંધીજી સંત અને મહાત્મા છે, અને તેઓ માને છે કે પરમાત્માએ તેમના પર અસાધારણ કૃપા કરેલી છે.

ગાંધીજીને વિષે મુત્સદ્દી, અર્થશાસ્ત્રી, સમાજસુધારક કે ધાર્મિક નેતા તરીકે પશ્ચિમ છેવટે ભલે ગમે તેવો અભિપ્રાય બાંધે; પણ ગયા થોડા વખત દરમ્યાન હિંદુસ્તાનમાં ખુલ્લું મન રાખીને ફરનાર કોઈ પણ માણસ એટલું તો જોઈ શકશે કે ઊંચા ને નીચા, નબળા ને સબળા સહુ અમદાવાદના આ નમ્ર ને નિરભિમાન પુરુષને વિષે કેવા પૂજ્યભાવથી બોલે છે. તેઓ એકમતે તેમને 'મહાત્મા' કહીને બોલાવે છે. ગાંધીજી એ લોકોને માટે સંકટકાળની આશા છે, શાન્તિના સંદેશવાહક છે, ને માણસ માણસ વચ્ચે સદ્ભાવ ફેલાવનારા છે.

તેઓ સાબરમતીને કાંઠે આશ્રમમાં ભોંય પર કાંતતા ને હિંદનું ભાવિ ઘડતા બેઠા હોય એવે વખતે એમની સાથે વાત કરનાર કોઈ પણ માણસ એમની હાજરીમાંથી એવી લાગણી મનમાં લીધા વિના નથી જતો કે પોતે એક સંતપુરુષ અને અડગ વીરના સમાગમમાં આવ્યો છે. હું તેમની સાદી નાની ઝૂંપડીમાંથી ધીરેધીરે ચાલ્યો આવ્યો, તેમના અનુયાયીઓ જ્યાં ઝપાટાભેર

કાંતતા હતા તે ખાદી કાર્યાલય આગળ થઈને, ધૂળવાળા ને બળદગાડાંએ ખૂંદેલા ધોરી રસ્તા સુધી જનારી કેડી પર ચાલતો નીકળ્યો, ત્યારે મારા મનમાંથી પણ, પૂર્વના લોકોની પેઠે જ, શબ્દો નીકળવા લાગ્યા: " હે મહાત્માજી, પીડિત પ્રજાના મહાન નેતા, હું આપને વંદન કરું છું."

(૧૯૩૦)

## ૩૮. ગાંધીજીની આત્મકથા

### 'ટાઈમ્સ', લંડન

આ પુરુષ એવા છે જેમને, પોતે બીજા પર કેવી છાપ પાડે છે તેની પરવા નથી. પોતાને વિષે પણ તેઓ દેખીતી તટસ્થતાથી લખી શકે છે. આ પુસ્તક વાંચતાં વાચક આશ્ચર્ય, સમભાવ, જુગુપ્સા, પ્રશંસા વગેરે ઘણી લાગણીઓ અનુભવશે. પણ પોતાના નઠારા પ્રસંગો પર ઢાંકપિછોડો કરવાની કે ઢોળ ચડાવવાની લાલચને કેટલા ઓછા આત્મકથા લખનારા રોકી શક્યા હોત, કે કેટલા ઓછાએ લખેલાં એવાં વર્ણનો અનાયાસે બની ગયેલા પ્રસંગોનાં વર્ણનો લાગે એટલી ઊંચાઈએ પહોંચી શક્યાં હોત, એટલું જો વાચક યાદ રાખે, તો એ અનેક લાગણીઓમાંની છેલ્લી—એટલે કે પ્રશંસા જ—તેના મનમાં કાયમ રહી જશે.

ગાંધી કુટુંબના એ ગુજરાતી ઘરમાં થયેલું હિંમત, પ્રામાણિકતા, વિષયલોલુપતા ને ગંદકીનું મિશ્રણ; નાનકડી નેટિવ કોર્ટ અને પોરબંદરના રાજકારભારમાં કામ કરનારા અંગ્રેજ તેમજ હિંદી સહુની ખટપટો ને ખરાબ રીતભાત ને સ્વભાવ; લંડનના એક બોર્ડિંગ હાઉસની, તથા દક્ષિણ આફ્રિકામાં ભાવિક પણ મંદ બુદ્ધિવાળા ખ્રિસ્તીઓ તથા સમાજસેવકો સાથે થયેલા સમાગમોની આહ્લાદ ન ઉપજાવે એવી કથાઓ; વગેરે જે નીરસ ને હીન કોટિના અનુભવોમાંથી આ પુરુષના અદ્ભુત પ્રભાવ અને જીવનનો ઉદ્ભવ થયો છે તે અનુભવોનાં વર્ણનો પણ વાચકના મનમાં દયાનો ભાવ ઉપજાવશે.

મૅથ્યુ આર્નલ્ડને એ આખી વસ્તુ બર્મિંગહામના ખ્રિસ્તી સમાજના કરતાંયે વધારે નિરાશા ને ખેદ ઉપજાવનારી લાગી હોત. ગાંધીજી જીવનભર દીનદલિતોના સમાગમમાં રહેલા દેખાય છે. વાઇસરૉયો ને રાજ્યકર્તા વર્ગની

મોટી દુનિયામાં તેઓ આવે છે તે કાં તો કેદી તરીકે, અથવા તો વાટાઘાટ માટે અનિચ્છાએ બોલાવેલા શત્રુ તરીકે. એને લીધે તેમનો સ્વભાવ તંગ, સેંટ ઑગસ્ટાઇનના જેવો ભારેખમ, બની ગયો છે. ઘણાઓએ તેમની વિનોદવૃત્તિ વિષે લખ્યું છે; પણ એ વિનોદ ગંભીર ને કટાક્ષમય હોય છે.

આ પુરુષનો લોકો પર ઘણો જ ભારે પ્રભાવ પડે છે — બુદ્ધિ કે વિવેચનશક્તિમાં તેમનાથી ચડી જાય એવા બીજા હિંદી મુત્સદ્દીઓ કરતાં તેમનો પ્રભાવ ઘણો વધારે પડે છે — તેનું કારણ આ પુસ્તકમાં દેખાઈ આવે છે. એનું કારણ તેમના મનનો અત્યંત સત્યનિષ્ઠ સ્વભાવ છે; ને એ સત્યનિષ્ઠાનો જોટો જગતમાં ક્વચિત જ જોવામાં આવ્યો છે.

પોતાના મન પર આવો સોએ સો ટકા વિશ્વાસ રાખનાર બીજો માણસ જગતમાં ભાગ્યે જ થઈ ગયો હશે. એ મન પોતાને જે સત્ય લાગે ત્યાં પહોંચવાનો સીધો રસ્તો લેવા સિવાય બીજું કશું કરી શકતું નથી. અને એ સત્ય તે પણ તાત્ત્વિક સત્ય નહીં, પણ ક્રિયામાં ઊતરનારું સત્ય છે. કેવળ સત્યની જ શોધ કરવી જોઈએ ને તેની જ સેવા કરવી જોઈએ, એવી દૃઢ શ્રદ્ધાને એમનું મન વળગી રહ્યું છે. અને એને લીધે એમનું જીવન જેટલું સીધું સરળ બની ગયું છે તેટલું બીજા કશાથી ન થઈ શકયું હોત. પણ આપણે ઘણાખરા આપણે જેને સત્ય માનતા હોઈએ તે જ કરવાના નિશ્ચયવાળા હોઈએ તોપણ આપણી પોતાની બુદ્ધિ વિષે અવિશ્વાસ ધરાવીએ છીએ; અને આપણી બુદ્ધિ ક્યાંક દોષ કરતી હશે, કે આપણે અધૂરા પુરાવા પર ચાલતા હઈશું, એવી આશંકા આપણા મનમાં આવ્યા વિના રહેતી નથી. ગાંધીજીને એવું કદી લાગ્યું નથી. તેમના મને તેમને માટે કેટલીક ફરજો ને શ્રદ્ધાઓ ઠરાવી આપી છે, તેનું ઉલ્લંઘન કરી જ ન શકાય એમ તેઓ માને છે. એમનું અડગ જક્કીપણું ને એમની વિચિત્ર નમ્રતા બંનેનું આ જ કારણ છે.

તેમના નિર્ણયો તેમને પોતાને મન ખરા હોય છે, તેનું કારણ એ નથી કે તેઓ પોતાના મનને બીજાનાં મન કરતાં ચડિયાતું ગણે છે. એનું કારણ તો એ છે કે એ નિર્ણયો જાણે કે ઈશ્વરે તેમની પાસે કરાવેલા હોય છે, એટલે એ સ્વીકાર્યા વિના તેમનો છૂટકો જ નથી થતો. વળી તેઓ ફરીફરી પોતાની દૃઢ શ્રદ્ધા બીજાઓનાં મનમાં ઠસાવી શક્યા છે. આ ક્રિયા પરસ્પર એકબીજાનાં

મન પર થવા પામી છે—એટલે કે બીજાઓની અસર તેમના મન પર પણ પડી છે—એ સાચું. કેમકે તેઓ પોતે એવા સરળ છે કે બીજાઓને વિષે તેમના મનમાં શંકા આવતાં વાર લાગે છે.

એટલે તેઓ કોઈ વિષયના વાદવિવાદમાં ઊતરે છે, ને એ વાદવિવાદ તેમના મનને સખત પકડી બેસે છે, ને અમુક વસ્તુ પરત્વે તેમની બહુ જ દૃઢ પ્રતીતિ થવા પામે છે; અને પછી તેઓ એકબીજાથી ને પોતાનાથી જુદા પ્રકારના માણસો—લોકમાન્ય તિલક, ચિત્તરંજન દાસ, અને માલવીયજી જેવા—પાસે તેમના વિચારો છોડવી પોતાના વિચારો પ્રમાણે વર્તન કરાવી શક્યા છે.*
(૧૯૩૦)

## ૩૯. ગાંધીજીનો અનોખો માર્ગ

### 'ચર્ચ ટાઈમ્સ', લંડન

મહાત્માજી એમના જમાનાની એક સૌથી મોટી જગપ્રસિદ્ધ વ્યક્તિ થઈ પડ્યા છે. તેમની મહત્તા તરફ ફ્રેન્ચ લેખક રોમૅં રોલાંએ ધ્યાન ખેંચ્યું છે. તેમણે જે નવા પ્રકારની રાષ્ટ્રીયતા જગવી છે, અને હિંદના દ્વીપકલ્પની વિવિધ પ્રજાનું ઐક્ય ક્યા પાયા પર સાધી શકાય એ શોધી કાઢ્યું છે—એ એમની સિદ્ધિને અમેરિકામાં તેમજ યુરોપમાં બુદ્ધિશાળી નિરીક્ષકો સાધારણ રીતે સમજે છે ને તેનો યોગ્ય આંક બાંધે છે. અને અમને લાગે છે કે ગાંધીજી કોણ ને કેવા છે, તેમનાં રાજકીય ધ્યેયો શાં છે, અને એ ધ્યેય તેઓ કેવાં સાધન વડે પ્રાપ્ત કરવાની આશા સેવે છે, એ સદ્‌ભાવવાળા સર્વ અંગ્રેજોએ, ને ખાસ કરીને ખ્રિસ્તીઓએ, સારી રીતે સમજી લેવું ઘટે છે.

આ દેશને માટે ને આ ઘડીને માટે હિંદુસ્તાન એ મુખ્ય રસનો ને મહત્ત્વનો વિષય છે; અને તેથી અંગ્રેજ વાચકોને રોમૅં રોલાંનું ગાંધીજી વિષેનું પુસ્તક, મિ. ઍન્ડ્રૂઝે તૈયાર કરેલું જીવનચરિત્ર, અને હમણાં જ પ્રસિદ્ધ થયેલી તેમની આત્મકથા વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

ગાંધીજી દક્ષિણ આફ્રિકા જઇને પહેલી જ વાર બૅરિસ્ટર તરીકે

---

* ગાંધીજીની આત્મકથાની સમાલોચનામાંથી.

અદાલતમાં હાજર થયા ત્યારે તેમને હિંદી ઢબની પાઘડી ઉતારીને અંગ્રેજી ટોપી પહેરવાનું કહેવામાં આવ્યું નથી. તેમણે તેમ કરવાની ના પાડી એ સારું જ કર્યું. એમના એક હિંદી મિત્રે કહ્યું: "જો તમે આ વેળા એવો ફેરફાર કરશો તો તેનો અનર્થ થશે. બીજાઓ દેશની જ પાઘડી પહેરવા માગતા હશે તેમની સ્થિતિ કફોડી થશે. વળી આપણા દેશની પાઘડી જ તમને તો દીપે. તમે અંગ્રેજી ટોપી પહેરશો તો તમે 'વેટર' માં ખપશો." એ સાવ સાચી વાત છે.

ગાંધીજીની રાજનીતિનો સાર તળપદી ભાષામાં આપવો હોય તો એમ કહી શકાય: "પાછા પાઘડી પહેરતા થાઓ."

ગાંધીવાદ મૂળે તો એશિયાને યુરોપથી બચાવવાનો પ્રયત્ન છે. મિલોમાં બનેલા કાપડનો ત્યાગ કરી રેંટિયા ને હાથસાળથી બનેલું કાપડ વાપરવાનું જે ફરમાન તેમણે તેમના અનુયાયીઓને કર્યું છે એ કોઈ પૂર્વના વિલિયમ મૉરીસની નરી ધૂન કે ઘેલછા નથી. એ સારી પેઠે વિચાર કરીને ઠરાવેલી રાજકીય ફિલસૂફીનું એક અવિભાજ્ય અંગ છે. હિંદુસ્તાનને યન્ત્રોના હુમલામાંથી બચાવવાનો ગાંધીજીનો પ્રયત્ન કદાચ સાવ નિષ્ફળ પણ જાય. સંભવ છે કે બોલશેવિક લોકોનું કહેવું ખરું નીવડે, અને યન્ત્રો એ નવા સમાજનું મધ્યબિન્દુ અને તેને પ્રેરણા આપનારી વસ્તુ નીવડે. પણ ગાંધીજીની આકાંક્ષા સ્તુત્ય નથી, એમ કૅથલિક ધર્મમાંથી ચેતન મેળવનાર ને કૅથલિક સંપ્રદાયમાં ઊછરેલો કયો માણસ કહી શકશે?

ગાંધીજી ટૉલસ્ટૉયના શિષ્ય છે. તેઓ અપ્રતિકારના સિદ્ધાન્તને આચરણમાં ઉતારવાનો પ્રયત્ન કરી રહ્યા છે. જેમ ઇંગ્લંડમાં ને પાલેસ્ટાઇનમાં, તેમ હિંદમાં પણ મનુષ્યસ્વભાવ નબળો છે. ઈસુના શિષ્ય કોઈ પીટર મુખ્ય ધર્માધિકારીના નોકરનો જમણો કાન કાપી નાખવા તલવાર લઈને હંમેશાં તૈયાર થઈ જાય છે. પણ અહિંસાનો ઉપદેશ કરવામાં આવ્યો તે પછી મુંબઈમાં રમખાણો થયાં ને હિંદનાં બીજાં શહેરોમાં ખૂન થયાં, એ પરથી કોઈ રીતે એમ પુરવાર નથી થતું કે એ ઉપદેશ કરનારની દાનત ખોટી હતી. તેમજ તે પરથી એમ પણ પુરવાર નથી થતું કે એમના ઉપદેશનો વહેલો-મોડો પણ સ્વીકાર કરવામાં નહીં આવે ને તેનાથી ધાર્યો હેતુ નહીં સધાય.

આ ઉપદેશકનાં વચનો હંમેશાં પથરાળ જમીન પર નથી પડતાં. સેંકડો ધનિક જુવાનો સર્વસ્વ છોડીને એમને અનુસરવા નીકળી પડ્યા છે. સ્ત્રીઓ તેમની સૌથી વધારે વિશ્વાસુ અનુયાયીઓ છે. ગાંધીજીએ બાળલગ્ન અને જાતિ જાતિ વચ્ચેના ઊંચનીચપણાની સખત ઝાટકણી કાઢી છે. પણ હિંદુસ્તાન પોતે પોતાનો ઉદ્ધાર કરે એમ તેઓ ઇચ્છે છે.

તે કેવી રીતે? ગાંધીજી જે પ્રકારના ખ્રિસ્તી ધર્મને જાણે છે તેનો ચોકસ અસ્વીકાર કરે છે. એમની આત્મકથા પરથી એમ દેખાય છે કે તેઓ કૅથલિક સંપ્રદાય વિષે કંઈ જ જાણતા નહોતા, ને તેમને હિંદમાં તથા દક્ષિણ આફ્રિકામાં જે ખ્રિસ્તી ધર્મનો પરિચય થયેલો તે માત્ર બહુ જ સાંકડા વિચારવાળો પ્રૉટેસ્ટંટ સંપ્રદાય જ હતો. પણ તેમણે મિ. ઍન્ડ્રૂઝ પાસેથી સાચા ખ્રિસ્તી ધર્મને વિષે કંઈક જાણ્યું હશે. તેઓ લખે છે: "હું પાપનું ફળ ભોગવવામાંથી ઊગરી જવા નથી માગતો; હું તો ખુદ પાપમાંથી જ ઊગરી જવા મથું છું." એ વચનોમાં તેઓ દરેક ખ્રિસ્તી યોગીભક્તની ઝંખનાનો, ને દરેક કૅથલિક ધર્મગુરુના ઉપદેશનો, પડઘો પાડે છે. તેઓ કહે છે: "વિશ્વવ્યાપી પ્રેમમાં કેટલી અપાર શક્તિ રહેલી છે તે હું જાણી શક્યો છું." તેમણે અંગ્રેજોને વિષે એક પણ કઠોર શબ્દ લખ્યો કે ઉચ્ચાર્યો નથી. જે માણસોએ, રંગદ્વેષની ભાવનાથી પ્રેરાઈને, તેમનાં અપમાન કર્યાં છે ને પ્રસંગોપાત તેમને મારપીટ કરી છે તેમને વિષે તેમના મનમાં દ્વેષ કે કટુતા નથી. તેમને દૃઢ પ્રતીતિ છે કે સમાજનો ઉદ્ધાર થાય તે પહેલાં વ્યક્તિનો ઉદ્ધાર થવો જોઈએ; અને જે માણસ પોતાના માનવબન્ધુઓને સન્માર્ગે દોરવા ઇચ્છતો હોય તેનામાં અપાર ત્યાગ, સંયમ ને તિતિક્ષા હોવાં જોઈએ. જાહેર જીવનનું કામકાજ સફળતાથી ચલાવવું હોય તો માણસમાં આત્મશુદ્ધિ હોવી જોઈએ. ભગવાન ઇસુએ ગિરિપ્રવચનમાં કહ્યું છે: "ધન્ય છે શુદ્ધ હૃદયવાળાને; કેમકે તેઓ ઈશ્વરનું દર્શન કરવા પામશે." રશિયામાં જુલમ, હિંસા, ને દ્વેષના ઉપદેશ વડે નવો સમાજ રચાવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. ઇટલીમાં બળજબરીનાં સાધનો વડે નવા સમાજની રચના ચાલી રહી છે. હિંદુસ્તાનમાં સ્ત્રીપુરુષોને એમ શીખવવામાં આવે છે કે તેમણે જો સ્વતન્ત્ર થવું હોય તો પહેલાં મન વચન કર્મથી શુદ્ધ થવું જોઈએ.

અમારું એમ કહેવું હરગિજ નથી કે ગાંધીજીને વિષે પ્રશંસાનો ભાવ

સેનીને બ્રિટિશ સરકારે ગાંસડાપોટલાં બાંધવાં, અને પોતાના ન્યાયાધીશો, અમલદારો, પોલીસો ને સોલજરોને લઈને મુંબઈથી સમુદ્રમાં હંકારી મૂકવું ને હિંદુસ્તાનને નસીબને આશરે છોડી જવું. પણ અમે એટલું તો ખસૂસ કહીએ છીએ કે ગાંધીજીએ જે રસ્તો કાઢ્યો છે તે રસ્તે એમનો દેશ કદાચ ખ્રિસ્તી સંસ્કૃતિ તરફ પ્રયાણ કરશે. એ સંસ્કૃતિ તે પશ્ચિમની સંસ્કૃતિથી જુદી જાતની, ને કેટલીક બાબતમાં વધારે સંસ્કારી, હશે. વળી, અમે એમ પણ બેધડકપણે કહીએ છીએ કે જે પુરુષની કરોડો માણસો પૂજા કરે છે, જેઓ નિરંતર આત્માની ઉપાસનામાં મગ્ન રહે છે, ને જેઓ એમ કહે છે કે "મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ નથી," તે પુરુષને વિષે અજ્ઞાનપૂર્વક ગેરસમજ ફેલાવવી કે તેમને બરાબર સમજવાની તકલીફ લેવી નહીં એ તો ઉચિત નથી જ. કયો અંગ્રેજ મુત્સદ્દી જાહેર મંચ પર ઊભો થઈને ઉપર આપ્યાં છે એવાં વચન કહી શકશે? પણ અગાઉ એ વચનો કહેવાયાં છે ખરાં.

(૧૯૩૦)

## ૪૦. અજોડ લોકનેતા

### ડૉ. શેરવૂડ એડી

### ૧

આપણી આ પૃથ્વી પર એક નવો પ્રયોગ ચાલી રહ્યો છે. એ પ્રયોગનો મર્મ આપણે સમજવો હોય તો ગાંધીજીને પૂર્વના એક વિચિત્ર તપસ્વી, યોગી, સંત કે ધુની માણસ ન માનતાં તેમને એક સિદ્ધાંતની — કહો કે એક સનાતન સિદ્ધાંતની — સાક્ષાત્ મૂર્તિરૂપ ગણવા જોઈએ. અહીં આપણે એક એવા પુરુષનું દર્શન કરીએ છીએ જેઓ રાજકારણમાં ઈસુના ગિરિપ્રવચનનો પ્રયોગ કરવાની હામ ભીડે છે; જેઓ પ્રેમધર્મને 'સૃષ્ટિનો અંતિમ નિયમ' માની, એ શ્રદ્ધાને ખાતર પોતાની જિંદગી, તેમજ પોતાના રાષ્ટ્રની સ્વતંત્રતા ને જિંદગી પણ, હોડમાં મૂકવાની હામ ભીડે છે.

એક નિર્બળ શરીરવાળા માણસ એક ઘા કર્યા વિના, બડાઈ હાંક્યા વિના, હિંસા વિના ને દ્વેષ વિના, ખાલી હાથે, ને પ્રેમ સિવાયનું કોઈ પણ

શસ્ત્ર ધારણ કર્યા વિના, તેત્રીસ કરોડ માણસોને માટે સ્વતંત્રતા મેળવી શકે ખરા ? મેળવી શકે તો તેમણે આ પૃથ્વી પર કંઈક નવી વસ્તુ શોધી કાઢી ગણાય — એવી વસ્તુ જેનું ઝાંખું સ્વપ્નું પણ જ્યૉર્જ વૉશિંગટનને કદી નહીં આવેલું, ને જેની માનવજાતિ પર બહુ જ ઊંડી અસર પડવા પામશે. તેઓ જો આ સાધન વડે સ્વતંત્રતા મેળવી શકશે તો નમ્ર માણસોને પૃથ્વીનો વારસો મળવા માંડશે.

વીસમી સદીની બે મોટી ક્રાન્તિઓ બે પુરુષોએ ચલાવી છે—એક લેનીને, ને બીજી ગાંધીજીએ. એક પેટ્રોગ્રાડમાં મૂઠી વાળી તોપગાડી પર ઊભા રહેતા; અને દુનિયાના મજૂરોને લોહી ને લોખંડ વડે ક્રાન્તિ કરવાની હાકલ કરતા. સામાજિક ન્યાય વિષેની પોતાની માગણીઓનો અમલ કરાવવા સારુ તેમણે સરમુખત્યારી, જુલમ ને ખુનામરકી ચલાવ્યાં. બીજા પુરુષ બુદ્ધની પેઠે ભોંય પર આસન વાળીને બેસે છે ને રેંટિયો ચલાવે છે. એ રેંટિયો ભાગ્યચક્ર છે; માનવજાતિના પાંચમા ભાગનો મુક્તિદાતા છે; અથવા તો પશુબળના જુગજૂના સાધનને બદલે બુદ્ધિને સ્પર્શ કરીને પૂર્વ પશ્ચિમ વચ્ચે સમાધાન કરાવવાનું સાધન છે.

એક તરફ એકલે હાથે લડતું આ 'માનવ–સળેખડું', ને બીજી તરફ વિશાળ બ્રિટિશ સામ્રાજ્ય અને સિદ્ધાન્તની દૃષ્ટિએ જોતાં આધુનિક જગતનો આખો યાન્ત્રિક સુધારો, એ બે વચ્ચેની આ 'આત્મબળ'ની લડાઈમાં એક ભવ્ય નાટક ભજવાઈ રહ્યું છે. આપણે ગાંધીજીને જાતિનાં બંધનવાળા હિંદુ ધર્મમાં જન્મેલા, બાર વર્ષની ઉંમરે પરણેલા, અંધારામાં સૂતાં પણ ડરનારા, બીકણ છોકરાને રૂપે જોઈએ છીએ. પછી, અદાલતમાં પહેલા જ કેસમાં મોઢું પણ ન ઉઘાડી શકનાર, ગભરાટથી ખુરસીમાં બેસી જનાર, ને નિરાશાથી વકીલાતનો ધંધો છોડી દેવાનો નિશ્ચય કરનાર જુવાન બૅરિસ્ટરને રૂપે આપણે એમને જોઈએ છીએ. તે પછી આપણે એમને દક્ષિણ આફ્રિકામાં પોતાના દેશભાઇઓની મુક્તિ માટે લડત ચલાવતા, અપમાન ને અન્યાયનો ભોગ થઈ પડતા, ટોળાંથી ઘેરાતા, માર ખાતા, જેલમાં જતા, એ બધાંમાંથી નવી હિંમત લઈને ઊઠતા, ને એમના જમાનાના લગભગ સૌથી નિર્ભય માણસ બનેલા જોઈએ છીએ. ત્યાં તેમણે તિરસ્કાર ને મારપીટ સહન કર્યાં. ફરીફરી તેમને પકડી જેલમાં પૂરવામાં આવ્યા. છતાં તેમણે પોતાના નબળા દેશભાઈઓમાં હિંમત અને

ઉત્સાહ રહ્યાં, ને તેમને વ્યવસ્થિત કર્યાં. અને છેવટે જ્યારે દસ હજાર હિંદીઓ તેમની સાથે ગર્વપૂર્વક જેલમાં ગયા ત્યારે બળવાન લોકોને શરમ આવી. ભયંકર નમ્ર માણસની ધીરજ અને હિંમત વડે, વીસ વરસની લડાઈમાં ટિપાઈ ટિપાઈને ઘડાયા પછી, છેવટે તેમણે પોતાની તિરસ્કૃત ને લૂંટાતી કોમને માટે સિદ્ધાન્તરૂપે સ્વતન્ત્રતા મેળવી.

પછી આપણે એમને હિંદુસ્તાનમાં પાછા ફરેલા, ને 'અમૃતસરના હત્યાકાંડ' પછી છેવટે પરદેશી સરકારની સામે થતા જોઈએ છીએ. તે પછી આપણે એમને બ્રિટિશ ન્યાયાધીશ સમક્ષ ઊભા રહી છ વરસના કારાવાસની, સજા સ્વીકારતા જોઈએ છીએ. તે પછી આપણે એમને કેદમાં ચાર કલાક રેંટિયો ફેરવતા, દેખીતી રીતે અસહાય બની ગયેલા, છતાં આત્મારૂપે સર્વત્ર ફેલાઈને આખી લડતને દોરવી રહેલા, જોઈએ છીએ.

ફરી પાછા આપણે એમને સાત કરોડ મુસલમાનોના નેતાઓની સાથે જોઈએ છીએ. જે જુગજૂના ધાર્મિક, કોમી ને રાજકીય ભેદો હિંદુ મુસલમાન બે કોમને જુદી પાડી રહ્યા છે તે ભેદોની ખાઈની સામે ઊભેલા લોકો પ્રત્યે ગાંધીજી સમાધાનીનો હાથ લંબાવી રહ્યા છે. "લાંબા વખતથી તેઓ પૃથ્વી પરના સૌથી પ્રસિદ્ધ મુત્સદ્દી છે. લેનીનના મરણ પછી મોટામાં મોટા ને ઊંડામાં ઊંડી અસરવાળા ફેરફારો તેમણે કરાવ્યા છે, એમ કહી શકાય. જુદા જુદા અનેક દશામાં ઘણા લોકો તેમને એમના જમાનાના મહાનમાં મહાન પુરુષ ગણે છે....... એમનો માનવપ્રેમ પણ આ જગતે જોયેલી એક ઊંડામાં ઊંડી વસ્તુ છે. દરેક જાતિને માટે તેમના મનમાં દયા અને પ્રેમ છે; અને વધારેમાં વધારે તો દીન ને દલિતને માટે છે. તેમનામાં ભય કે સ્વાર્થ છાંટાભાર નથી. તેઓ વિનોદી, હેતાળ, હઠીલા, ને શૂરવીર છે......તેમણે એક પ્રજાના જીવનપ્રવાહને — ઘણી પ્રજાઓના જીવનપ્રવાહને — ચોકસ રીતે બદલાવ્યો છે." ઑકસફર્ડવાળા એડવર્ડ ટૉમસને આ શબ્દોમાં ગાંધીજીનું વર્ણન કર્યું છે. એમના ત્રણ મુસલમાન પ્રતિપક્ષીઓમાંના દરેકે પણ બીશપ મૅકોનેલને મોઢે એમને વિષે કહેલું કે નૈતિક અને આધ્યાત્મિક ક્ષેત્રમાં તેઓ "અત્યારે જીવતા મોટામાં મોટા ને અજોડ માણસ છે."

## ૨

ગાંધીજી ભારતવર્ષના આત્માનો અવતાર હોય એવા ભાસે છે. તેઓ

બુદ્ધિશાળીઓની તેમજ આમવર્ગની જરૂરિયાતો ને આકાંક્ષાઓ પોતામાં એકત્રિત કરે છે, ને તેમનાં મનની વાત બોલી બતાવે છે. તેઓ એકલા જ મહાસભામાં ઠીકઠીક અંશે સંપ રાખી શકે છે ને સામાન્ય જનસમૂહને દોરી શકે છે. તેઓ નાના બાળક જેવા સૌમ્ય છે; છતાં એકવાર તેમનું મન અમુક નિશ્ચય પર આવે કે પછી તેઓ પહાડ જેવા અવિચળ બની જાય છે. આજે હિંદુસ્તાનની પરિસ્થિતિમાં તેઓ કેન્દ્ર અને ધરીરૂપ છે. અને તેમનો દેશ સ્વતન્ત્ર થાય એવો તેમનો શાન્ત, અવિચળ નિર્ધાર છે.

૩

લૉર્ડ અરવીન સાથેની મુલાકાત દરમ્યાન, કરબી પેઇજ અને હું તેમની સાથે બપોરનું ખાણું લેતા હતા તે વખતે, અમે ગાંધીજીને તેમના આશ્રમમાં મળવા જવાના હતા તેની વાત કરી. વાઇસરૉયે પૂછ્યું: "તમે મારો એક સંદેશો મિ. ગાંધી પાસે લઈ જશો, ને મિ. ગાંધીનો જવાબ મને મોકલી આપશો?" આ બે પ્રજાઓ એકબીજાથી વિખૂટી પડતી જાય છે એ તેઓ સમજતા હતા, અને હિંદી નેતાઓ સાથે સમજૂતી પર આવવાની એકે તક ન ગુમાવવાનો તેમનો વિચાર હોય એમ દેખાતું હતું. લૉર્ડ અરવીને તેમના અભ્યાસગૃહમાં તેમનું કાળજીપૂર્વક તૈયાર કરેલું બયાન વાંચી સંભળાવ્યું. અમે તે લખી લીધું, ને પાછળથી અમે ગાંધીજીને મળ્યા ત્યારે તેમને વાંચી સંભળાવ્યું.

વાઇસરૉયનો સંદેશો સાંભળ્યા પછી ગાંધીજીએ એમનો જવાબ અમને આપ્યો. તેની મતલબ આ પ્રમાણે હતી: "હિંદુસ્તાન સમોવડિયું છે, તે ઘરમાં લાડકું બાળક છે પણ હજુ જવાબદારીની ઉમરે ને રાજકીય દૃષ્ટિએ પુખ્ત વયે પહોંચ્યું નથી, એમ અમને કહેવામાં આવે એ પૂરતું નથી. 'સમય પૂરો થયે' અમને વસાહતી સ્વરાજ આપવામાં આવશે એમ કહેવામાં આવે છે. પણ એ અશુભસૂચક શબ્દ છે. તે અમારું ભાવિ ને અમારું નસીબ બંનેને સર્વાંશે બ્રિટનના સામ્રાજ્યવાદી નિર્ણય પર છોડી દે છે. એ નિર્ણય નિઃસ્વાર્થ હોય છે એવો અનુભવ અમને ભૂતકાળમાં તો થયો નથી. અમારી સ્થિતિ સ્પષ્ટ ને અસંદિગ્ધ છે. ગયે વરસે કલકત્તાની મહાસભાએ કરેલા ઠરાવમાં તેનું વર્ણન કરેલું છે. વસાહતી સ્વરાજ માટેની

અમારી માગણી '૧૯૨૯ ના ડિસેંબરની ૩૧ મીએ કે તે પહેલાં', એટલે કે લાહોરની આગામી બેઠકની સમાપ્તિ પહેલાં, સ્વીકારવામાં નહીં આવે, તો મહાસભાને, ચાળીસ વરસ લગી વસાહતી સ્વરાજની વ્યર્થ માગણી કર્યા પછી, પૂર્ણ સ્વરાજનું ધ્યેય સ્વીકારવાની ને 'અહિંસાત્મક અસહકારની લડત ઉપાડવાની' ફરજ પડશે. અને મહાસભા જરૂર પૂર્ણ સ્વરાજને માટે મત આપશે."

ગાંધીજીના જવાબ વિષે વિચાર કરી જોયા પછી અમે બીજે દિવસે કહ્યું: "ગાંધીજી, આપનો જવાબ અમને એક રીતે બહુ ભયંકર લાગે છે. સરકાર જે ગોળમેજી પરિષદ ભરવા માગે છે તેમાં સમાધાનની તક રહેલી છે. લૉર્ડ અરવીન આપણા જમાનાના સૌથી અધિક વિશ્વાસપાત્ર વાઇસરૉય છે. રામસે મૅકડોનાલ્ડ, હિંદુસ્તાનની દૃષ્ટિએ, સારામાં સારા વડા પ્રધાન છે. મિ. મૉટેગ્યુ પછી વેજવૂડ બેન સારામાં સારા ભારતમંત્રી છે. હિંદને છેવટે વસાહતી સ્વરાજ અપાશે એવી પહેલવહેલી ઑફર સરકાર તરફથી આજે મળે છે, અને એ ગોળમેજી પરિષદમાં એ સ્વરાજ સમાધાન દ્વારા મેળવવાની પહેલવહેલી તક પડેલી છે. તો પછી, પરિષદમાં હાજરી આપ્યા વિના જ, આપ લડત શા માટે ઉપાડો છો? આપ કે બીજો કોઈ માણસ, તમારો આશય ગમે તેટલો અહિંસામય હોય તોપણ, એ લડતને અહિંસાની મર્યાદામાં નહીં રાખી શકો."

તેઓ જમીન પર કાંતતા બેઠા હતા. પાછલા પહોરનો સૂર્યનો તડકો તેમના પર પડતો હતો. તેમણે ઊંચું જોઈને કહ્યું: "આનો જવાબ સાવ સાદો છે. વરસો થયાં હું અંગ્રેજો જોડે કામ લેતો આવ્યો છું. હું નથી માનતો કે આગામી ગોળમેજી પરિષદમાં તેઓ અમને વસાહતી સ્વરાજવાળું બંધારણ આપશે. નહીં આપે; ને ગ્રેટબ્રિટનની અત્યારની રાજકીય પરિસ્થિતિમાં આપી પણ ન શકે. મારું કહેવું જો ખોટું હોય, ને તેઓ જો જાહેર રીતે કહેવા ન માગતા હોય, તો રામસે મૅકડોનાલ્ડ લૉર્ડ અરવીન પાસે મને ખાનગી રીતે આટલું કહેવડાવે કે 'અમે હિંદુસ્તાનને સ્વરાજ ભોગવતી વસાહતના જેવું બંધારણ આપવાનો ખરેખરો ઇરાદો રાખીએ છીએ; અને અમારો ઇરાદો એવો છે કે આગામી ગોળમેજી પરિષદથી માંડીને અમે સ્વતંત્ર હિંદના હાથમાં સત્તા સોંપવા માંડીશું, જોકે એ સત્તા સોંપવાની ક્રિયામાં કેટલાંક વરસ

વીતી જાય એ અનિવાર્ય છે.' મિ. મૅકડોનાલ્ડ જો વાઇસિરૉય મારફતે આટલી ખાતરી આપે તો હું પરિષદમાં હાજરી આપું, એટલું જ નહીં પણ હું જાતે એકલો અમારી રાષ્ટ્રીય મહાસભાની સમક્ષ ઊભો રહું; અને અમે અંગ્રેજોને અડધે રસ્તે મળવાની ને તેમની સાથે પૂરા જિગરથી સહકાર કરવાને બધું જ કરી છૂટવાની બાંહેધરી આપીએ. પણ તમે જોશો કે એ લોકો એવી કશી ખાતરી નહીં આપે. અને ન આપે તો અમે તો કહ્યું જ છે કે અમને પૂર્ણ સ્વરાજને લગતા કલકત્તાના ઠરાવનો અમલ કરવાની ફરજ પડશે.''

અમે આ સંદેશો લાહોર મહાસભા પહેલાં ઘણા વખત પર લૉર્ડ અરવીનને, રામસે મૅકડોનાલ્ડને તથા વેજવૂડ બેનનને પહોંચાડ્યો. સાથે ગાંધીજીનું સ્પષ્ટ કથન પણ એમને જણાવ્યું કે સરકાર તરફથી કશી ખાતરી નહીં મળે તો એમને મહાસભાનું ધ્યેય ફેરવીને પૂર્ણ સ્વરાજનું કરવાની ને અસહકારની લડત શરૂ કરવાની ફરજ પડશે. પણ અમે જોયું કે એવી કશી ખાતરી આપી શકાય એમ ન હતું.

## ૪

ગાંધીજીની છેલ્લી લડત શરૂ થતા પહેલાં અમે દસ દિવસ એમની સાથે એમના આશ્રમમાં, ને સાતેક દિવસ ૧૯૨૯ ના નાતાલમાં લાહોરની મહાસભામાં, ગાળ્યા.

અમે જોયું કે અનેક રાજકીય, સામાજિક ને ધાર્મિક વિષયોમાં — દાખલા તરીકે તેમની તપસ્યા વિષે, ને હિંદુ તરીકેના તેમના કેટલાક ધાર્મિક વિચારો વિષે — અમારે એમની સાથે મતભેદ હતો. તેઓ જીવનના છેક છેલ્લા દિવસ લગી હિંદુ જ રહેશે એમાં કશી શંકા નથી. પણ અમે તો તેમને એકલાને જ ખરેખરા મહાત્મા જોયા ને જાણ્યા. મારા જીવનમાં મેં ખ્રિસ્તને મળતી આવે એવી ચાર વ્યક્તિઓને જોઈ છે; તેમાં ગાંધીજી પહેલા ને અજોડ છે — પૂરેપૂરી પ્રામાણિકતા, હિંમત, અડગ શ્રદ્ધા, પીડિત માનવજાતિ પ્રત્યે પ્રેમ કે સમભાવ, અને પોતાના કાર્ય માટે અપાર આપભોગ, એ બધામાં તેઓ પહેલા આવે છે. એમના કામની ભીડવાળા વખતમાંથી એમણે અમને બહુ જ છૂટથી વખત આપ્યો હતો. એમની સાથે કલાકોના કલાક લગી વાત કરતાં અમને એમ લાગ્યું જાણે અમે

અઢી હજાર વરસ પૂર્વે હિંદુસ્તાનમાં ગૌતમ બુદ્ધની સાથે વાત કરીએ છીએ; અથવા તો જાણે તેરમા સૈકામાંથી એકાએક આવી પહોંચેલા સંત ફ્રાન્સીસની સાથે વાત કરીએ છીએ; અથવા તો રાજકીય સ્વતંત્રતાની ભાષા બોલતા છતાં હંમેશાં સૌમ્ય સંત ફ્રાન્સીસના જેવી ભાવનાવાળા કસાયેલા વકીલની સાથે વાત કરીએ છીએ; અથવા તો જાણે ટૉમસ જેફરસનની સાથે વાત કરીએ છીએ. ગૌતમ બુદ્ધ, સંત ફ્રાન્સીસ અને ટૉમસ જેફરસન એ ત્રણ સાવ જુદા જુદા સ્વભાવવાળા પુરુષોનો ગાંધીજીમાં સંયોગ થયો હોય એવો ભાસ અમને થયો.

અમે થોડા જ વખત પર જર્મનીમાં આઇન્સ્ટાઇનને મળ્યા હતા. તેમનું મગજ કદાચ વધારે મોટું હશે. પણ કલાકો સુધી ગાંધીજી કરતાં વધારે સંગીન અર્થવાહી વાતો કરનાર કોઈ માણસને અમે કદી મળ્યા ન હતા. બીશપ મેકકૉનેલ કહે છે કે કંઈક દોષ કે ભૂલ કબૂલ કરવામાં ગાંધીજી જરા પણ વાર નથી લગાડતા. તેને તેઓ "હિમાલય જેવડી ભૂલ" પણ કદાચ કહેશે. છતાં તેઓ "કદી બેવકૂફી ભરેલું કામ કરતા નથી એમ કહી શકાય." પશ્ચિમની નજરે એક તમાચો મારનાર સામે બીજો ગાલ ધરવાની કલ્પનામાં હંમેશાં બેવકૂફી જણાઈ છે. બૂરાઈનો પ્રતિકાર ભલાઈથી કરવાની, અને હિંસાનો પ્રતિકાર અહિંસાથી કરવાની, કલ્પનાને વહેવારુ રાજકારણમાં ગાંધીજીએ જ ઉતારી છે. તેમણે અહિંસક પ્રતિકારને રાષ્ટ્રના જીવનમાં કાર્યસાધક તેમણે અહિંસક પ્રતિકારને રાષ્ટ્રના જીવનમાં કાર્યસાધક શક્તિ બનાવી છે. તેમણે પોતાના દેશભાઈઓને સ્વરાજ માટેની પોતાની લડતનો આત્મબળની ભાષામાં વિચાર કરતા કર્યા છે, અને અહિંસાને શસ્ત્રયુદ્ધ સામે વાપરવાના સચોટ હથિયારરૂપ બનાવી છે. પશ્ચિમ એમ માનતું દેખાય છે કે માણસ કાં તો સાધુચરિત ને કંઈક અવહેવારુ, અથવા તો કુનેહબાજ ને કંઈક કુટિલ હોવો જોઈએ. ગાંધીજી સાધુચરિત અને કુનેહબાજ ને છે. તેમનામાં સાપનું શાણપણ ને પારેવાની નિર્દોષતા બેનો સંયોગ થયેલો છે.

## ૫

આશ્રમમાં અમારો દિવસ સવારના ચારની પ્રાથનાથી શરૂ થયો. એ પ્રાર્થના અડધો કલાક ચાલે છે. હિંદી આકાશના તારાની નીચે, નદીને કાંઠે,

સ્વચ્છ રેતીમાં બેસીને, આ ભક્તિભાવે કરેલી પ્રાર્થનાનાં શ્લોકો ને ભજનો સાંભળવાં એ એક હૃદયસ્પર્શી અનુભવ છે. સ્નાન, વ્યાયામ ને અભ્યાસ પછી સવારનું ભોજન થાય છે. જમનારાં સહુ ભોંય પર બેસી સાદો આહાર કરે છે. ગાંધીજી છેલ્લા ચૂપચાપ આવી પહોંચે છે ને બાળકોની સાથે બેસે છે. રોજના ત્રણ ટંકમાં તેઓ બકરીના દૂધનું દહીં ને ફળ લે છે. એમની અત્યારની નબળી તબિયતમાં તેઓ રોટી કે શાક લેતા નથી. અને માંસ તો તેમણે બાળપણમાં અંતરનો ડંખ અનુભવતાં ખાધેલું તે પછી કદી ચાખ્યું નથી. ભોજન પછી એમનો સમય પત્રવહેવારમાં, મુલાકાતે આવનારાઓને મળવામાં, ને કંઈક શરીરશ્રમ કરવામાં જાય છે. એમને માટે શરીરશ્રમ તે ઓછામાં ઓછું એક કલાકનું કાંતણ છે. કાંતતાં કાંતતાં તેઓ મળવા આવનારાઓ જોડે વાતો કરે છે. એ કાંતણ તેઓ યજ્ઞાર્થે કરે છે. તેમની ઝંખના એ છે કે ગરીબ બની ગયેલા ખેડૂતો, જેમનો ત્રીજા ભાગનો વખત પરાણે ભોગવવી પડતી બેકારીમાં જાય છે, તેઓ પોતાનો નાશ પામેલો ધંધો ફરી સજીવન કરે. તેઓ જો ફુરસદના વખતમાં જાતે કાંતે તો પરદેશથી આવતા કાપડ પાછળ દર વરસે જે ૨૦ કરોડ ડૉલર દેશમાંથી ઘસડાઈ જાય છે તે બચાવી શકે. તેઓ માને છે કે ખેડૂતો જો કાંતે તો તેમને રોટી મળે, તેમનું ચારિત્ર ખીલે, ને તેમને પરદેશી ધૂંસરીમાંથી છેવટની મુક્તિ મળે.

ગાંધીજીની સાથે ગાળેલા દિવસોમાં કેટલાંક દશ્યો અમારા સ્મરણપટ પર કોતરાઈ ગયાં. અમે આશ્રમમાં પહોંચ્યા ત્યારે તેમનો મૌનવાર હતો. અમને જોઈને તેમણે સ્મિત કર્યું, ને અમને હેતભરી ચિઠ્ઠી લખીને કહ્યું કે 'સાંજે મારું મૌન છૂટશે ત્યારે હું તમને મળીશ.' સૉક્રેટિસ કે સેંટ પૉલની પેઠે એમનું શરીર નબળું ને અનાકર્ષક દેખાયું. છતાં એમની સાથે ગાળેલી પહેલી થોડીક ક્ષણો પછી અમે એ સાદી આકૃતિ કદી જોવા પામ્યા નહીં. એમના આખા ચહેરા ને શરીર વાટે જે મહાન આત્મા પ્રકાશતો દેખાતો હતો તેનાં ઊંડાણમાં જ અમારી નજર જવા લાગી. તેઓ અમારી સામેની દુનિયામાં વિચરતા હતા ખરા, પણ તેઓ ઈશ્વરના સાંનિધ્યમાં વસતા હોય એમ લાગ્યું.

બીજું દશ્ય તે સાયંપ્રાર્થના પછીના કલાકનું હતું. સવારના ચારની ને સાંજના સાડાસાતની પ્રાર્થનાનો સમય તેઓ ગમે તેવા કામ આડે પણ ચૂકતા

નથી. નદીને કાંઠે ખુલ્લામાં ખાટલા પર બેસી ને—કેમકે તેઓ સાવ ખુલ્લામાં સૂએ છે—એક કલાક સુધી તેમણે ઇશ્વરપ્રાર્થના ને આત્માને લગતા અમારા પ્રશ્નોના ઉત્તર આપ્યા. એમના જીવનમાં શુદ્ધ બુદ્ધિવાદની અથવા અજ્ઞેયવાદની રેખા અંકાયેલી જોઈને અમને આશ્ચર્ય થયું. એક કાળે તેમના મનમાં બધી વસ્તુઓ વિષે શંકા હતી. એક કાળે તેઓ નિરીશ્વરવાદી હતા. પણ બીજાઓએ ધર્મનો અનુભવ કર્યો હતો. ગાંધીજીએ કહ્યું કે ઇશ્વર વિષેની જગતની શ્રદ્ધાને તેમણે પોતાની કરવાનો નિશ્ચય કર્યો હતો. એ ઇશ્વરનો અનુભવ તેમણે હવે કર્યો છે. ઇશ્વર એમના જીવનનું પરમ સત્ય છે. એમના બુદ્ધિવાદ ને વહેવાર-બુદ્ધિની સાથે જે એક બીજી વસ્તુની છાપ અમારાં મન પર પડી તે એમની માનવતા. તેઓ સ્મિત ઘણું કરે છે; પ્રસંગોપાત ખડખડાટ હસે છે; તેમનામાં તીવ્ર વિનોદવૃત્તિ છે; અને જ્યારે આશ્રમમાં હોય ત્યારે બાળકો સાથે રમે છે ને ગેલ કરે છે.

એમને લગતું ત્રીજું દૃશ્ય અમે એમની સાથે જમવા બેઠાં તે સમયનું છે. ત્યાં અમે સંત ફ્રાન્સીસ સાથેનું એમનું સામ્ય જોઈ શક્યા. જૂના સાધુઓએ એકવાર સંત ફ્રાન્સીસને હૂંફ રહે તે માટે તેમના જાડા ખડબચડા ઝભ્ભાની તળે શિયાળના રૂંછાંવાળા ચામડાનો એક ટુકડો સીવી દીધો. સંત ફ્રાન્સીસે એ ચામડાનો એક ટુકડો ઝભ્ભાની ઉપર પણ આગ્રહપૂર્વક સિવડાવ્યો, જેથી પોતે આટલો શોખ કરે છે તે સહુ જોઈ શકે. ગાંધીજીમાં પણ સત્યને વિષે એવી જ અડગ નિષ્ઠા છે. તેમના ઉપલા જડબામાં એક જ દાંત રહ્યો દેખાતો હતો. એ દાંતથી તો દહીં અને ફળ પણ ન ખવાય. અમે જોયું કે ગાંધીજીએ એક વાડકીમાંથી બનાવટી દાંતનું ચોકઠું લઇને ખોરાક ચાવવા માટે ચડાવ્યું. એ ચોકઠું જો તેઓ આખો દિવસ પહેરી રાખતા હોય તો તેઓ ઉમરે કંઇક નાના ને દેખાય છે એના કરતાં સારા દેખાય. પણ તેમને કદાચ થતું હશે કે તેઓ જો 'ખોટા' દાંત પહેરી રાખે તો પછી બીજું પણ કંઇક 'ખોટું' તત્ત્વ આવી જાય. એટલે અમે જોયું કે જમી રહ્યા પછી તેમણે ચોકઠું કાઢી નાખ્યું, અને બોખા ઘરડા માણસ બનીને હસતા હસતા ચાલી નીકળ્યા.

૧૯૨૪ માં તેમણે એકવીસ દિવસનો ઉપવાસ કર્યો હતો. હિંદુ અને મુસલમાન રમખાણો કરીને એકબીજાને મારી નાખતા હતા, એથી ગાંધીજીને ઘણો જ ઊંડો આઘાત થયો, તેમની ઊંઘ ઊડી ગઈ, તેમના દિલને તીવ્ર વેદના

થઈ, ને છેવટે તેમણે એવું પગલું ભરવાનો નિશ્ચય કર્યો જે માત્ર પૂર્વના લોકો જ સમજી શકે ને જે પૂર્વમાં જ અસરકારક નીવડે. તેમણે એકવીસ દિવસનો ઉપવાસ કરવાનો નિશ્ચય જાહેર કર્યો. હિંદુસ્તાન ધ્રૂજી ઊઠ્યું, ને તેમને ઉપવાસ ન કરવાને વિનંતીઓ થવા લાગી. થોડા જ મહિના પર તેમણે એપેન્ડીસાઈટીસને માટે ઑપરેશન કરાવ્યું હતું, ને હાડપિંજર જેવા થઈ ગયા હતા. ઉપવાસને બારમે દિવસે ડાક્ટરે કહ્યું કે "નાડી ધીમી પડતી જાય છે, ને આપ કંઈ ખાશો નહીં તો પ્રાણ ટકશે નહીં." ગાંધીજી માત્ર સહેજ હસ્યા ને બોલ્યાઃ "ઈશ્વર પર શ્રદ્ધા રાખો. તમે પ્રાર્થનાની શક્તિ ભૂલી ગયા છો." બારમા દિવસ કરતાં એકવીસમે દિવસે એમનામાં શક્તિ વધારે લાગી. એ એકવીસે દિવસ તેમણે કાંતવાનું ચાલુ રાખ્યું હતું. ઉપવાસ છોડતી વખતે તેમણે એક હિંદુ ભાઈ પાસે પોતાનું પ્રિય ભજન ગવડાવ્યું: એક મુસલમાન ભાઈ પાસે એક ને સર્વના પિતારૂપી ખુદાની બંદગી કરાવી; ને પછી દીનબંધુ ઍંડ્રુઝ પાસે તેમનું પ્રિય અંગ્રેજી ભજન 'When I survey the Wondrous Cross' ગવડાવ્યું.

લાહોરની મહાસભા વેળાનાં બે દૃશ્યો અમને આબેહૂબ યાદ છે. એક સાંજે ગાંધીજીના એક પ્રતિપક્ષી બોલવા ઊભા થયા હતા. દેખીતી રીતે તેઓ ગાંધીજીની પ્રશંસા કરતા હતા, પણ વસ્તુતઃ તેમનો પ્રયત્ન મોટા ભાગના પ્રતિનિધિઓની નિષ્ઠા ગાંધીજી પરથી ઊઠી જાય એ માટે હતો. એ ભાષણનો ગાંધીજી જવાબ આંપવાના હતા, ને તે પછી મત લેવાનાર હતા. સાડાસાત વાગે, પેલા પ્રતિપક્ષી બોલતા હતા તે દરમ્યાન, સાયંપ્રાર્થનાનો વખત થયો. અમે ગાંધીજીને વ્યાસપીઠના પાછલા ભાગ પરથી સરકી જતા જોયા. પ્રાર્થનાના અચૂક સમય માટે અમે પણ તેમની પાછળ પાછળ સામી બાજુએ આવેલા તેમના તંબૂએ ગયા. ચર્ચાની અણીની ઘડીએ એ ચર્ચામાં ભાગ લેવા કરતાં પ્રાર્થનાને વધારે વેગવાન, વધારે વહેવારુ ને અસરકારક રીત માનનાર બીજો કોઈ મુત્સદ્દી આજે દુનિયામાં છે કે કેમ — દાખલા તરીકે અમારી અમેરિકાની સેનેટમાં એવો કોઈ છે કે કેમ, અથવા ઇતિહાસમાં એવો કોઈ રાજધુરીણ થઈ ગયો છે કે કેમ — એ યાદ કરવાનો પ્રયત્ન અમે કર્યો. પણ અમને એકે નામ સૂઝ્યું કે યાદ આવ્યું નહીં.

મહાસભાના વિશાળ મંડપમાં પંદરેક હજાર માણસ ભેગાં થયેલાં હતાં

તે વખતે અમે ગાંધીજીનાં છેલ્લીવારનાં દર્શન કર્યાં. તેઓ નેતાઓ માટેના વ્યાસપીઠના પાછલા ભાગમાં દેખાય નહીં એવી રીતે શાન્તિથી બેઠા બેઠા પણ કાંત્યાં કરતા હતા. તેમનો યુગવર્તી ઠરાવ રજૂ કરવાની ઘડી આવી પહોંચી હતી. અમે એમનાથી દસેક ફીટ દૂર જમીન પર બેઠા હતા. તેમનાથી બોલવા માટે ઊભા રહી શકાતું નથી, એટલે તેઓ બેઠા રહ્યા; અને ધ્વનિવર્ધક યંત્રને મોઢા પાસે લાવી તેમણે પહેલાં વાઇસરૉયના જીવ લેવાના પ્રયત્નને અંગે તેમના પ્રત્યે સહાનુભૂતિ દાખવવાનો, ને તે પછી હિંદુસ્તાનના પૂર્ણ સ્વરાજનો, ઠરાવ રજૂ કર્યો.

અમે જવા નીકળતા પહેલાં ગાંધીજીની વિદાય લેવા ગયા. તેઓ મહાસભાને છેવટનો સંદેશો આપવા જતા હતા. તંબૂની બહાર લોકોનું મોટું ટોળું તેમના દર્શનની આશાએ ઊભું હતું; કેમકે છાપાં, રેલવે, તાર, ને વહેવારનાં આધુનિક સાધનોને પ્રતાપે તેઓ પોતાના જીવનકાળમાં જ ભૂતકાળના બીજા કોઈ પણ ધાર્મિક નેતાના કરતાં વધારે જાણીતા છે, ને બીજા કોઈને અનુસર્યાં હોય એના કરતાં વધારે માણસો એમને અનુસરે છે. ટોળાની ભીડને લીધે તેમને જવું મુશ્કેલ થઈ પડ્યું હતું. એટલે ગણવેશવાળા સ્વયંસેવકોએ સાંકળ કરી ટોળાની વચ્ચેથી રસ્તો તૈયાર કર્યો. એકેએક આંખ આ કૃશ શરીરને ટગરટગર જોઈ રહી હતી. લોકોના ઊંચે જોઈ રહેલા ચહેરા સૂર્યકિરણની પેઠે પ્રેમથી દીપી ઊઠેલા અમે જોયા. બાળકો એમને જતા જોઈ શકે તે માટે માતાઓએ ઊચકીને ઊંચાં ધરી રાખેલાં જોયાં. સુશિક્ષિત માણસોને પ્રાર્થના કરવા આંખો મીંચતા કે એમના વસ્ત્રની કોરનો સ્પર્શ કરવા કે એમનો ચરણસ્પર્શ કરવા, કે એમના ચંપલની ધૂળ લઈ પછી પોતાના હાથને મોઢે અડાડવા, નીચે નમતા અમે જોયા.

તે વેળા જે લગભગ નિરાશામય લાગતી હતી એવી સ્વતંત્રતાની લડત ઉપાડવાને એ વિશાળ મંડપમાં તેઓ અદૃશ્ય થઈ ગયા તે વેળા અમે તેમની ગમગીન મુખમુદ્રા છેલ્લીવારની જોઈ. પણ નિરાશામય કેમ? તેઓ બુદ્ધના જેવા પ્રશાંત, આત્માની અંતર્ગત અખંડ શાંતિ ધારણ કરીને, ચાલતા હતા. અને લડાઈઓના ઉઝરડાવાળી એ વયોવૃદ્ધ મુખાકૃતિ, જેના પર ટોળાંના માર ને કારાવાસની, ઉપવાસની, નિષ્ફળતાની ને નાસીપાસીની નિશાનીઓ દેખાતી

હતી, તે મુખાકૃતિ પર અમે એક એવો પ્રકાશ જોયો, “જેવો પ્રકાશ પૃથ્વી પર કે સમુદ્ર પર કદી જોવામાં આવ્યો ન હતો.”

(૧૯૩૧)

## ૪૧. ગાંધીજી અને અમેરિકા

### જૉન હેન્સ હોમ્સ

ગાંધીજી જો અમેરિકા આવે તો પહેલું કામ તો એ કરે કે આપણે જે ધર્મ પાળવાનો દાવો કરીએ છીએ તે ધર્મનો અર્થ આપણને શીખવે. મારી આ વાત તમને વિચિત્ર લાગવાનો સંભવ છે. એનાં બે કારણ છે.

એક તો એ કે ગાંધીજી ખ્રિસ્તી નથી પણ હિંદુ છે. તેઓ ખ્રિસ્તી ધર્મના સમાગમમાં આવ્યા છે. બાઇબલના નવા કરારની — વિશેષે કરીને ઇસુના ગિરિપ્રવચનની — તેમના મન પર જે અસર પડી છે તેનો ઋણ-સ્વીકાર તેમણે અનેક વેળા કર્યો છે. છતાં, જેમ જુવાનીમાં તેમ આજે પણ મહાત્માજી તેમના પૂર્વજોના ધર્મને નિષ્ઠાપૂર્વક અનુસરે છે.

બીજું, આપણે આપણા પશ્ચિમના અર્થમાં જેને ખ્રિસ્તી ધર્મ માનીએ છીએ તેનો કંઈ પણ અંશ ગાંધીજીના બાહ્ય દેખાવ અને આચારમાં જોવા મળતો નથી. દાખલા તરીકે, ગાંધીજી થોડા વખત પર જેલમાં હતા ત્યારે આત્માના આશ્વાસન માટે બાઇબલ નહીં પણ ગીતા વાંચતા હતા. એમના આશ્રમમાં સવારસાંજ જે પ્રાર્થના થાય છે તેમાં ખ્રિસ્તી ધર્મના ત્રિમૂર્તિવાળા ઇશ્વરનું નહીં પણ તેમના પોતાના દેશની કલ્પનાના ઇશ્વરનું આવાહન કરવામાં આવે છે. ગાંધીજીએ રોમના પોપના જેવા ઝભ્ભા પહેર્યા છે, અથવા તેઓ કૅથલિક ગિરજાઘરમાં ભવ્ય મૂર્તિ આગળ ઊભા છે, અથવા પ્રૉટેસ્ટંટ સંપ્રદાયના કોઈ દેવળમાં પ્રાર્થના કરવા નિરાંતથી બેઠા છે, એવું એમનું ચિત્ર મારી કલ્પનામાં ખડું કરવું મને મુશ્કેલ લાગે છે.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા તે સમયની એક જાણીતી વાત છે. એક પ્રૉટેસ્ટંટ દેવળમાં તેમના પ્રિય અંગ્રેજ મિત્ર મિ. ચાર્લી ઍન્ડ્રૂઝ પ્રવચન આપતા હતા, તે સાંભળવા તેઓ ગયેલા. એક રવિવારની સાંજે દેવળમાં આવી બેસવા જતા હતા, ત્યાં તેમને ધીરે રહીને કહી દેવામાં આવ્યું કે

"તમારાથી અહીં બેસી નહીં શકાય; કેમકે આ દેવળ કાળા લોકો માટે નહીં પણ ગોરા લોકો માટે છે!"

ગાંધીજી સાંપ્રદાયિક અર્થમાં ખ્રિસ્તી નથી. તેમજ ખ્રિસ્તી ધર્મના જે આચાર આપણે દુનિયાના આ ભાગમાં પળાતા જોઈએ છીએ તે તેઓ પાળતા નથી. એટલે તેઓ આપણને ખ્રિસ્તી ધર્મના અર્થ વિષે કશું શીખવી શકે એમ આપણે શા પરથી માનીએ?

છતાં, આ સવાલ પૂછતાં જ આપણને યાદ આવે છે કે ગાંધીજીને વિષે હમણાં જે જે વાતો કહી તે બધી જ ઈસુ ખ્રિસ્તને પોતાને વિષે પણ કહી શકાય એવી છે! વિચાર કરવા બેસીએ તો આપણે જોઈએ છીએ કે ઈસુ ખ્રિસ્તી નહીં પણ યહૂદી હતા, ને તેઓ ખ્રિસ્તી ધર્મસંઘમાં નહીં પણ યહૂદી સંપ્રદાયમાં ઊછર્યા હતા. તેમણે નવો કરાર કદી વાંચેલો નહીં; તેઓ તો જૂનો કરાર જ વાંચતા. અને તેમણે ખ્રિસ્તી કલ્પનાના ઈશ્વરની નહીં પણ યહૂદી દેવ યહોવાની જ પ્રાર્થના કરેલી. યુરોપ અમેરિકાના કોઈ પણ કૅથલિક દેવળમાં, જ્યાં મેં પોતે કદી પ્રવેશ કર્યો નથી, ત્યાં ઈસુ ગયેલા છે એવી કલ્પના મારા મનમાં આવી શકતી નથી. હું એમ કહેવાની હામ ભીડું છું કે તેઓ જો આજે ન્યૂ યૉર્કમાં આવી ચડે, તો મારા જાણીતા કોઈ પણ પ્રૉટેસ્ટંટ દેવળમાં સુદ્ધાં તેમને હેતપૂર્વક આવકાર ન મળે. એ બધા પરથી આપણી ખાતરી થવી જોઈએ કે ખ્રિસ્તી ધર્મનો મર્મ એના ધર્મમતો, ક્રિયાકાંડના વિધિઓ, દેવળો, ગિરજાઘરો ને સભાગૃહોમાં નથી, પણ જીવનમાં છે — દયા ને કરુણા, પાપનો દ્વેષ ને જુલમનો અણગમો, માનવપ્રેમ ને શત્રુ પ્રત્યે પણ ક્ષમા, એ બધા ગુણોથી ભરેલા જીવનમાં — છે. ઈસુ જે જીવન જીવ્યાં તેનું રહસ્ય પ્રગટ કરવાનું, ને તેની સાધના હસ્તગત કરવાનું, કામ અત્યારે આ પૃથ્વી પર જીવતા બીજા કોઈ પણ માણસના કરતાં ગાંધીજીએ વધારે કર્યું છે. અને તેથી, આપણે જે ખ્રિસ્તી ધર્મ પાળવાનો દાવો આટલા બધા જોરશોરથી કરીએ છીએ ને જેનું આચરણ આટલું બધું ઓછું કરીએ છીએ, તે ધર્મનો અર્થ અમેરિકાને મારી જાણનો કોઈ પણ માણસ શીખવી શકે એના કરતાં વધારે આ હિંદુ સંત શીખવી શકે એમ છે.

ગાંધીજી આ દેશને માટે, તેમજ જગતને માટે પણ, કરી શકે એવી એક બીજી પણ વસ્તુ છે. જીવનની સાદાઈમાં રહેલી સુંદરતા ને શક્તિ તેઓ

આપણને શીખવી શકે એમ છે. અમેરિકામાં મોજશોખનું પ્રમાણ વધતું ચાલ્યું છે. કચ્છભેર રહેનારા, ઉઘાડા પગવાળા રોજ થોડુંક ખજૂર ને સાદામાં સાદો ખોરાક ખાનારા, ખાટલા પર નહીં પણ ભોંય પર સૂવાનો આગ્રહ રાખનારા મહાત્મા ગાંધી આ દેશમાં આવે ને ખરેખાત આપણી વચ્ચે રહે, એ કલ્પના જ આપણને વિચિત્ર લાગે છે તેનું કારણ પણ આ જ છે.

બેશક મહાત્મા ગાંધીની આ ટેવો તે પૂર્વની પ્રજામાં ધર્મના અંગરૂપ ગણાતા તપોમય જીવનના જ એક અંશરૂપ છે. ને એ રીતે જ તેનો વિચાર કરવો જોઈએ. બીજો વિચાર આપણે એ પણ કરવો જોઈએ કે જે પુરુષ એક રંક પ્રજાની વતી લડત ચલાવી રહ્યા છે તેમણે પોતાના વાપર માટે ઈરાદાપૂર્વક આ શસ્ત્રો પસંદ કર્યાં છે. એ રીતે વિચારતાં એમની રહેણીનો અર્થ સરસ રીતે સમજાય છે. પણ આ કચ્છ, આ ઉઘાડા પગ, આ મૂઠીભર ખજૂર, ને બકરીનું દૂધ એ હિંદુસ્તાનની કે હિંદુસ્તાનના મુક્તિસંગ્રામની વિશેષતા નથી; પણ, 'જીવન એટલે કેવળ અન્ન નથી, ને દેહ એટલે કેવળ વસ્ત્ર નથી, પણ એથી કંઈક અધિક છે,' એ જે સત્ય ઈસુએ સૈકાંઓ પહેલાં શોધેલું, તે સત્યનો જે સાક્ષાત્કાર ગાંધીજીએ વરસોની સાધના વડે કર્યો છે તેનું જ દર્શન આપણને તેમની આ રહેણી મારફતે થાય છે.

પણ ગાંધીજીએ માત્ર સાદી રહેણીમાં રહેલી સુંદરતા જ શોધીને પ્રગટ નથી કરી બતાવી, તેમાં રહેલી શક્તિ પણ શોધીને બતાવી છે. તેઓ એવા અકિંચન છે કે પોતાની પ્રજા માટે તેઓ જે લડતો ચલાવી રહ્યા છે તેમાં ગુમાવવા જેવી કશી ચીજ તેમની પાસે છે જ નહીં, ને તેથી તેઓ પરિણામના ભયથી સાવ મુક્ત છે; એ જ અત્યારે એમની મોટામાં મોટી શક્તિ નથી? એથી મોટી બીજી કઈ શક્તિ એમની પાસે છે? તમારી પાસે જગતમાં જેટલી સંપત્તિ વધારે તેટલા તમે વધારે નબળા; — એટલે કે જે માણસની પાસે ધનદોલતના મોટા ભંડાર ભર્યા હોય છે તેને જ ખોટ જશે કે ધન જતું રહેશે તો શું થશે એની બીક દિવસરાત લાગ્યાં કરે છે; અને જે રાષ્ટ્રની પાસે મુલક, સંપત્તિ, ને વેપારવણજ હોય છે તે જ હંમેશાં લડાઈઓથી ને લડાઈની અફવાઓથી ફફડતું રહે છે; — એ વાતનો તમે કદી વિચાર કર્યો છે ખરો? માત્ર ગરીબ માણસ જ સુરક્ષિત હોય છે; અને માત્ર નાની પ્રજા જ નીડર રહી શકે છે.

ગાંધીજી રાષ્ટ્રીય મહાસભાની બેઠક વખતે કરાંચીમાં હતા તે વેળા તેમને મળીને તેમની ઝાટકણી કાઢવા, ને કદાચ હુમલો પણ કરવા, કૉમ્યુનિસ્ટોનું જે પ્રતિનિધિમંડળ ગયેલું તેની સાથે તેમને થયેલી મુલાકાતની જે સુંદર વાત થોડાંક અઠવાડિયાં પર પ્રસિદ્ધ થયેલી તે તમારામાંથી કેટલાએ વાંચી છે? મહાત્માજી કરાંચી પહોંચ્યા તે જ અરસામાં, એક અંગ્રેજ અમલદારનું ખૂન કરનાર ત્રણ હિંદીઓને સરકારે ફાંસીએ ચડાવ્યા હતા. એ લોકોની જિંદગી ન બચાવવા માટે કૉમ્યુનિસ્ટો ગાંધીજીનો વાંક કાઢતા હતા. એટલે ગાંધીજી કરાંચી પહોંચતાં જ તેમણે ગાંધીજી પર હુમલો કર્યો; અને ગાંધીજીના અનુયાયીઓએ તત્કાળ તેમને બચાવી લીધા ન હોત તો પેલા તોફાનીઓ તેમનો જીવ લેત, અથવા ઓછામાં ઓછું તેમના પર પ્રહાર તો કરત જ. પાછળથી આ કૉમ્યુનિસ્ટોએ તેમના એક પ્રતિનિધિમંડળ માટે ગાંધીજી પાસે મુલાકાત માગી; જેથી ગાંધીજી તેમના અધિકારીઓ પાસેથી તેમની ફરિયાદો સાંભળી શકે. ગાંધીજીએ એ કૉમ્યુનિસ્ટોને મળવાની હા પાડી, એટલું જ નહીં પણ તેમણે પોતે એકલા તેમને મળવાનો આગ્રહ રાખ્યો. આ હિંદી જુવાનો તેમની પાસે આવ્યા ત્યારે તેમની વાત ગાંધીજીએ અપાર સૌમ્યતા ને ધીરજથી સાંભળી. પછી એમણે જે રીતે વાત કરી તે રીતે તો મહાત્માજી જ કરી શકે. તેમણે કહ્યું: "તમે મને મારશો તો હું ફરિયાદ નહીં કરું. મારી પાસે કોઈ અંગરક્ષક નથી. ઈશ્વર એકલો જ મારી ચોકી કરે છે. હું શત્રુઓ પ્રત્યે પણ પ્રેમ રાખું છું તેથી કેટલાક મને પાગલ સમજે છે, ને કેટલાક મૂરખ સમજે છે; પણ એ મારા આખા જીવનના કામનો ને મારા સિદ્ધાન્તનો પાયો છે. મારી પાસે આપભોગ આપીને છોડવા જેવું કંઈ બાકી રહ્યું નથી. મારી પાસે દુન્યવી માલમતા નથી. હું ભિક્ષુક છું. પણ જે દિવસે હિંદુસ્તાન અહિંસાના પવિત્ર સિદ્ધાન્તનો ત્યાગ કરશે તે દિવસે હું મારા ક્ષીણ શરીરનો નાશ થવા દઈશ. હું હિંદુસ્તાનનું નુકસાન કરી રહ્યો છું એમ તમે કહેતા હો, તો તેમ કહેવાની તમને છૂટ છે. પણ તમને પ્રેમ અને સત્યને રસ્તે વાળવાની મારી ફરજ છે. મારી પાસે તમારી સામે વાપરવાને પ્રેમ સિવાય બીજું હથિયાર નથી. કોઈ પણ માણસ મારી રક્ષા કરવાની ફરજ પોતાને માથે ન લે. એ રક્ષા તો એકલો ઈશ્વર જ કરી શકશે."

ત્રણ વરસ પર એક નામાંકિત અમેરિકન, એક મોટા ખ્રિસ્તી નેતા,

જેઓ ઉચ્ચ ચારિત્ર ને નૈષ્ઠિક ભક્તિભાવવાળા છે, તેઓ હિંદુસ્તાન ગયેલા ત્યારે ગાંધીજીને મળ્યા હતા. જેવા તમે અને હું અમેરિકન પ્રજાના નમૂના છીએ, તેવા એ ગૃહસ્થ પણ બાહ્ય દેખાવ અને આચારમાં અમેરિકન પ્રજાના નમૂનારૂપ હતા. ગાંધીજીની હાજરીમાં તેમને કેવી લાગણી ઉપજી એમ એમને પૂછવામાં આવ્યું. તેના જવાબમાં તેમણે કહ્યું: "મેં એમને કચ્છભેર જોયા પછી મને મારાં સુંદર કપડાં સિવાય બીજા કશાનો વિચાર જ આવી ન શકયો. અને જ્યારે મેં એમનું ઉઝરડાયેલું ને ઉઘાડું શરીર જોયું ત્યારે મારા જાડા ને ફાલેલા શરીરનો વિચાર કરતાં મારી નસોમાં અપરાધની લાગણી વ્યાપતી મેં અનુભવી."

ગાંધીજી આ દેશમાં આવે તો જે ભારે પડાપડી થાય તે હું લગભગ સાંખી શકું એમ છું—એટલા જ માટે કે એ પુરુષ આપણા આત્મા પર સ્વસ્થતા ને શાન્તિ, વીતરાગતા ને શક્તિની છાયા છાઈ શકે એમ છે.*
(૧૯૩૧)

## ૪૨. પૂર્વનું સર્વોત્તમ આત્મબળ

### મેજર યુજીન કિંકહેડ

હિંદુસ્તાનના આ ઉઘાડા શરીરવાળા તારણહાર, કચ્છભેર હોવા છતાં, જગતના મોટામાં મોટા સામ્રાજ્યનાં સશસ્ત્ર સૈન્યો કરતાં અધિક બળવાન છે. સ્વતંત્રતાએ ગાંધીજીના વિશાળ હૃદયમાંથી ઘણી ભારે આહુતિઓ લીધી છે. હજુ વધારે આહુતિ આપવાની એમની પાસે છે એ પ્રભુનો પાડ છે. એમની હાજરીમાં આપણો ઢાંકપિછોડો ઊતરી જાય છે, ને આપણે ઉઘાડા પડી જઈએ છીએ. આપણે પૂર્વની દુનિયાના સર્વોત્તમ આત્મબળને વંદન કરીએ છીએ.†

## ૪૩. સર્વશ્રેષ્ઠ રાષ્ટ્રવિધાતા

### અપટન કલોઝ

ગાંધીજીની લડાઈ એ હિંદી પ્રજા વિ. તેના વિજેતાઓની લડાઈ કરતાં

---

* ૧૯૩૧ માં ગાંધી જયંતી નિમિત્તે આપેલું પ્રવચન.

† ૧૯૩૧ ના જૂનની ૫ મી તારીખે ન્યૂ યોર્કમાં ગાંધીજીના માનમાં થયેલા એક જમણ પ્રસંગે આપેલા ભાષણમાંથી.

વધારે છે. એ માનવપ્રેમ વિ. સામાજિક જુલમની લડાઈ છે. પશ્ચિમના ઉદ્યોગવાદ પ્રત્યેના એશિયાવાસીઓના રોષ કરતાં એ વધારે છે. ખેતી અને ઉદ્યોગ વચ્ચે નવો સંબન્ધ સ્થપાય નહીં તો અમારે જીવવું અશક્ય છે, એમ પોકારનાર હિંદી તેમજ અમેરિકન ખેડૂતનો એ આર્તનાદ છે. હિંદ અને આયર્લંડમાં, મહાત્મા ગાંધી અને જ્યૉર્જ રસેલ, ખેતીની જમીન પર કેટલાક ઉદ્યોગો ચલાવવાના, ને ગ્રામીણ સંસ્કાર અને સ્વમાન જાગૃત કરવાના, રચનાત્મક પ્રયોગની શરૂઆત કરી રહ્યા છે. મહાત્મા ગાંધી જગતમાં રાજદ્વારી સરળતાના મોટામાં મોટા દૃષ્ટાન્તરૂપ છે. આપણા પોતાના પ્રમુખ વૂડરો વિલસને 'ગુપ્તતા વિનાના રાજકાજ' નો જે આદર્શ સૂચવેલો તેના તેઓ એકમાત્ર સાચા અનુયાયી છે.

એ પુરુષને એમની પોતાની વાણીમાં જ પોતાને વિષે બોલવા દેવા જોઈએ. "સત્તાધારીઓના ઘેલા રોષની સામે રોષ ન કરીએ ત્યારે વિજયની ઘડી આવી કહેવાય. અને એ ઘડીએ હિંદુસ્તાનનાં વિનાશક શસ્ત્રોને પણ કાટ ચડવા માંડ્યો હશે." આના કરતાં અધિક આકર્ષક વચન કંઈ કહેવાયું છે ખરું? અથવા, "ક્ષમાવૃત્તિના વિસ્તાર સાથે આપણામાં શક્તિનું પ્રચંડ મોજું આવે છે. શાસ્ત્રવચનનો કોઈ પણ અર્થ જો બુદ્ધિ અથવા નીતિભાવનાનો વિરોધી હોય, તો હું તે સ્વીકારવાની ના પાડું છું." આના કરતાં અધિક સાચું વચન કંઈ કહેવાયું છે ખરું? અથવા, "શાસ્ત્રનું પ્રમાણ જો કોઈ પાપી પ્રથાને ટેકો આપતું હોય તો તે પ્રમાણનો અસ્વીકાર કરતાં મને જરાયે સંકોચ થાય એમ નથી." આના કરતાં અધિક 'આધુનિકતાવાળું' કંઈ વચન લખાયું છે ખરું? અથવા તો તમારી આગળ બોલી રહેલા આ વક્તા સાથેની વાતચીતમાં મહાત્મા ગાંધીએ ધર્મની જે વ્યાખ્યા આપેલી, ને જે સાંભળવા મળી એને માટે આ વક્તા ગર્વ લે છે, તે વ્યાખ્યા લો: "જેમ હું અત્યારે સાચોસાચ જીવું છું તેવી જ રીતે હંમેશાં કોઈ ને કોઈ રૂપમાં જીવીશ, એટલું જ નહીં પણ હું મારી સ્થિતિ સુધારી શકું એમ છું, એવી જે શ્રદ્ધા તેનું નામ ધર્મ છે." એમાં તેમણે એટલો ઉમેરો કરેલો કે "શરત એ કે મારામાં માનસિક ને શારીરિક કષ્ટ વહોરવાની તૈયારી હોવી જોઈએ." આના કરતાં મોટી ધર્મની વ્યાખ્યા કોઈએ કદી આપી છે ખરી?

આજે જગતમાં નવાં રાષ્ટ્રોના જે વિધાતાઓ છે તેમાં ગાંધીજી સૌથી

મોટા છે. તેઓ સૌથી મોટા એટલા માટે છે કે પોતાના દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે હિંસા કે છળકપટનું એક પણ કામ કરવા કરતાં તેઓ એ સ્વતંત્રતાની આશા જતી કરવા તૈયાર થાય એવા છે — એવી તૈયારી બીજા કોઈ રાષ્ટ્રવિધાતામાં નથી. ઈસુ ખ્રિસ્ત જેમ જૂડિયા ને રોમ બંનેના કરતાં લાંબું જીવ્યા તેમ ગાંધીજી હિંદુસ્તાન ને ગ્રેટબ્રિટન બંનેના કરતાં લાંબું જીવશે.

ગાંધીજીએ દગાફટકાથી કે કરામતથી શક્તિ નથી મેળવી, પણ આપભોગના આંજી નાખે એવા પ્રદર્શનથી મેળવી છે. એમના પ્રભાવનું રહસ્ય શું છે?

મને લાગે છે મારી પત્નીએ એ શોધી કાઢીને મને બતાવ્યું. એણે કહ્યું: "એમની હાજરીમાં મને એમના પ્રભાવનું ભાન ન થયું, પણ મારા પોતાનામાં જાણે નવી શક્તિ ને નવું સામર્થ્ય આવ્યું હોય એવી લાગણી મને થઈ આવી. મને એટલો જ આત્મવિશ્વાસ ઊપજ્યો; હું કંઈ પણ કરી શકીશ એમ લાગ્યું — મેં અગાઉ કદી ન અનુભવેલો એવો આત્મવિશ્વાસ આ હતો — જાણે મારા અંતરમાં કંઈક નવું જ આત્મભાન જાગ્યું ન હોય!" જે પુરુષ માણસોમાં આવી લાગણી ઉપજાવી શકે છે તેઓ પોતાના યુગને ઘડી શકે છે.*

## ૪૪. મહાત્મા અને મુત્સદ્દી

### રૉબર્ટ બરનેસ

ગાંધીજીએ (૧૯૩૧ ના ફેબ્રુઆરીમાં) જેલમાંથી બહાર આવીને જોયું તો તેમનો પ્રભાવ સર્વોચ્ચ શિખરે પહોંચ્યો હતો. એમને વિષેની દરેક આગાહી ખોટી પડી હતી. થોડાંક અઠવાડિયાં પર અમુક વર્ગમાં એમ કહેવાની ફૅશન થઈ પડી હતી કે ગાંધીના દિવસ પૂરા થઈ ગયા. મેં હળવે રહીને કહ્યું કે હું આકાશપાતાળ એક કરીને પણ એમની એક મુલાકાત મળે તો લઉં, તો મને કહેવામાં આવ્યું કે મારી અખબારી અક્કલ પાંચ વરસ જૂની થઈ ગઈ છે. પણ હકીકતમાં આમ કહેનારા ખોટા ઠર્યા. આખી દુનિયાના પત્રકારો ગાંધીજીને બારણે ઊભા હતા. એમ બને એનું કારણ દેખીતું હતું. જાણેઅજાણે ગાંધીજીએ

* ૪ થી જૂન ૧૯૩૧ ને દિવસે ન્યૂ યૉર્કમાં રેડિયો પર ગાંધીજી વિષે આપેલા ભાષણમાંથી.

આખી દુનિયાની નજરને આંજી નાખી હતી. તેઓ ક્યાંક દેખા દે કે તરત ત્યાં મોટું ટોળું જામતું. જે સુકલકડી માણસે લગભગ એકલે હાથે જગતની મોટામાં મોટી રાજકીય હિલચાલ ઊભી કરી હતી તેમને જોવા ને તેમના દર્શન કરવાની ઉત્સુકતા સહુને હતી. તે ઉપરાંત એમનાં મૌન ને દૈવી વાણી જેવાં સંભાષણો એમના ઉપવાસો ને એમના કારાવાસ એ બધું પણ હતું. છાપાંવાળાની ભાષામાં કહીએ તો, દુનિયાના દરેક છાપામાં તેઓ ‘ પહેલા પાનાનું મથાળું ’ હતા.

ફેબ્રુઆરીની શરૂઆતના એ થોડાક દિવસોનું એમનું મહત્ત્વ જોઈને ગાંધીજી પોતે પણ છક ગઈ ગયા હશે. તેમના બંગલાની બહાર કલાકોના કલાક લગી લોકોની ભીડ જામેલી રહેતી; અને બંધ મોટરમાં જતાં એમની સહેજ ઝાંખી થયા પામે તોપણ લોકો પોતાને કૃતાર્થ થવા માનતા. તેમના લખવાના મેજ પર દુનિયાના તમામ સાહસિક પત્રકારોના, જવાબના પૈસા ભરીને મોકલેલા, તારોનો ઢગ જામ્યો હતો. હિંદી પત્રકારોની અને વિલાયત ને અમેરિકાના ખાસ પ્રતિનિધિઓની મોટી પલટણ તેમની આસપાસ ટોળે વળતી; ને તેમના નાનામાં નાના વિચારને દુનિયાને એકેએક છેડે પહોંચાડવાને તલપાપડ થઈ રહેતી.

*

ગાંધીજીને વિષે લખતાં દરબારની ભાષા વાપર્યા વિના રહેવાતું નથી. એમને જોતાંવેંત તમને બાદશાહી વાતાવરણનો અનુભવ થાય. છે: એ વસ્તુ વિચિત્ર છે, કેમકે એમનું ગૌરવ એમના શરીરના દેખાવમાં તો નથી જ રહેલું. એમનું શરીર જોઈને મને અણગમો ઊપજ્યો, છતાં હું કોઈ રાજા કે બાદશાહની પાસે ઊભો છું એ ભાન મારા મનમાંથી જતું નહોતું. તેઓ એવા ટટાર, એવા પ્રશાંત, ને આસપાસના વાતાવરણથી એવા અલિપ્ત હતા! જાણે ભગવાન બુદ્ધની પ્રતિમાની મુલાકાત મારે લેવાની ન હોય! એમનામાં અસાધારણ ગૌરવ છે. મોતીલાલ નેહરૂના સ્વર્ગવાસ માટે મેં શિષ્ટાચારરૂપે ખરખરાના બે શબ્દ જેમતેમ કરીને કહ્યા ત્યારે જે ગાંભીર્યથી તેમણે માથું નીચું નમાવ્યું તેથી વધારે ગાંભીર્ય ખુદ કોઈ રાજા પણ ન ધારણ કરી શક્યો હોત. મને આવકાર આપવાને ન ઊઠવા માટે તેમણે ક્ષમા માગી લીધી, મારે બેસવા માટે ખુરસી મંગાવી, અને મને આ દેશમાં તડકો બહુ લાગે છે કે

કેમ એ પૂછ્યું. બે મિનિટમાં તો મેં મનમાં નિશ્ચય કરી લીધો કે એમનામાં બીજી ખામીઓ ગમે તે હોય, પણ એમનામાં અસાધારણ ગૌરવ અને મોહકતા છે.

*

સાધારણ માણસો ઘણીવાર ગાંધીજીને સમજી શકતા નથી. વાતચીતમાં કેટલીકવાર એમની પાસે સ્વદેશના રાજકારણ વિષે જ વાતો કરાવવી મુશ્કેલ થઈ પડે છે. તેઓ હંમેશાં વિષયથી આડા જઈ જગત વિષેની શંકા ને તત્ત્વચર્ચામાં ઊતરી પડે છે. 'અંતરનાદ' જાણે બહુ પરિચિત વસ્તુ હોય એવી રીતે તેની વાત તેઓ કરે છે, ને બુદ્ધિના દાવાનો અસ્વીકાર કરે છે.

મધ્ય યુગના સંતોમાં જેવા ગુણ હતા એમ મનાય છે તેવા બધા ગુણ તેમનામાં છે. તેમનો તપ ને તિતિક્ષાની હાંસી કરતા, ને તેમનો કચ્છ કેવળ બહારના દેખાવને માટે છે એમ કહેતા, માણસોને મેં સાંભળ્યા છે. તેઓ મુંબઈ અમદાવાદના કરોડપતિઓનો પગાર ખાય છે એ પણ જાણે સ્વતઃસિદ્ધ વસ્તુ હોય એવી રીતે કહેવાતી મેં સાંભળી છે. પણ જે માણસ ગાંધીજીને સહેજવાર પણ મળ્યો છે તેવા કોઇને મોઢેથી મેં આવાં તુચ્છકારનાં વચનો સાંભળ્યાં નથી.

તેમનાં તપ ને તિતિક્ષા સાવ સાચાં છે. તેઓ જાહેર ઉપવાસ કરે ત્યારે ભલે તે છડેચોક કરતા હોય, પણ તેની પાછળ તેમની અતિશય આકરી સત્યનિષ્ઠા ને તાલાવેલી હોય છે. એમનામાં ઇસુ ખ્રિસ્તના જેવું કંઈક છે. તેઓ "દુઃખે ભોગવનારા ને દુઃખથી પરિચિત પુરુષ" છે. જગતની વેદનાઓનું પ્રતિબિંબ જેટલું એમની આંખોમાં દેખાય છે તેનાથી વધારે જેની આંખોમાં દેખાતું હોય એવો માણસ મારા જોવામાં કદી આવ્યો નથી.

એમનું આખું જીવન એ વિષયવિકારો સામેનો એક લાંબો ને અવિરત સંગ્રામ છે. કેટલીકવાર પોતાના અનુયાયીઓને હાથે થયેલા કોઈ હિંસાના કામ માટે પ્રાયશ્ચિત્તરૂપે તેઓ જાહેર ઉપવાસ કરવાની વાત કરે છે; પણ વસ્તુતઃ તેમનું આખું જીવન એ એક લાંબા ઉપવાસ જેવું જ છે. તેઓ સાંજે સૂર્યાસ્ત પહેલાં જ જમી લે છે. તેમનામાં સંતપુરુષના જેવી એકાંતપ્રિયતા છે. સોમવાર એમનો મૌનવાર છે. આ મૌનવારની વહેવારુ ઉપયોગિતા પણ છે. અઠવાડિયાના બાકીના દિવસ તેઓ એટલા કામમાં રહે છે કે એક દિવસ સાવ છૂટો ન રાખે

તો તેમનું ખાસ જરૂરનું કામ કદી પૂરું થવા જ ન પામે. પણ મૂળે તો તેમને વિચાર અને ચિન્તનનો સમય મળે એટલા માટે એ વાર છે.

સંતપણાનો બીજો પણ એક અગત્યનો ગુણ તેમનામાં છે. તે એ કે સાધારણ માણસો ખુશીથી તેમને સાંભળે છે. બીજું ગમે તે કહો, જેણે પોતાના નામની છાપ આખા હિંદ પર મારી હોય એવા ગાંધીજી પહેલા હિંદી છે. એક વાત તો દેખીતી છે કે બલુચિસ્તાનના પહાડોની છાયામાં આવેલાં દૂરમાં દૂરનાં ઝૂંપડાંથી માંડીને તિબેટનાં હિમાચ્છાદિત શિખરો દેખાય છે ત્યાં સુધીના આખા દેશે ગાંધીજીને વિષે સાંભળ્યું છે; અને તેઓ ને જો ક્યાંકથી પણ પસાર થાય તો લોકોનું ટોળું ભેગું થઈ જાય છે ને 'મહાત્મા ગાંધીકી જય'ના પોકાર કરે છે.

મિ. ચર્ચીલે તો એમના ફોટોગ્રાફો જ જોયેલા. એટલે તેઓ ધગધગતી છટાદાર વાણીમાં પાર્લામેંટમાં બોલી ઊઠ્યા કે "આ એકવારના ઈનિર ટેંપલના બૅરિસ્ટર, ને હવે રાજદ્રોહી ફકીર, અર્ધનગ્ન શરીરે વાઈસરૉયના મહેલનાં પગથિયાં ચડે, ને ત્યાં શહેનશાહના પ્રતિનિધિની સાથે સમાન કક્ષાએ બેસીને વાટાઘાટ કરે, એ સૂગ ઉપજાવનારો દેખાવ છે; ને એ જોઈને માથું શરમથી નીચું નમે છે."

મિ. ચર્ચીલ ગાંધીજીને ક્યારેક પણ જાતે મળ્યા હોત તો આ શબ્દો બોલત કે કેમ એ વિષે મને શંકા છે. મારો પોતાનો અનુભવ એવો છે કે ગાંધીજી જે ક્ષણે બોલવા માંડે છે તે ક્ષણે જ એમનો કદરૂપો દેખાવ અલોપ થઈ જાય છે. એક ઝબકારામાં માણસને ખબર પડે છે કે તે જગતના એક મહાપુરુષની પાસે બેઠો છે. તેઓ બહુ જ ધીરેથી ને શાંતિથી, અને છાંટાભાર આવેશ કે કડવાશ વિના બોલે છે, છતાં એમનો પ્રભાવ સામા માણસ પર મોહનાસ્ત્રના જેવું કામ કરે છે એમ કહી શકાય. એમના શબ્દો આપણા મનને એવી રીતે ઝાલી લે છે ને તેને એવું તન્મય કરી મૂકે છે કે એમની સાથે અડધો કલાક વાત કરવાથી શરીરને ખરેખરો થાક લાગે છે. કેમકે તેઓ બીજા માણસોની પેઠે બોલતા નથી, પણ પેગંબરના જેવા પ્રભાવથી બોલે છે.

પણ આ પેગંબર તો સાથેસાથે ચતુર ને કુનેહબાજ મુત્સદ્દી પણ છે.

એ એક મૂંઝવનારો કોયડો છે. ગાંધીજીમાં સંસારી માણુસનો ઘણો અંશ છે. વર્તમાનપત્રો સાથે કામ લેવાની તેમની રીત અજોડ છે. છાપાંવાળાને કેટલે કેટલે અંતરે મુલાકાત આપી હોય તો લોકોનો રસ અત્યારના જેટલી ઉત્કટતાએ ટકી રહે, એ તેઓ જાણે છે. પત્રકારોની ઊલટતપાસ સામે ટકી રહેવાની ને અચકાયા વિના જવાબો આપ્યે જવાની શક્તિ કોઈ અંગ્રેજ મુત્સદ્દીમાં હોય તેટલી જ તેમનામાં છે. તેઓ એવા સચોટ ને સોંસરા શબ્દો બોલે છે કે તેમાંનો એક પણ શબ્દ ચૂકવાનું પોસાતું નથી. એમની સાથેની મુલાકાતની એકેએક લીટીનું છાપામાં મથાળું થઈ શકે એવું હોય છે. એમના મિત્રો આગ્રહપૂર્વક કહે છે કે આમાં કશી ગણતરી નથી હોતી, ને તેઓ જે કંઈ કહે છે તે સાવ સ્વાભાવિક હોય છે ને એની પાછળ વિચારપૂર્વક પ્રયત્ન કરેલો નથી હોતો. મને લાગે છે તેઓ ગાંધીજીની શક્તિ છે તેના કરતાં ઓછી કલ્પે છે. મિ. લૉઈડ જ્યૉર્જ પોતે આ સંતપુરુષની પાસેથી રાજદ્વારી પ્રચારકાર્યને વિષે પાઠ શીખી શકે એમ છે.

મહાત્મા અને મુત્સદ્દી, સંત અને સર્વશ્રેષ્ઠ પ્રચારકાર્ય કરનાર, પોણા ભાગના ભારતવર્ષના પૂજાપાત્ર, જે સત્યાગ્રહે હિંદીઓની હલકાપણાની ભાવના દૂર કરીને ગર્વિષ્ઠ અંગ્રેજને સમાનભાવે મળવાની ને તેને હરાવવાની શક્તિ આપી છે તે સત્યાગ્રહના જનક; કંઈક યોગી ને ઈશ્વિરભક્ત, કંઈક ફકીર, ને એકંદરે બ્રિટિશ રાજ્ય સામે બળવાખોર; હઠીલા, વહેમી, અને પોતાની એ લાગણીને દબાવી દેવાનો ભારેમાં ભારે પ્રયત્ન કરતા હોવા છતાં, સરકારની સામે કડુતાની લાગણીવાળા — આવા પુરુષને રીઝવીને ગોળમેજી પરિષદમાં મોકલવાનો પ્રયાસ લૉર્ડ અરવીને આદર્યો હતો.*

(૧૯૩૧)

## ૪૫. વિલાયતમાં આવકાર

### લૉરેન્સ હાઉસમૅન

આ મહાપ્રશ્નનો ઉકેલ આણવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે એવે વખતે

* લેખના 'ધી નેકેડ ફકીર' નામના પુસ્તકમાંથી.

અમારે ત્યાં એવા એક પુરુષ પધારે છે જેમણે માત્ર આ દેશની પ્રજાના જ નહીં પણ આખા જગતના મનમાં કુતૂહલ જગવ્યું છે. એમનું આગમન ઇંગ્લંડમાં વસનાર અમારે સારુ સદ્‌ભાગ્યરૂપ છે. આપના દેશમાં પણ આપ ઘણાને અજાણ્યા છો. મારા દેશના લોકોને પણ આપ અજાણ્યા છો. આપ એવા સત્યનિષ્ઠ છો કે અમને કેટલાકને આપને વિષે શંકા ઊપજે છે. આપ એટલા સાદા છો કે અમે કેટલાક આપને જોઈને ગૂંચવાડામાં પડી જઇએ છીએ. અમે અત્યારે આપનું જે સ્વાગત કરીએ છીએ તે ઉચ્ચારવાનો પ્રસંગ મને મળ્યો એને હું મારા જીવનમાં મળેલું મોટામાં મોટું માન સમજું છું.*

## ૪૬. લંડનમાં મુલાકાત

### વેબ મીલર

જે નાનકડા ઘઉંવર્ણા માણસે ઇતિહાસની સૌથી વધારે જાણવાલાયક હિલચાલ ચલાવી હતી તેમને મળ્યા વિના જ મેં ૧૯૩૦ માં હિંદુસ્તાન છોડ્યું હતું. હું હિંદુસ્તાનમાં ફર્યો તે બધો વખત મહાત્મા ગાંધી જેલમાં હતા. એમને મળવાનો પ્રયત્ન તો મેં કરી જોયેલો, પણ સત્તાવાળાઓએ મને પરવાનગી આપી નહોતી. એટલે તેઓ ૧૯૩૧ માં ગોળમેજી પરિષદને માટે લંડન આવ્યા ત્યાં લગી હું એમને મળ્યો ન હતો.

મને એમનું પહેલવહેલું દર્શન ડૉરચેસ્ટર હોટેલમાં અપાયેલી એક ચા–પાર્ટીમાં થયું. એ બાદશાહી ઠાઠવાળી હોટેલમાં ભભકાદાર કોટ વગેરે પહેરીને આવેલા અંગ્રેજોની વચ્ચે તેઓ વિચિત્ર દેખાતા હતા; કેમકે તેમણે તો હંમેશનો ખાદીનો કચ્છ જ પહેર્યો હતો. પગે દેશી બનાવટનાં અણઘડ ચંપલ પહેર્યાં હતાં તે બાદ કરતાં પગનો બાકીનો ભાગ સાવ ઉઘાડો હતો.

તેમણે મને એક રેશમી બિછાનવાળા ને સોને મઢેલા સોફા પર બેસવા બોલાવ્યો, ને વિનોદમાં કહ્યું : “ તમે હિંદુસ્તાન આવ્યા ત્યારે મને મળવા કેમ આવ્યા નહીં ?” મેં કહ્યું : “ પણ આપ તો તે વેળા જેલમાં હતા, ને આપને મળવાની પરવાનગી એ લોકોએ મને ન આપી.” આ સુકલકડી નાનકડી

---

* ૧૯૩૧ ની ૧૨ મી સપ્ટેંબરે ગાંધીજી વિલાયત પહોંચ્યા ત્યાં તેમને આવકાર આપવાને મળેલી સભાના પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાંથી.

કાયાવાળા પુરુષે બોખે મોઢે સ્મિત કર્યું, અને સસ્તાં, પોલાદની ફ્રેમવાળાં ચશ્માંમાંથી આંખ મચકારી. "ખરી વાત છે. હું મારો ઘણો વખત જેલમાં ગાળું છું." મેં પૂછ્યું : "આપની જિંદગીનો કેટલો ભાગ આપે જેલમાં ગાળ્યો છે ?" ગાંધીજીએ આંગળીના વેઢા ગણી જોયા, ને જરાક વાર વિચાર કર્યો. પછી કહે : "મને બરોબર યાદ નથી. હું જેલમાં સાતઆઠવાર ગયો હઈશ; કદાચ દસવાર પણ ગયો હોઉં; પણ કેટલાં વરસ તે મને યાદ નથી. દક્ષિણ આફ્રિકામાં ૧૯૦૭થી માંડીને મેં ઘણો સમય જેલમાં ગાળ્યો છે. એની મને ઝાઝી પરવા નથી, કેમકે એને લીધે મને વિચાર કરવા ને લખવાની અનુકૂળતા બહારના કરતાં સારી મળે છે. જેલમાં મને બહારના જેટલી ખલેલ નથી પડતી. એ લોકોએ જેલમાં હંમેશાં મને સારી રીતે રાખ્યો છે; અને સંભવ છે હું હજુ બીજાં ઘણાં વરસ જેલમાં ગાળીશ, ને કદાચ જેલમાં મરી પણ જાઉં."

હું અગાઉ એક કાળે નિરામિષાહારી હતો. એટલે ગાંધીજીનો જીવન–ભરનો નિરામિષાહાર, તેમનો અતિશય સાદો ને અલ્પ આહાર, અને અનેક ઉપવાસો એ બધાને વિષે જાણવાનો મને રસ હતો. ગાંધીજીએ કહ્યું કે તેમણે જિન્દગીમાં એક જ વાર માંસ ચાખેલું.

"હું જુવાન હતો ત્યારે મને એ વિચાર બહુ આવતો કે અંગ્રેજો હિંદીઓ કરતાં વધારે જોરાવર હોય છે તેનું શું કારણ હશે ? હિંદુસ્તાન પર ને જગતના ઘણા ભાગ પર તેમનું રાજ્ય કેમ ચાલતું હશે એ મને સમજાતું નહીં. છેવટે મને લાગ્યું કે તેઓ પુષ્કળ માંસાહાર કરે છે તે જ કારણ હશે. મને થયું કે તેઓ જે જાનવરોનું માંસ ખાય છે તેમનું કેટલુંક જોર તેમનાં શરીરમાં ઊતરતું હશે. તમે તો જાણો છો કે અમારા ધર્મમાં માંસ ખાવાની કે પ્રાણીની હત્યા કરવાની મનાઈ છે. પણ મેં તો માંસાહાર શરૂ કરવાનો, ને તેનાથી મને કંઈ લાભ થાય છે કે કેમ તે જોવાનો, નિશ્ચય કર્યો. મેં એકવાર તો ખાધું, પણ પછી મારો અંતરાત્મા મને એટલો બધો ડંખ્યો કે મેં તે ફરી કદી ખાધું નહીં. મને બીક હતી કે મેં મરેલા જાનવરનું માંસ મોંમાં મૂક્યું છે એમ મારી માતા જાણશે તો તેને પાર વિનાનું દુઃખ થશે. હું જેમ જેમ ઉંમરે મોટો થતો ગયો તેમ તેમ, અંગ્રેજો સૌથી બળવાન પ્રજા છે કે કેમ એ વિષે પણ મને શંકા ઊપજવા લાગી."

મેં તેમને તેમના નિત્યક્રમ અને આહારને વિષે પૂછ્યું. તેઓ કહે:

“હું સવારે ચાર વાગે ઊઠું છું. વીસ મિનિટ પ્રાર્થના કરું છું. કલાકેક કાગળો લખું છું. અડધોએક કલાક ફરું છું. અને પછી છ વાગે નાસ્તો કરું છું. નાસ્તામાં બકરીના દૂધનું દહીં, ખજૂર અને મનક્કા લઉં છું. સવિનય ભંગની લડત શરૂ થઈ ત્યારથી છ ને નવની વચ્ચે કાંતું પીંજું છું. રોજ ઓછામાં ઓછા બસો વાર સૂતર કાંતવાનું મેં વ્રત લીધું છે. હું અમારા લોકોને સમજાવવા ઇચ્છું છું કે તેમણે પોતાનું કાપડ જાતે કાંતી વણી લેવું જોઈએ, ને ઇગ્લંડથી આવતા કાપડ પર આધાર રાખતા મટી જવું જોઈએ. હિંદુસ્તાનમાં આયાત થનારી મોટામાં મોટી ચીજ તે સુતરાઉ કાપડ છે. બપોરે અગિયાર બારના સુમારે હું રોટી, બકરીના દૂધનું દહીં, બાફેલાં શાક, ટમાટાં, અને વાટેલી બદામ એટલું ખાઉં છું. થોડીક વાર સૂઈ જાઉં છું; અને બપોર પછીનો વખત વાચન, વિચાર અને મળવા આવનારાઓને મળવામાં ગાળું છું. સાંજે સૂર્યાસ્ત પહેલાં જમી લઉં છું. રાતે ખાતો નથી. સાડાનવે સૂઈ રહેતા પહેલાં રોજનિશીમાં લખું છું. હમણાં હમણાં સુધી હું હંમેશાં ભોંય પર ગાદી નાખીને સૂઈ રહેતો. પણ હવે ઘરડો થયો [એ વેળા એમની ઉંમર ૬૨ વરસની હતી] એટલે ખાટલા પર સૂઈ રહું છું. દર સોમવારે ચોવીસ કલાક મૌન રાખું છું. ગમે તેવી અગત્યની કે તાકીદની દેખાતી વાત હોય તોપણ હું કોઈની જોડે બોલતો નથી.”

ગાંધીજીએ મને કહ્યું કે બે કચ્છ, એક ધાબળો, એક ખીસાનું ઘડિયાળ, એક નાનકડો રેંટિયો, લેખનસામગ્રી, ને થોડીક ચોપડીઓ એટલી જ એમની સંપત્તિ એમની પાસે આ દુનિયામાં છે. તેમણે સત્યાગ્રહની લડત પહેલવહેલી શરૂ કરી ત્યારે પોતાની બધી મિલકત આપી દીધેલી, ને અપરિગ્રહ તથા બ્રહ્મચર્યનાં વ્રત લીધેલાં. આશ્રમવાસીઓ એ વ્રતો પાળે એવો પણ આગ્રહ એમણે રાખેલો.

ગોળમેજી પરિષદ દરમ્યાન નાઇટ્સબ્રીજના જે અંધારા મકાનમાં તેઓ ઘણો વખત ગાળતા ત્યાં થોડા દિવસ પછી મને એમની સાથે લાંબી વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. તેમણે મને નમસ્કાર કરીને આવકાર આપ્યો. પછી મને નાનકડી ને ધુમાડાવાળી કોલસાની સગડી પાસે લઈ ગયા, ને ભોંય પર

પાથરેલા એક ધાબળા પર બેઠા. પહેલાં તો મેં ખુરસી પર, એમના માથા જેટલે ઊંચે બેસીને વાત કરવા માંડી; પણ પછી હું ભોંય પર એમની પાસે બેસી ગયો. આખી વાતચીત દરમ્યાન ગાંધીજીએ કાંતવાનું ચાલુ રાખ્યું હતું.

હું થોરોનો પ્રશંસક હોઈ, ગાંધીજીના વિચાર અને થોરોના તત્ત્વજ્ઞાન વચ્ચે સામ્યના અંશો મારા જોવામાં આવેલા. મેં એમને પહેલો સવાલ એ પૂછ્યો કે "આપે હેનરી ડેવીડ થોરો નામના એક અમેરિકનનાં લખાણ કદી વાંચ્યાં છે ખરાં ?"

"હા, કેમ નહીં ? થોરોનાં લખાણ મેં વાંચ્યાં છે. એમનું 'વૉલડન' ('કુદરતને ખોળે') મેં પહેલવહેલું દક્ષિણ આફ્રિકામાં ૧૯૦૬ માં વાંચેલું. એમાંના વિચારોની મારા પર ઘણી અસર પડેલી. મેં એમાંના કેટલાકનો અમલ કર્યો, અને મારા જે મિત્રો મને હિંદીઓની લડતના કામમાં મદદ કરતા હતા તે સહુને થોરોનાં લખાણોનો અભ્યાસ કરવાની ભલામણ કરી. એટલું જ નહીં પણ મે મારી હિલચાલને માટે 'સીવીલ ડિસોબીડિયન્સ' એ નામ પણ થોરોએ એંસીએક વરસ પર લખેલા 'સવિનય ભંગની ફરજ' નામના નિબન્ધ પરથી જ લીધું. એ નિબન્ધ મારા વાંચવામાં આવ્યો ત્યાં લગી મને મારા હિંદી શબ્દ 'સત્યાગ્રહ' નો યોગ્ય અંગ્રેજી પર્યાય મળતો નહોતો. તમને તો યાદ હશે જ કે થોરોએ માસાચુસેટ્સ સંસ્થાનના કૉંકોર્ડ ગામમાં, અમેરિકાની સરકારની સામે વિરોધ તરીકે પોતાને માથે નંખાયેલો કર આપવાનો ઇનિકાર કરવાની કલ્પના શોધી કાઢેલી, ને તેનો અમલ પણ કરેલો. તેમ કરતાં તે જેલમાં પણ ગયેલા. હિંદમાંની મારી હિલચાલ પર થોરોના વિચારોની ઘણી અસર પડી છે એમાં શંકા નથી."

ઘણાં વરસ પછી મે મહિનામાં એક દિવસ બપોર પછીના ભાગમાં આછા તડકામાં હું થોરોની કબર પાસે ઊભો હતો ત્યારે મને એ વિચાર આવ્યો કે થોરોને જો એમ ખબર પડે કે તેમના વિચારોએ અને કૉંકોર્ડની જેલમાં તેમણે ગાળેલી એક રાતે ત્રણ પેઢી પછી ૩૫ કરોડ હિંદીઓના જીવન પર ને ઇતિહાસના પ્રવાહ પર પરોક્ષ રીતે અસર પાડી છે, — તો એ જાણીને થોરોના મનમાં શો વિચાર આવે ?

થોરોનાં લખાણ લાંબો વખત વાંચીને મારી ખાતરી થઈ છે કે તેમની

ફિલસૂફીની કલ્પનાઓ મોટે ભાગે હિંદુસ્તાનના સાહિત્યમાંથી નીપજેલી હતી. 'વૉલડન'માં તેમણે વેદનો અને ઇતર હિંદુ સાહિત્યનો ઉલ્લેખ ફરીફરીને કર્યો છે, અને એક જગાએ કહ્યું છે: "મને હિંદુસ્તાનના તત્ત્વજ્ઞાન પ્રત્યે ઘણો અનુરાગ હતો." આ પરથી એમ દેખાય છે કે મૂળે જે હિંદુસ્તાનની ફિલસૂફી હતી તે જ થોરોના મન દ્વારા ગળાઈ તથા નિશ્ચિત રૂપ ધારણ કરીને નીકળી; અને તે જ અમેરિકાથી ગાંધીજીને પાછી મળી છે. હિંદુ માનસ થોરોના વિચારો આટલી તત્પરતાથી કેમ સ્વીકારે છે એનો ખુલાસો આ હકીકતમાંથી મળી રહે છે.

મેં ગાંધીજીને મારી સિગરેટની ડબી પર સહી કરવાને વિનંતી કરી. એ જ ડબી પર જુદે જુદે વખતે કલેમેંકો, લૉઈડ જ્યૉર્જ, પરશિંગ, અને બીજા જગપ્રસિદ્ધ પુરુષોએ સીસાપેન વડે સહીઓ કરી હતી. ગાંધીજીએ તેને પાસે લઇને તપાસી, સહેજ હસ્યા, ને કહ્યું: "આ તો સિગરેટની ડબી છે, નહીં? તમે તો જાણો છો કે હું તમાકુના વાપર વિષે કેવા વિચાર ધરાવું છું. મારું નામ તમાકુથી ઢંકાય એ તો મને ન જ ગમે. આ ડબીમાં કદી સિગરેટ ન મૂકવાનું વચન આપો તો હું સહી કરી આપું."

મેં વચન આપ્યું, ને ત્યારથી એ ડબીને વિઝિટિંગ કાર્ડ મૂકવા માટે વાપરું છું. જે પ્રસિદ્ધ પુરુષોએ સહીઓ કરેલી તેમાં ગાંધીજીની સહી સૌથી વધારે સ્પષ્ટ ને સુવાચ્ય હતી. તેઓ વાતો કરતાં કરતાં રેંટિયો ચલાવ્યે જતા હતા. હું જે પ્રસિદ્ધ પુરુષોને મળ્યો છું તેમાં મને ગાંધીજી સૌથી અધિક મોહક અને અકળ લાગ્યા છે. તેઓ ધીરેધીરે ને નિશ્ચયપૂર્વક, સુંદર અણીશુદ્ધ અંગ્રેજી બોલતા હતા; દાંત ન હોવાને લીધે ક્યાંક એકાદ અક્ષર ઊડી જતો એટલું જ. આંખો તેઓ નિરંતર નીચી ઢાળેલી રાખતા; ને કાંઇક મુદ્દો ભાર દઇને સમજાવવા માટે અવારનવાર ઊંચું જુઓ ત્યારે જ તેમનાં સૌમ્ય નેત્રો જોઈ શકાતાં. રેંટિયો ફેરવતાં ફેરવતાં તેમણે કહ્યું:

"હિંદુસ્તાનમાં અમારી પાસે એકધારો ચાલ્યો આવતો જગતનો જૂનામાં જૂનો સુધારો છે. યુરોપમાં જે વેળાએ અણઘડ અસંસ્કારી લોકો વસતા હતા તે વેળાએ અમારો સુધારો સંસ્કારસંપન્ન હતો. અમારે યુરોપનો યાન્ત્રિક સુધારો જોઈતો નથી; અમારે તેની જરૂર પણ નથી. અમે તો

અમારી પોતાની પ્રજાના સ્વભાવ ને સંસ્કાર અનુસાર અમારો વિકાસ કરવાની સ્વતન્ત્રતા ઇચ્છીએ છીએ. અમારા લોકો સ્વભાવે સાદી પ્રજા છે; અને તેઓ તેમની પ્રાચીન સાદાઈ ફરી ગ્રહણ કરે એવી પ્રેરણા હું તેમને આપવા ઇચ્છું છું. આજના યુગનો યાન્ત્રિક સુધારો અમારા લોકોને અનુકૂળ આવતો નથી. અમારે એ સુધારાનાં યન્ત્રો ને એનો દારૂ નથી જોઈતાં. ”

લંડનમાંના અમેરિકન અખબારનવીસોના સંઘે ગાંધીજીને જમવા ને ભાષણ કરવાનું નિમન્ત્રણ આપેલું તે તેમણે સ્વીકાર્યું હતું. તેઓ મીરાંબહેનને સાથે લઈ આવેલા. ગાંધીજીની રહેણીને માન આપીને સંઘના પ્રમુખ નેગલી ફારસને નિરામિષાહારી જમણ રાખ્યું હતું. ગાંધીજીએ બોલવા ઊભા થઈને કહ્યું : “ મારે તમને નવું કે ખાનગી કશું કહેવાનું નથી. હું જે કંઈ કહું તેનો હેવાલ તમે અખબારોમાં ન આપો એને માટે કંઈ કારણ નથી. પણ મને લાગે છે કે અખબરનવીસો અવારનવાર સંયમ રાખે એથી એમને લાભ છે. મને લાગે છે કે આજના દિવસને તમારો મૌનવાર ગણવો જોઈએ. એટલે મારી તમને વિનંતી છે કે હું તમને જે કહેવાનો છું તેને વિષે તમે કંઈ લખશો નહીં.” અમે લખવાના ઇરાદાથી જ જમણમાં ગયેલા, છતાં અમે ગાંધીજીની આ વિચિત્ર લાગે એવી વિનંતીને માન આપ્યું.

મને લાગે છે કે શરીરસૌંદર્ય વિનાના ને સુકલકડી કાયાવાળા આ પુરુષે માનવજાતિના ઘટનાપ્રવાહ પર જે અસર પાડી છે તેને માટે તેઓ આ સદીના એક મહાપુરુષ તરીકે ઇતિહાસમાં સ્થાન પામવા નિર્માયેલા છે. †

(૧૯૩૧)

## ૪૭. લૅંકેશાયરમાં ગાંધીજી

### ડબલ્યુ. પી. ક્રોઝિયર

લૅંકેશાયરના પીડિત મિલમજૂરોના રહેઠાણવાળા ભાગમાં ગાંધીજી ગયા હતા (૧૯૩૧ માં ગોળમેજી પરિષદની બેઠક માટે વિલાયત ગયા તે દરમ્યાન) પુસ્તકોમાં એનો ઉલ્લેખ જરૂર થશે. લૅંકેશાયર અને હિંદ વચ્ચેના ઔદ્યોગિક

† લેખકના ‘ આઇ ફાઉન્ડ નો પીસ ’ નામના પુસ્તકમાંથી.

એ બહુ મહત્ત્વનો બનાવ છે. ઇતિહાસ જો યોગ્ય રીતે લખાય તો ઇતિહાસનાં સંબંધની ચર્ચામાં ઊતરવાનું મારું કામ નથી. પણ આ મુલાકાતનાં બીજાં કેટલાંક અંગો મને બહુ ધ્યાન ખેંચનારાં લાગ્યાં છે. અહીં આપણે એક એવા પુરુષને જોઈએ છીએ જેઓ બીજા કોઈ પણ જીવતા માણસના કરતાં અધિક અંશે હિંદુસ્તાનની ૩૫ કરોડની પ્રજાના પ્રતિનિધિ છે; જેમનો પ્રભાવ એ પ્રજા પર બીજા કોઈ પણ માણસના કરતાં વધારે પડે છે; જેમણે બ્રિટિશ સરકાર સામે સત્યાગ્રહની લડત ચલાવેલી છે; અને લૅંકેશાયરના કાપડના બહિષ્કાર માટે જેઓ સૌથી વધારે જવાબદાર મનાય છે. તેમની પ્રવૃત્તિઓથી જે લોકોને વધારેમાં વધારે હાનિ થઈ છે તે લોકોને તેઓ મળવા આવે છે, તેમની સાથે બેસે છે, તેમની સાથે વાતો કરે છે, પોતાના હેતુ તેમને સમજાવે છે, અને એ બધું કરતાં બંને પક્ષ મીઠાશ જાળવે છે. હું માનું છું કે ગાંધીજી અજબ પુરુષ છે, અને જે મજૂરોએ એમને સહિષ્ણુતા, મિત્રાચારી ને મીઠાશથી આવકાર આપ્યો તેઓ પણ અજબ છે. બીજા કોઈ દેશમાં આવો બનાવ બન્યો હોત એવી કલ્પના કરવી મને મુશ્કેલ લાગે છે. અને મને લાગે છે કે હિંદની પ્રજા અને આ દેશની પ્રજા વચ્ચેના આખરી સમાધાનને માટે એ શુભ ચિહ્ન છે. ગાંધીજીની આ મુલાકાતને લીધે લોકો રસભેર એમને વિષે ઘણી પૂછપરછ કરવા લાગ્યા છે. આપણને ગમે કે ન ગમે, પણ ગાંધીજી જગતની એક મહાનમાં મહાન વ્યક્તિ તો છે જ. એટલે એમનો એ આશ્ચર્યજનક પ્રભાવ કઈ વસ્તુ પર આધાર રાખે છે એ વિષે લોકો વિચાર કરતા થયા છે. હું માનું છું એ પ્રભાવનો અંતિમ આધાર એ છે કે એ મહાપુરુષની પાસે સાવ સાદી કલ્પનાઓ છે, ને તેને સારુ તેઓ ગમે તેટલું કષ્ટ વેઠવા તૈયાર છે. જે મહાન નેતાઓએ ઇતિહાસ 'બનાવ્યો' છે તેમનાં નામો જુઓ તો તેમાંના ઘણાએ કાં તો દુઃખ દીધું છે કે દુઃખ વેઠ્યું છે. તૈમૂર, જુલિયસ સીઝર અને નેપોલિયન જેવા વિજેતાઓ પારાવાર કતલ કરીને મોટા બન્યા છે. સંતો, ધર્મોના સ્થાપકો, જેમણે દુનિયાને હલાવી છે, તેમણે પોતાના વિચારોને ખાતર જુલમ, ને ઘણીવાર મોત, સહન કરવાની તૈયારી બતાવી છે.

ગાંધીજીનું એવું છે. તેમને હિંદુસ્તાનના મોટા ભાગનો ટેકો છેવટનાં થોડાંક વરસમાં જ મળ્યો છે એવું નથી. એ ટેકો વરસો પર, જ્યારે તેઓ

દક્ષિણ આફ્રિકા ગયેલા ને ત્યાં વસતા હિંદીઓના હકોને માટે લાંબી લડત લડેલા, ત્યારનો મળ્યો છે. એ લડતમાં તેમણે મારપીટ સહન કરી, અપમાનો વેઠ્યાં, ને કારાવાસ ભોગવ્યો. બેશક તેઓ જેમ સંતપુરુષ છે તેમ ચતુર ને કુનેહબાજ મુત્સદ્દી પણ છે. પણ પોતે ઉપાડેલા કામને ખાતર ગમે તેવો ભારેમાં ભારે આપભોગ આપવાને તેઓ તૈયાર છે, એ એમના ગુણને લીધે જ લૅંકેશાયરે તેમને પોતાના ભાગ્યવિધાતા તરીકે આવકાર આપ્યો છે. સેંટ પૉલ રોમ આવ્યા ત્યારથી આજ સુધીમાં પૂર્વ કદી પશ્ચિમની સમક્ષ આના કરતાં અધિક આકર્ષક વેશમાં આવ્યું હશે કે કેમ એનો જ હું તો વિચાર કરું છું.

(૧૯૩૧)

# ૪૮. રેખાચિત્ર અને મુલાકાત

## એક અજ્ઞાત અંગ્રેજ લેખક

'કેટલાંક વરસ પર, હિંદમાં જાણીતા એવા એક હિંદુ મિત્રની સાથે મળીને મેં એક નાનું પુસ્તક લખ્યું હતું; તેમાં બીજા વિષયોની સાથે અમે બંનેએ લખેલું ગાંધીજીનું રેખાચિત્ર પણ હતું. મારા રેખાચિત્રનો ગાંધીજીએ ટીકાવાળો પણ મિત્રભાવે લખેલો જવાબ આપ્યો. તે વખત સુધી એમના પ્રચારે ને એમના અનુયાયીઓએ હિંદના મારા અમલદાર તરીકેના અનુભવમાં મને મૂંઝવણો ઊભી કરેલી, પણ આ મહાપુરુષને હું કદી જાતે મળ્યો નહોતો. ગયે મહિને લંડનમાં એ લહાવો મને મળ્યો. એટલે એ મહાપુરુષ વિષેના મારા ખ્યાલો ફરીવાર ભેગા કરવાની ને તેને સુધારેલા રૂપમાં આપવાની આ અનુકૂળ તક છે એમ લાગે છે.

અગાઉના રેખાચિત્રમાં મેં લખેલું કે તેમના પ્રભાવની ચાવી હિંદીઓ જેને તેમની નિઃસ્વાર્થતા કહે છે તેમાં, અને "હિંદીઓને બ્રિટિશ સરકાર સામે જે સામાન્ય અણગમો છે તે પ્રગટ કરવા માટે એક સૂત્ર પૂરું પાડવામાં રહેલી છે. તેમની હિલચાલનો ઉદ્દેશ "સરકારના તન્ત્રને થંભાવી" દેવાનો હતો. તેમાં પ્રતિકારનો જે અંશ હતો તે "છૂટોછવાયો ને કંઈક અદૃશ્ય રૂપનો હતો," અને તેથી "એકાગ્ર ને પશુબળથી જેનો સામનો કરી શકાય એવા પ્રતિકાર

કરતાં આને પહોંચી વળવું વધારે મુશ્કેલ હતું." એમાં "કેટલેક અંશે સક્રિય પ્રતિકાર પણ હતો." ગાંધીજી મને સરળ હૃદયના માણસ લાગેલા. કેટલાક લોકો કહેતા એમ તેઓ જો પાગલ હોય, તો તે સેંટ પૉલ પાગલ કહેવાતા એ જ અર્થમાં — એટલે કે તેઓ "એક જ વિચારના પ્રભાવ તળે" હતા એ અર્થમાં. એમના વિકૃત માનસના નમૂનારૂપે મેં એમનાં કેટલાંક વચનો ટાંકેલાં: "ઇસ્પિતાલો એ પાપની જડ છે." "જો હું ગોળી ન લેત તો અજીર્ણની સજા ભોગવત, અને ફરી પાછો હદ ઉપરાંત ન જમત. દાક્તર વચમાં આવ્યો ને તેણે મને હદ ઉપરાંત ખાવામાં મદદ કરી." "પાર્લામેંટ તો માત્ર પ્રજાનું રમકડું છે." ગાંધીજી મને "હલકટ લોભથી મુક્ત" ભાસેલા, પણ તેઓ "જાહેર કીર્તિને વિષે બેપરવા" છે એવી મારી ખાતરી નહોતી. આ ઉપરાંત મેં એ રેખાચિત્રમાં એમ પણ ઉમેરેલું: "પ્રેક્ષક જોઈ શકે છે કે ગાંધીજી, બ્રિટિશ સરકાર પ્રત્યેના તેમના તીવ્ર અણગમાને લીધે, હિંદુ મુસ્લીમ સવાલની ખરી પરિસ્થિતિ જોઈ શકતા જ નથી."

આને વિષે ગાંધીજીએ મને એક અંગત કાગળમાં નીચે પ્રમાણે લખ્યું :

"તમારા દર્પણમાં મેં મારું પ્રતિબિંબ જોવાનો પ્રયાસ કર્યો છે એવી ખાતરી હું તમને આપું છું; તે તમે સાચી માનજો. પણ એ પ્રતિબિંબ મારું છે એમ મને લાગ્યું નથી. તમે મારું જે ચિત્ર દોર્યું છે તેનાથી મને આશ્ચર્ય થતું નથી. હું આશા રાખું છું કે હું મારે પોતાને વિષે અતિશયોક્તિભર્યા વિચારો ધરાવતો નથી. પણ મારાથી એટલો ખેદ પ્રગટ કર્યા વિના નથી રહેવાતું કે તમારા જેવા સાફ દિલના માણસે એક પ્રામાણિક હિલચાલનો અભ્યાસ કરવામાં જેટલું ધ્યાન આપવાની જરૂર માની દેખાય છે તેના કરતાં વધારે ધ્યાન એ અભ્યાસ તરફ આપ્યું નથી. એ હિલચાલે ગમે તે રીતે પણ લાખો સ્ત્રીપુરુષોનાં મન આકર્ષ્યાં છે. જે બે પક્ષમાંનો એક પક્ષ પોતાને બીજા કરતાં ચઢિયાતો માને છે તેમની વચ્ચે બળજબરીથી થતા ઉપરચોટિયા સહકારને બદલે બે સમાન પક્ષો વચ્ચે હાર્દિક સહકાર ચાલુ કરાવવા માટે, અસહકાર દ્વારા પ્રામાણિક પ્રયત્ન કરવા મેં હિલચાલ શરૂ કરેલી, એમ ઘણા અંગ્રેજ મિત્રો પણ હવે સમજવા લાગ્યા છે."

આ બધા વિષે હું એટલું જ કહેવા થોભીશ કે 'બીજાઓ આપણને જે

રીતે જુએ છે તે રીતે પોતાને જોવાની શક્તિ ' માટે કવિ બર્ન્સે જે પ્રાર્થના કરી છે તે ગાંધીજીના વિષયમાં પણ લાગુ પડે છે. એમની હિલચાલ હજારોને આકર્ષી શકી છે એની હું ના નથી પાડતો. હું તો 'હજારો' ને બદલે 'લાખો' શબ્દ મૂકું.

હવે એ મહાપુરુષ સાથેની મારી મુલાકાત વિષે. એ મુલાકાત પા કલાકથી સહેજ ઓછી ચાલી. હું એક ધ્યાન ખેંચે એવી વ્યક્તિ અને આત્મબળવાળા પુરુષની સમક્ષ બેઠો છું એવું ભાન તો મને થયું જ. મેં એમનું જે રેખાચિત્ર પ્રસિદ્ધ કરેલું તેનો ઉલ્લેખ મેં કર્યો, ને એ વાત પર અમે બંને સાથે હસ્યા. કોમી સવાલ વિષે પણ અમે વાત કરી. મેં ટૂંકામાં મારો મત જણાવ્યો કે આ સવાલનો ઉકેલ તો જ આવી શકે જો જુદા જુદા ધર્મના માણસો સમજે કે અમુક મર્યાદિત વિષયોમાં તેમણે મતભેદના મુદ્દાઓને કોરે મૂકવા જોઈએ, જેથી જે વિષયોમાં એકમત હોય તેમાં તેમની વચ્ચે સહકાર થઈ શકે. ગાંધીજીએ એની ના પાડી નહીં. પણ તેમણે કહ્યું કે ખરી મુસીબત એ નથી. તેઓ નાણાં, લશ્કર ને પોલીસ પર જે સંપૂર્ણ અંકુશ માગે છે તે અંકુશ હિંદુસ્તાનને આપવાની સરકાર ના પાડે છે, એ ખરી મુસીબત છે. તેઓ તો લશ્કરનો ઉપયોગ પોલીસ તરીકે જ કરે. એમને મોટી મોટી આકાંક્ષાઓ નથી. મેં પૂછ્યું: "આપના અમલમાં મહેસૂલ ઉઘરાવવા માટે પશુબળનો ઉપયોગ કરવો પડશે કે નહીં?" તેઓ કહે: "કંઈક અંશે કરવો પડશે, પણ તે બહુ જ થોડા દાખલામાં. અત્યારે તો ઘણા મોટા ભાગના ખેડૂતો પ્રત્યે પશુબળનો ઉપયોગ કરવામાં આવે છે." કીડી જેવાં નાનાં પ્રાણીઓ વિષેની ઈશ્વરની કાળજી વિષે મેં કંઈક કહ્યું, તે સાંભળીને ગાંધીજી સહેજ હસ્યા. શરૂઆતમાં તેમણે આ દેશની આબોહવા વિષે હળવી ટીકા કરી હતી; અને અમે નક્કી કર્યું હતું કે મારે ક્યારે ઊઠવું એ તેઓ સંકેત કરીને કહેશે.*

(૧૯૩૧)

---

* 'મૅંચેસ્ટર ગાર્ડિયન' માં સહી વિના પ્રગટ થયેલો એક નિવૃત્ત ગોરા અમલદારનો લેખ.

# ૪૯. એક સંવાદ

## જેમ્સ મિલ્સ

દૃશ્ય : દિલ્લીનો એક સૂનો રસ્તો. સમય : સવારના ચાર.

ચાલતાં ચાલતાં થયેલો એક સંવાદ — માર્ચ ૧૯૩૧.

મિલ્સ : ગાંધીજી, બીજી ગોળમેજી પરિષદને માટે આપ જીનીવાને પસંદ કરો ખરા ?

ગાંધીજી : બ્રિટિશ પ્રતિનિધિમંડળ હિંદનો ભાવિ દરજ્જો ઠરાવવા બેઠેલા નિષ્પક્ષ ન્યાયાધીશોના મંડળ તરીકે બેસતું હોય, તો જીનીવા સારું ગણાય. પણ એ મંડળ એવી રીતે બેસતું નથી. બ્રિટિશો એક અર્થમાં અમારા પ્રતિપક્ષી છે. એટલે સીધી વાટાઘાટથી જ કામ લેવું રહ્યું. એવી વાટાઘાટોમાં વાતાવરણ, પરિસ્થિતિ, અને સ્થાનિક અસરો બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. મારી ખાતરી છે કે ઇંગ્લંડ જીનીવાની વાત કદી કબૂલ ન કરો. મારું ચાલે તો હું બે પરિષદો ભરું — પહેલો ભાગ હિંદુસ્તાનમાં, ને બીજો ઇંગ્લંડમાં. એથી સહુને ન્યાય મળે.

મિલ્સ : દુનિયામાંથી શસ્ત્રયુદ્ધ કદી પણ નાબૂદ થશે એમ આપ માનો છો ખરા ?

ગાંધીજી : વ્યક્તિઓ અને પ્રજાઓ જ્યાં સુધી આજના કરતાં વધારે આત્મપરાયણ નહીં બને, અને વિરોધ, હરીફાઈ, ને પશુબળની શ્રેષ્ઠતાના સિદ્ધાંતને બદલે ભ્રાતૃભાવ ને સંપના સિદ્ધાન્તને માનતી નહીં થાય, ત્યાં સુધી કોઈ પણ વ્યક્તિ કે સંસ્થા શસ્ત્રયુદ્ધને નાબૂદ કરી શકવાની નથી. તમે પશ્ચિમના લોકો આધ્યાત્મિક વસ્તુઓની શક્તિ કબૂલ કરતા નથી, પણ કોક દહાડો કબૂલ કરશો; અને ત્યારે તમે શસ્ત્રયુદ્ધ, હિંસક ગુના, અને એ બૂરાઈઓની સાથે આવનારી બીજી ચીજોમાંથી છૂટવા પામશો. પશ્ચિમ વધારેપડતું જડવાદી, સ્વાર્થી, ને સંકુચિત રાષ્ટ્રવાદને માનનારું છે. આપણે તો જોઈએ છે આંતરરાષ્ટ્રીય ભાવનાવાળું માનસ, જે આખી માનવજાતિના કલ્યાણનો ને આધ્યાત્મિક પ્રગતિનો વિચાર કરે ને તેને માટે પ્રયત્નો કરે.

મિલ્સ : શસ્ત્રયુદ્ધ અને શસ્ત્રસરંજામની આ બૂરાઈઓનો ઇલાજ આપ કેવી રીતે કરશો ?

ગાંધીજી : અહિંસા વડે. આખરે અહિંસા એ જ સર્વ રાષ્ટ્રોનું શસ્ત્ર બનશે. ‘આખરે’ હું જાણીજોઈને કહું છું, કેમકે જગતમાં યુદ્ધો ને શસ્ત્રસરંજામ ઘણા લાંબા વખત સુધી ચાલ્યાં કરશે. ઈસુએ ગિરિપ્રવચન આપ્યાને બે હજાર વરસ થઈ ગયાં. છતાં, માણુસે માણુસ પ્રત્યે કેવી રીતે વર્તવું જોઈએ તેને માટે એમાં જે અમર ને ઉન્નત આદેશ આપેલો છે તેના એક અતિ અલ્પ અંશનો જ હજુ જગતે સ્વીકાર કરેલો છે.

મિલ્સ : મહાત્માજી, અમેરિકામાં અત્યારે જે હિંસાવાળા ગુના, છૂટાછેડા, ને દારૂના કાયદાનો ભંગ ચાલી રહ્યા છે તે વિષે આપે સાંભળ્યું છે. એ બૂરાઈઓ માટે આપ કંઈ ઉપાય સૂચવી શકો એમ છો ?

ગાંધીજી : હું આત્મશુદ્ધિ, અહિંસા ને પ્રેમ વડે એ બધી બૂરાઈઓને દૂર કરું.

મિલ્સ : આપ કેટલું જીવવાની આશા રાખો છો ?

ગાંધીજી : અનંત કાળ લગી.

મિલ્સ : આપ આત્માને અમર માનો છો ?

ગાંધીજી : હા, પુનર્જન્મ, અને આત્માનો એક દેહમાંથી બીજામાં પ્રવેશ, એ હિંદુ ધર્મનાં પાયાનાં તત્ત્વો છે.

મિલ્સ : બધા માણુસો આપના જેવી સાદી રહેણી, ઉપવાસ ને વ્યાયામની ટેવ પાડે તો આપ માનો છો કે તેઓ સો વરસ જીવે ?

ગાંધીજી : હા, પણ એ વિષે ચોકસ તો હું મરી જાઉં ત્યારે જ તમે કહી શકો.

મિલ્સ : આદર્શ સરકાર વિષેની આપની જે કલ્પના છે તેની વધારેમાં વધારે નજીક આવે એવી કઈ સરકાર છે ?

ગાંધીજી : એકે નહીં. હું આદર્શ સરકારી તન્ત્ર તેને કહું જેમાં માણુસ જીવનના દરેક ક્ષેત્રમાં પોતાની પૂરેપૂરી ઊંચાઈ પ્રાપ્ત કરી શકે, અને જેમાં માણુસ એ માણુસ છે એટલા માટે જ તેનું હિત બીજાં બધાં હિતના કરતાં સર્વોપરી ગણાય.

મિલ્સ : સમાજવાદ એ કામ કરી શકશે ?

ગાંધીજી : આજે ચાલી રહ્યો છે એવો સમાજવાદ નહીં કરી શકે.

મિલ્સ : હિંદુસ્તાનને સ્વરાજ મળે પછી હિંદુસ્તાનમાં અમેરિકન અને બીજા પરદેશી મિશનરીઓએ રહેવા દેવાનું આપ પસંદ કરશો ?

ગાંધીજી : તેઓ જો શુદ્ધ માનવદયાનું કામ ને ગરીબોની સેવા કરીને સન્તોષ માનવાને બદલે, અત્યારે કરે છે તેમ દવાખાનાં, નિશાળો વગેરેની મારફતે લોકોને વટલાવી ખ્રિસ્તી બનાવવાનું કામ જ કર્યા કરે, તો હું જરૂર તેમને આ દેશમાંથી ચાલ્યા જવાનું કહું. દરેક પ્રજાનો ધર્મ બીજા કોઈ પણ ધર્મના જેટલો જ સારો છે. બેશક હિંદના ધર્મો તેની પ્રજાને માટે પૂરતા છે, ને અમારે ધર્માન્તરની જરૂર નથી.

મિલ્સ : ગાંધીજી, અત્યારે દિલ્હીમાં બે અમેરિકન વિમાનીઓ આવેલા છે. તેઓ વિમાનમાં આખી દુનિયાનો પ્રવાસ કરવા નીકળી પડ્યા છે. તેઓ પોતાના વિમાનમાં આપને લટાર મારી આવવાનું નિમન્ત્રણ આપે તો આપ તે સ્વીકારશો ?

ગાંધીજી : મારે ઊડીને સ્વર્ગે જવું હોય તો હું ફરીફરી અનેક જન્મ ધારણ કરીને જ ત્યાં જવાનું પસંદ કરું.

(૧૯૩૧)

## ૫૦. ગાંધીજી અને હરિજનો

### સર તેજબહાદુર સપ્રુ

આપણી ટીકા કરનારાઓ કદાચ કહેશે કે વડા પ્રધાને ચુકાદો આપ્યો ને મહાત્મા ગાંધીએ અનશન કર્યું ત્યારે જ હિંદુ સમાજનો અંતરાત્મા જાગ્રત થવા પામ્યો. એમ હોય તો હું ખરા દિલથી કહું છું કે વડા પ્રધાનના ચુકાદાએ આપણી ખરેખરી સેવા કરી છે. પણ વડા પ્રધાનના ચુકાદા કરતાં વધારે સેવા તો મહાત્મા ગાંધીના અનશને કરી છે. એ અનશનના ધાર્મિક સ્વરૂપની કે તેમાં રહેલી નીતિભાવનાની ચર્ચા કરવા આપણે અહીં ભેગા થયા નથી. અહીં તો આપણી સામે એટલો જ સવાલ છે કે આપણે મહાત્માજીની સાથે સંમત છીએ કે નહીં. મહાત્માજીની જે શ્રદ્ધા છે તે અતિશય ઊંડી છે, એ વાતનો ક્ષણવારને માટે પણ ઇનકાર કરવાની કે એને વિષે મનમાં શંકા

આણવાની હામ ભીડનાર કોઈ પણ માણસ આપણામાં હોય એવું હું માનતો નથી.

હું કબૂલ કરું છું કે કેટલીક બાબતોમાં હું મહાત્માજીના કરતાં જુદા મતો ધરાવું છું એ મારું દુર્ભાગ્ય છે. પણ ગયાં થોડાંક વરસમાં તેમના સંસર્ગમાં આવ્યો હોવાથી હું માનું છું કે હરિજનોના સવાલને વિષેની એમની જે લાગણી છે તેની સચ્ચાઈ વિષે શંકા ઉઠાવવી એ બેવકૂફી છે. આપણામાંના ઘણાને માટે રાષ્ટ્રીયતા એ કેવળ અલંકારની ભાષા છે, પણ મહાત્મા ગાંધીને તો એ જીવનના શ્વાસોચ્છ્વાસરૂપ છે. હું આમ કહું છું એથી કોઈનું દિલ નહીં દુભાય એવી આશા રાખું છું.

ગાંધીજી આખા રાષ્ટ્રના નથી પણ એકલા સવર્ણ હિંદુઓના કે બીજા કોઈ પણ એક જ વર્ગના છે, એવો વિચાર જ મને તો આવી શકતો નથી. આ કરારને અંગેની વાટાઘાટમાં જ્યારે જ્યારે મુશ્કેલી આવી છે ત્યારે ત્યારે આપણે એમની પાસે સલાહ લેવા ગયા છીએ. અને એ મુદ્દા વિષે તેમણે જે સલાહ આપી છે તેને લીધે બાજી હાથથી જતી બચી ગઈ છે. ખરું કહીએ તો સાચી રાષ્ટ્રીયતાના પ્રતિનિધિ હોવાનો દાવો કરવાનો એમને પૂરેપૂરો હક છે. આપણે એમની સલાહ માની, એને લીધે આ કરાર થવા પામ્યો છે.

હું કહું છું કે આ કરારનો સ્વીકાર કરવો એ આપણી દેખીતી ફરજ છે. ખાસ કહીને હું યુવકવર્ગને વીનવીને કહું છું કે આ હરિજનોને માટે મહાત્મા ગાંધીએ પ્રાણાર્પણ કરવાનો નિશ્ચય કર્યો છે. તેઓ આકાશના છત્ર તળે સૂતેલા છે; પાસે પાણીની બાટલી છે; ને અમે બધા જે જે સવાલો પૂછીએ તેના સચેત મનથી તેઓ જવાબો આપ્યે જાય છે;—એ દૃશ્ય તમે જઈને જુઓ તો તમને લાગે કે તેઓ પોતાની શ્રદ્ધાને ખાતર જીવનની આહુતિ આપવાની તૈયારી કરીને સૂતા છે. એમનો આ સંદેશો દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રચારકના જેવી ધગશથી પહોંચાડવાને બનતા પ્રયત્નો કરી છૂટવું, એ આપણી એમના પ્રત્યેની ફરજ છે. ત્યારે જ આપણે દેશની સાચી ને ખરા જિગરની સેવા કરી ને જેને માટે આપણે તલસી રહ્યા છીએ તે સ્વરાજનો સાચો પાયો નાખ્યો ગણાશે.*

---

* તા. ૨૫ મી સપ્ટેંબર ૧૯૩૨ ને દિવસે મુંબઈમાં યરવડા કરારનો સ્વીકાર કરવાને મળેલી હિંદુ પરિષદમાં આપેલું ભાષણ.

# ૫૧. ભારતજ્યોતિ

## અંકલ ડડલી

ગયે અઠવાડિયે હિંદુસ્તાનમાં યરવડા જેલમાં મહાત્મા ગાંધીએ ' આમરણ ઉપવાસ ' શરૂ કર્યા ત્યારથી જગતને તેમના અહિંસક સત્યાગ્રહનું એક બીજું દૃષ્ટાન્ત મળી રહ્યું છે. અને આ ઘટના એવી આશ્ચર્યકારક રીતે બની છે કે પશ્ચિમના પ્રેક્ષકોએ દર્શાવેલા વિચારો પર એની અજબ અસર પડવા લાગી છે.

ગયે અઠવાડિયે એ વિષેનો લોકોનો રસ વધ્યો છે. પણ એ રસ હવે પહેલાંના જેવો રહ્યો નથી. એમાં હવે કંઇક આશ્ચર્યનો અંશ ભળ્યો છે, અને લોકો ચોખ્ખું કબૂલ કરવા લાગ્યા છે કે તેઓ આ ઘટના જોઇને છક થઈ ગયા છે. સ્વરાજની લડતને લીધે ગાંધીજી જગપ્રસિદ્ધ વ્યક્તિ તો બન્યા જ છે. પણ આ છેલ્લી લડાઇમાં તો બહારના પ્રેક્ષકોએ જે કંઈ જોયું તે કોઈ ગ્રીક નાટકને વધારે મળતું આવે એવું હતું. ' જગતની સામે એક ' ના એ પ્રાચીન વિષયનું પૂનામાં પુનરાવર્તન થવા પામ્યું છે. એ ક્ષીણકાય વૃદ્ધ પુરુષનાં નિશ્ચય અને આત્મબળે કેવળ બ્રિટિશ સરકારને જ પડકાર નથી આપ્યો; તેમણે તો એટલા જ જોરથી હિંદુસ્તાનના વીસ કરોડ કે વધારે હિંદુઓને પણ પડકાર આપ્યો છે. પ્રાચીન હિંદી પ્રજાના વિભાગ પાડનારા જે પ્રાચીન વર્ણો છે તેમની પાસેથી ગાંધીજીએ એમ માગ્યું છે કે દેશને માટે રાજ્યતન્ત્રની જે કંઈ નવરચના થાય તેમાં સાત કરોડ હરિજનોને રાજકીય દૃષ્ટિએ બહિષ્કૃત ન લેખવામાં આવે. આમ કરવામાં તેમણે સૈકાં જૂની સામાજિક રૂઢિઓ સામે મોરચો માંડ્યો છે. તેમણે જે સૂચના કરી છે તેની મતલબ એ છે કે હરિજનો અને ગર્વિષ્ઠ સવર્ણોએ, જ્યાં હિંદના હિતનો સવાલ આવે ત્યાં, ભાઈની જેમ વર્તવું જોઈએ નોખાં મતદારમંડળો રચીને હરિજનોને ઇતર સવર્ણ સમાજથી નોખાં પાડવાનો જે પ્રયત્ન થયેલો તેનો ગાંધીજીએ, પોતાના અસાધારણ પ્રભાવનું પૂરેપૂરું બળ વાપરીને, વિરોધ કર્યો છે.

આ લડત, જેમાં હિંદી ઐક્યના આ પુરસ્કર્તાએ કેવળ મનુષ્યના અંતરાત્માને જાગૃત કરીને જ કામ લીધું છે, તેનાં પરિણામ શાં આવ્યાં છે ? પહેલું પરિણામ તો એ આવ્યું કે બ્રિટિશ સરકાર ડરી જઇને એકદમ એવા નિર્ણય પર આવી કે ગાંધીજીને જેલમાંથી ખસેડી કોઈ બીજી જગાએ લઈ

જવા, જેથી ગાંધીજી પોતાને ત્યાં ઉપવાસને પરિણામે મૃત્યુ ન પામે. એટલે જેલના પ્રતિબન્ધો ઉઠાવી લેવામાં આવ્યા. પણ ગાંધીજીએ ખસવાની ના પાડી.

પછી, જેમ એક પછી એક દિવસો જવા લાગ્યા, તેમ બીજું પરિણામ પણ દેખાવા લાગ્યું. સવર્ણ હિંદુઓના નેતાઓએ દોડધામ કરી મૂકી. હરિજનો પણ એટલા જ મૂંઝાયા. ગાંધીજી જે કરાર માગતા હતા તે હિંદુસ્તાનના મધ્ય યુગથી માંડીને આજ સુધીના ઇતિહાસથી સાવ ઊલટો જાય છે. છતાં ગાંધીજીનો આધ્યાત્મિક પ્રભાવ એટલો પ્રબળ છે, ને તેઓ હિંદુસ્તાનમાં ઠેરઠેર એવા પૂજાય છે, કે તેમના મૃત્યુનું જોખમ, અને તેની વાટે પોતાના અંતરાત્મા પર રહી જનારો કાયમનો ડાઘ, એ બેથી પ્રેરાઈને સવર્ણો ને હરિજનો ભેગા મળ્યા છે. દસકા પર હિંદમાં લડત શરૂ થઈ ત્યારથી આજ લગીમાં હિંદની રાજકીય એકતા જેટલી આજે સિદ્ધિની નજીક આવી છે તેટલી અગાઉ કદી નથી આવી.

જે ક્ષીણકાય વીરની જિંદગી આ વિજયભરી લડાઈને પરિણામે જોખમમાં આવી પડી છે તેમનું મહત્ત્વ અગાઉ હતું એના કરતાં ઘણું વધી ગયું છે. દ્વેષના જેવા ઊંડા, તિરસ્કારના જેવા બહોળા, લોભના જેટલા ક્રૂર ભેદભાવો ને વિખવાદો પર તેમની અહિંસાએ વિજય મેળવ્યો છે. તેમણે એક ક્રાંતિકારી લડતના નેતા કરતાં, ને એક સિદ્ધાંતના પ્રતિપાદક કરતાં, ઊંચું પદ પ્રાપ્ત કર્યું છે. તેઓ ને તેમનો સિદ્ધાંત બંને એક ઐતિહાસિક ઘટના બની ગયાં છે.

જે દુનિયા હિંસાના સિદ્ધાંતને ફૂલ ચડાવે છે તે દુનિયાને માટે આ સિદ્ધાંતનું મહત્ત્વ દેખીતું છે. તેથી જ પશ્ચિમના લોકમત પર આ બનાવની વિચિત્ર અસર પડી છે ને લોકો બેચેન બન્યા છે. ગાંધીના આ છેલ્લા વિજયનો વિચાર કરતાં પશ્ચિમના ઘણા લોકોને થાય છે કે તેમણે જે જૂની વાત પર આધાર રાખેલો તે હવે ચાલી શકે એવી નથી. જે માણસને શંકાખોર લોકો ઊંટવૈદ કહીને તેનો કાંકરો કાઢી નાખવા માગતા હતા તે માણસે એ શંકાખોરીને ખોટી ઠરાવી બતાવી છે; અને તે પણ એ સમજી શકે એવી ઢબનાં સાધન વાપરીને. ખોટી કરામતો કરનારા લોકો માનવજાતિરૂપી ભ્રાતૃસંઘની વતી પોતાની જાતને કષ્ટ પડે એવી તપસ્યા આદરીને પોતાના પ્રાણ પાથરવા

તૈયાર થતા નથી. થતા હોય તો ઈસુ ખ્રિસ્ત અને સંત ફ્રાન્સીસની વાર્તાઓને આપણે નવેસર લખવી પડે. લોકોને મીઠી મીઠી વાતોથી ભોળવનારા માણસોએ મનુષ્યના લોભને ને મનુષ્યના ભયને અત્યાર પહેલાં ઘણીવાર ઉત્તેજિત કર્યાં છે. એમનો રસ્તો એ છે. ગાંધીજીએ તો તેમના અનુયાયીઓનાં દિલને ને તેમના અંતરાત્માને જાગૃત કર્યાં છે. એ અનુયાયીઓ એમને સુંદર જવાબ આપવા મથી રહ્યા છે. એ કંઈ લોકોને ભોળવીને ઉશ્કેરનારા માણસનું કામ ન ગણાય. પણ સંતોનો ઇતિહાસ એવો હોય છે ખરો.

અને તેથી જ ગાંધીજીએ અહિંસાની શક્તિનું જે પ્રદર્શન કરી બતાવ્યું છે તે એમના દેશભાઈઓ સિવાયના બીજાઓના અંતરાત્માને પણ પડકારરૂપ છે. તેમનો સિદ્ધાંત ઐક્ય અને ભ્રાતૃભાવનો છે. તેઓ જે સિદ્ધાંતનો વિરોધ કરી રહ્યા છે તે સિદ્ધાંતની પરીક્ષા તેનાં પરિણામો પરથી થઈ શકે છે. આ સ્વપ્નદ્રષ્ટાનું સ્વપ્ન આખરે સત્યની સિદ્ધિનું સાધન થઈ પડ્યું છે. તેઓ જે ઋણ ચૂકવવાનું માથે લે છે તે મનુષ્યના અંતરાત્માનું બીજાં મનુષ્યોના અંતરાત્મા પ્રત્યેનું ઋણ છે.

બહારથી આખી દુનિયા નિહાળી રહી છે. એ દુનિયાએ કરેલી હિંસાની ઉપાસનાને લીધે ઊડેલાં આધ્યાત્મિક ધૂમસમાં તે પોતે ભરાઈ પડી છે ને ફાંફાં મારે છે. એ દુનિયા આર્થિક દેવાદારીથી કચડાઈ રહી છે; તેની પોતાની બેવકૂફીઓએ પેદા કરેલાં ઘોંઘાટ ને દોડધામોથી ગભરાટમાં પડી છે. અન્નના ભંડાર પડ્યા હોવા છતાં કરોડો લોકો ભૂખે મરે છે, એ ભીષણ દેખાવ તેને સતાવી રહ્યો છે. તેના મનમાં જે કલહ અને સ્વાર્થની વૃત્તિ ભરેલી છે તે વડે ન્યાય, સત્ય અને શાંતિ પ્રાપ્ત થઈ શકે છે, એવા ભ્રમને લીધે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઊપજેલા ને ઊંડા જામી ગયેલા અવિશ્વાસોરૂપી મદિરાથી તેને ઝેર ચડ્યું છે. એ દુનિયાના પોતાના ભ્રમજનિત સિદ્ધાંતે તેના પગ આગળ જે ભેજવાળું કળણ ખુલ્લું કર્યું છે તે કળણના કાદવમાં તે ખૂંપી ગઈ છે.*

(૧૯૩૨)

---

* ગાંધીજીના ૧૯૩૨ના ઐતિહાસિક ઉપવાસને પ્રસંગે તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૩૨ ને દિવસે બૉસ્ટન (અમેરિકા)ના 'બૉસ્ટન ડેઈલી ગ્લોબ'માં પ્રસિદ્ધ થયેલો લેખ.

# પર. ગાંધીજીનું એક મોટામાં મોટું કાર્ય

## 'ઇકૉનૉમિસ્ટ', લંડન

ગયે અઠવાડિયે હિંદુ કોમમાં જે સમાધાન થવા પામ્યું તે કાળે કરીને મહાત્મા ગાંધીના જીવનનું મોટામાં મોટું કામ, અને હિંદુ ધર્મના ઇતિહાસમાં સૈકાંઓ થયાં ન બનેલી એવી મોટામાં મોટી ઘટના, ગણાશે. બ્રિટિશ સરકારના કોમી ચુકાદામાંનો હિંદુ કોમના હરિજનોને નોખાં મતદારમંડળો આપવા વિષેનો ભાગ રદ ન થાય તો જે 'આમરણ ઉપવાસ' કરવાનો ઇરાદો ગાંધીજીએ જણાવેલો, તે પ્રમાણે ૨૦ મી સપ્ટેંબર ને મંગળવારે મધ્યાહ્ને તેમણે ઉપવાસ શરૂ કર્યો. પોતે જે પગલું ભરવા ધારે છે તે વિશેષે કરીને હરિજનોના, તથા સમગ્ર હિંદુ ધર્મના પણ, હિતાર્થે છે, એમ ગાંધીજીએ કહ્યું ત્યારે તેમની સત્યનિષ્ઠા વિષે કોઈના મનમાં શંકા ઊપજી નહોતી. છતાં હિંદુ સિવાયના કોઈ પણ ઇતરધર્મીને તેમની એ સ્થિતિ કોયડા જેવી જ લાગી હોવી જોઈએ. બ્રિટિશ સરકારે હરિજનોની રક્ષા કરવાના જે પ્રયત્નો કરેલા તેનો વિરોધ કરીને ગાંધીજી હરિજનોનું હિત કેવી રીતે સાધી શકે? અને હરિજનો સવર્ણ હિંદુથી પોતાનું અળગાપણું રાજ્યબંધારણમાં પણ બતાવી આપવા ઇચ્છે એ એમને માટે દુર્ભાગ્યની વાત કેવી રીતે ગણાય? કેમકે એ અળગાપણું તો સૈકાંજૂની એક વાસ્તવિક હકીકત છે, ને સવર્ણ હિંદુઓએ પોતે જ તે પેદા કરેલું છે. ઇતરધર્મીઓ ગાંધીજીને આ વલણ લેતા જોઈ રહેલા, ને તેમને કબૂલ કરવું પડેલું કે 'હિંદુ માનસ કેવી રીતે કામ કરે છે એ અમને સમજાતું નથી.' છતાં જે પરિણામ આવ્યું છે તે બતાવી આપે છે કે ગાંધીજીને પોતે શું કરી રહ્યા છે તેની પૂરેપૂરી સમજ હતી. ઉપવાસનો અંત દુ:ખદ ન આવ્યો, એટલું જ નહીં પણ એને પરિણામે હિંદુ કોમના બે વર્ગો વચ્ચે કરાર થવા પામ્યો. જે બે પક્ષોને સીધો સંબન્ધ હતો તેમની વચ્ચે સમજૂતી નહોતી થયેલી તેને લીધે બ્રિટિશ સરકારને નછૂટકે જે નિર્ણય આપવો પડેલો તેના કરતાં તો આ કરાર, સમગ્ર હિંદુ સમાજ માટે જ નહીં પણ વિશેષે કરીને હરિજનો માટે પણ, નિ:શંકપણે સારો છે.

બ્રિટિશ સરકારે પોતાના ચુકાદામાંના હરિજનોને લગતા ભાગને બદલે

પૂના કરારનો સ્વીકાર કર્યો છે. સરકારનો આ નિર્ણય જણાવનારો વડા પ્રધાનનો તાર મળતાં ગાંધીજીએ સોમવારે ઉપવાસ તોડ્યો. હિંદની સ્વરાજ પ્રત્યેની પ્રગતિમાં જે પહાડ જેવડું વિઘ્ન પડેલું હતું તેને ગાંધીજીએ આ રીતે દૂર કર્યું છે. એટલું જ એ ઉપવાસનું પરિણામ નથી. કેમકે સવર્ણો અને હરિજનો વચ્ચે જે કરાર ગાંધીજીએ કરાવ્યો છે તેને લીધે સવર્ણોમાં હરિજનો સામેના સામાજિક પ્રતિબન્ધો દૂર કરવાની હિલચાલ શરૂ થઈ છે. એ હિલચાલ જો જોર પકડશે તો તેની જાદુ જેવી અસર થઈ હિંદુઓના આચાર સુધરશે ને હિંદુ ધર્મમાં નવજીવનનો સંચાર થશે. મહાકાર્યો કરવાની આ હિંદી રીત છે; અને એ પશ્ચિમની રીતથી ઘણી નિરાળી લાગે છે. દાખલા તરીકે, આપણે એવી કલ્પના કરીએ કે અમેરિકાના પ્રમુખપદ માટેના અત્યારના ડેમોક્રેટિક પક્ષના ઉમેદવાર મિ. રૂઝવેલ્ટ એવો નિશ્ચય કરે કે ‘ દક્ષિણના ડેમોક્રેટ પક્ષના લોકો હબસીઓ સામેની સૂગ કાઢી ન નાખે ને તેમના એ દેશબન્ધુઓને ચૂંટણીમાં સ્વતન્ત્રતાથી મત આપવા ન દે તો હું આમરણ ઉપવાસ કરીશ.’ તો મિ. રૂઝવેલ્ટનું આવી બન્યું જ સમજવું. તેઓ લાંઘણ કરતા જ રહી જાય. એમના ઉપવાસને મરણ લગી પહોંચતા અટકાવવા માટે દક્ષિણમાં ગોરા કાળાની સંયુક્ત પરિષદ ન ભરાય, તેમજ દુનિયાને ચોંકાવી મૂકે એવા કરાર પણ ન થાય.

ગાંધીજીની આ તપસ્યાને મળતાં ઉદાહરણ પશ્ચિમના ઇતિહાસમાંથી શોધવાં હોય તો આપણે ઘણે દૂર લગી પાછળ જવું પડે. ઇસવી સનના પાંચમા સૈકામાં એક ખ્રિસ્તી સાધુએ જાહેર કર્યું હતું કે બાદશાહ જો ધર્મદ્રોહ છોડી નહીં દે તો પોતે ઘોરમાં ઘોર કષ્ટ વેઠીને પ્રાણાર્પણ કરશે. બાદશાહ રોમનો એટલે કે પશ્ચિમવાસી રહ્યો, એટલે તેણે નમતું મૂકતા પહેલાં એ સાધુ પોતાની સમક્ષ આવે એની રાહ જોઈ. પણ સાધુ ડેનિયલ ખરેખર આવીને બાદશાહની સમક્ષ ખડો થઈ ગયો ત્યારે આખા ખ્રિસ્તી સમાજમાં એટલી બધી અરેરાટી ફેલાઈ ગઈ કે, પોતાની ગાદી ને જિંદગી પર ઝઝૂમી રહેલા તાત્કાળિક ભયમાંથી બચવા, બાદશાહને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરવો પડ્યો. ખ્રિસ્તી ધર્મમાંથી લાંબો વખત થયાં લુપ્ત થઈ ગયેલું એ વાતાવરણ હિંદુ ધર્મમાં હજુ મોજૂદ છે, એ મહાત્મા ગાંધીની સિદ્ધિએ આપણને બતાવી આપ્યું છે. પણ સાધુ ડેનિયલને જે ભાગ ભજવવાનો હતો તે તો સીધોસટ હતો. તેને ભલે બાદશાહ

જોડે છતાં એક જ માણસ જોડે કામ લેવાનું હતું. પણ ગાંધીજીને તો પશ્ચિમના એક લોકશાસન જોડે, તેમજ પૂર્વમાં નવા જન્મતા લોકશાસનની અટપટી ગૂંચો જોડે, કામ લેવાનું છે. ને એ ગૂંચો એવી મોટી છે કે પેલા સાધુ ડેનિયલની પેઠે ગાંધીજીને પણ કેટલીક વેળા એકાન્તવાસમાં ચાલ્યા જવાનું ને રાજકારણના ધમસાણથી અળગા રહેવાનું મન થઈ આવે તો તેમને માટે તે ક્ષમ્ય ગણાય એવું છે. *

(૧૯૩૨)

* ૧ લી અકટોબર ૧૯૩૨ ને દિવસે લંડનના પ્રસિદ્ધ સાપ્તાહિક પત્ર 'ઇકોનૉમિસ્ટ'માં પ્રસિદ્ધ થયેલો અગ્રલેખ.

## ૫૩. ગાંધીજી અને તામીલનાડ

### શ્રીનિવાસ શાસ્ત્રી

જે બનાવ બની ગયો છે તેનો આપણે પળવાર વિચાર કરીએ. શ્રી. વેંકટરામ આયંગારે ગાંધીજીના ઉપવાસ છૂટ્યાનો ઉલ્લેખ બહુ સારા શબ્દોમાં કર્યો. પણ આપણે જોતા નથી કે એ ઉપવાસનો અન્ત જાહેર કરવામાં જ મહાત્માજીને ગંભીર ચેતવણી આપવી પડી છે; કેમકે તેમના મુખમાંથી એક પણ વાક્ય એવું નથી નીકળતું જેમાં કંઈ ચેતવણી કે વચન આપેલાં ન હોય. આ ઉપવાસનો અન્ત જાહેર કર્યો તે ક્ષણે જ તેમણે લગભગ બીજો ઉપવાસ આદરવાની ધમકી આપી છે, એ આપણે કેમ ભૂલી શકીએ? જેમણે ગયા થોડા દિવસ ચિન્તા ભોગવી છે તેમને ફરી એ અનુભવ લેવાનું મન નહીં થાય. થશે ખરું? એ ઉપવાસ કદી થવા ન પામો એવી આપણે સહુ એકે અવાજે પ્રાર્થના કરીએ છીએ. બીજા શબ્દોમાં કહીએ તો, આ મહાન સુધારો, જેનું પહેલું પગલું જ હમણાં ભરાયું છે, તેના બીજાં પગલાંને માટે આપણે તૈયારી કરવી જોઈએ ને તે પગલાં ભરાવાં જોઈએ. એમાં મદદ કરવાની આપણી ફરજ છે.

આપણે સહુ તામીલ ભાષા બોલનારા લોકો છીએ. આપણે જે પ્રાન્તના છીએ, આપણે જે પ્રાન્તનાં મન્દિરોમાં પૂજા કરીએ છીએ, તે પ્રાન્તનો મહાત્માજીએ ખાસ ઉલ્લેખ કર્યો છે. મહાત્માજીએ કહ્યું છે કે એમને મોટામાં

મોટું દુઃખ એ વાતથી થાય છે કે ઉત્તર અને પશ્ચિમ ભારતમાં મોટાં મોટાં મન્દિરો સહુને માટે ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે છતાં દક્ષિણ ભારતના લોકોએ બહુ જ ઓછો જવાબ વાળ્યો છે. મહાત્માજીએ એમ પણ કહ્યું છે કે આ વાતથી એમને ભારે નિરાશા થઈ છે, કેમકે એમને લાગે છે કે આ પ્રાન્તના લોકોનો પ્રેમ ને તેમની કૃતજ્ઞતા મેળવવાનો તેમને ખાસ હક છે. એનો ખરો અર્થ શો ? મહાત્મા ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની હિલચાલ ચલાવેલી તેમાં તેમના સૌથી અધિક વિશ્વાસપાત્ર, સૌથી અધિક શૂરા, સૌથી અધિક અડગ અનુયાયીઓ તે દક્ષિણ આફ્રિકાના તામીલ લોકો હતા. તાંજોર અને દક્ષિણ આર્કટ જિલ્લાના જે હરિજનો ત્યાં હતા તેઓ રાતદિવસ ગમે ત્યારે તેઓ બોલાવે કે પહોંચી જવાને તૈયાર હતા; મહાત્માજી એમની પાસેથી કેટલું કામ લે છે એની ગણતરી તેમણે કદી કરી ન હતી. એક માણસ પર તે દિવસોમાં ગોળી ચલાવવામાં આવેલી, ને તે શહીદ થયો હતો. તે ટ્રાંકીબાર પાસેના એક ગામનો હતો. સત્તર વરસ પર જ્યારે ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા ત્યારે સૌથી પહેલાં જે કામો કર્યાં તેમાંનું એક કામ તે આ શહીદના, જન્મસ્થાનની મુલાકાત લેવાનું હતું. એ મુલાકાતને તેમણે પોતાના જીવનની સૌથી પવિત્ર યાત્રા કહેલી. એ યાત્રામાં ગાંધીજીની સાથે જવાનો અપૂર્વ લહાવો મને મળ્યો હતો. એ પ્રસંગે શું બન્યું તે મને આબેહૂબ યાદ છે. એ હુતાત્માની અજ્ઞાન વિધવા પાસે ગાંધીજીએ માગણી કરી કે 'તમારો એક છોકરો મને આપો. એને હું મારા દત્તક દીકરા તરીકે રાખીશ.' આ વાત એ બહેનને સમજાવવામાં ગાંધીજીએ પોતાની બધી વક્તૃત્વશક્તિ ને પોતાના વ્યક્તિત્વનું લગભગ અમોઘ એવું બળ વાપર્યાં. ગાંધીજી તામીલ ભાષા શીખેલા. કેમકે તેમનું કહેવું એમ હતું કે 'આ નિષ્ઠાવાન લોકો સાથે તેમની ભાષામાં વાત કરતાં મને આવડવું જોઈએ.' દુર્ભાગ્યે તેઓ બહુ સારા ભાષાશાસ્ત્રી નથી; અને તે ઉપરાંત એમના વ્યવસાયો એટલા ભારે ને એવા વિવિધ હતા કે તેઓ તામીલનું જ્ઞાન બહુ વધારી શક્યા નહીં. પણ જે થોડાક શબ્દો તેમને આવડતા હતા તે તેઓ ઘણીવાર વાપરતા, એટલાથી ઘણું કામ સાધી લેતા, ને તેમ કરતાં તેમને આનન્દ આવતો દેખાતો.

હવે આપણે સમજી શકીએ છીએ કે ગાંધીજીની પહેલી સત્યાગ્રહની લડતમાં પ્રાણાર્પણ કરનાર પેલો શહીદ ને બીજા શૂરા સત્યાગ્રહીઓ જે હરિજન

કોમમાંથી આવેલા હતા તે કોમને માટે આપણાં સર્વ મંદિરોનાં દ્વાર ખુલ્લાં મુકાવવાનું જે અતિ મહત્ત્વનું કામ તેમણે ઉપાડ્યું છે તેમાં આ તામીલ પ્રાંત પાસેથી સૌથી વધારે ઉદાર ને ઉત્સાહપૂર્ણ જવાબ મેળવવાનો પોતાને હક છે એમ ગાંધીજીને શા સારુ લાગે છે. એ મેં તમને સમજાવ્યું. એટલે હવે તમે સમજી શકશો કે જે પ્રાંતે તેમનું હૃદય હરી લીધું છે તે પ્રાંતમાં આ કામની પ્રગતિ આટલી ઓછી, આટલી નિરાશાજનક થઈ છે એ જોઈને એ પુરુષને કેટલી ભારે અંતર્વ્યથા થતી હશે. એટલે એમની એ મહાન ધારણા પાર પડે — હરિજનોની ઉન્નતિની આગળની ભૂમિકાઓ સારી રીતે, પ્રમાણમાં ઓછે ખરચે, પાર પડે — એમાં મદદ કરવાનું કામ આપણું છે.

મને ગાંધીજી પ્રત્યે ગમે તેટલો ઊંડો પ્રેમ અને આદર હોવા છતાં એક વાતમાં ગાંધીજી સાથે મારે મતભેદ કાયમ છે. ગાંધીજીને કોણ જાણે કેમ પણ એમ લાગતું દેખાય છે કે જીવતા ગાંધી કરતાં મરેલા ગાંધીનો પ્રભાવ હિંદ પર વધારે પડશે. તેઓ ભલે એમ માનતા, ને ભલે સોવાર એની એ વાત કહેતા. પણ એમની એ વાત મારે ગળે કદી ઊતરવાની નથી, ને તમારામાંથી કોઈને ગળે પણ નહીં ઊતરે. આપણે તો ઇચ્છીએ છીએ કે તેઓ ઘણું જીવે અને સર્વ દેશકાર્યો માટે મહેનત કરે. માણસમાત્રને મરવાનું છે તેમ એમને મરવાનું આવનાર જ હોય, તો તે તેમનો સમય પાકે ત્યારે — તેઓ પોતાને કરવાનું કામ કરી રહે ત્યારે — ભલે આવે. હું તો કહું કે એમણે હજુ માંડ શરૂઆત કરી છે — ખાસ કરીને હરિજનોના પ્રશ્નમાં, જેમાં એમનો પ્રભાવ આટલો મોટો પડે છે. હજુ એમને ઘણું કરવાનું બાકી છે. પંડિત માલવીયજીએ તે દહાડે કહ્યું કે આપણા દેશમાં ઘણા લાંબા કાળ લગી ગાંધીજીના જેવો બીજો કોઈ જન્મવાની આશા આપણે રાખી શકીએ એમ નથી. હું દક્ષિણ ભારતને એ જ શબ્દો કહેવા ઇચ્છું છું. ગાંધીજી બીજો ઉપવાસ આદરીને પ્રાણ છોડશે, તો એને માટે આ તામીલ પ્રાંત, ટ્રાંકીબારના પેલા શહીદની ભૂમિ, જવાબદાર ગણાશે એ વિષે કશી શંકા નથી. એ ભયાનક આળ આપણે માથે આવવાનું છે. હિંદુસ્તાન આપણને સહેજે માફ નહીં કરે. એ વાત આપણે સમજી લેવી ઘટે છે. ગાંધીજીની જિંદગી બચી ગઈ એનો આપણે ક્ષણવાર ભલે હર્ષ કરીએ. પણ એ જિંદગી બચી છે તે ફરી જોખમમાં નંખાવા માટે. એ વિપત્તિ પડતી અટકાવવા ને તામીલનાડની કીર્તિ બચાવવા માટે આપણે સહુ કંઈક તો કરી

શકીએ એમ છીએ જ. મારે બહુ ઓછું બોલવું જોઈતું હતું. પણ પૂનામાં બનેલી આ મહત્ત્વની ઘટના વિષે બોલતાં કોઈ પણ માણસથી પોતાનું હૃદય રેડ્યા વિના રહેવાય એમ નથી. હવે તમે સમજ્યા એટલે તમારે જે કરવું હોય તે કરી શકો છો. પણ કોઈ પણ પ્રકારનાં ખોટાં બહાનાં ન કાઢશો. દરેક વસ્તુમાં કરકસર હોવી જોઈએ. મહાત્મા ગાંધીએ પોતાની ઘોર તપસ્યા વડે આપણા હાથમાં જે પ્રચંડ નૈતિક શક્તિ મૂકી છે તે વાપરવામાં પણ કરકસર જેવું કંઈક હોવું જોઈએ.*

(૧૯૩૨)

## ૫૪. દીનદલિતના બેરુ

### રેની ફ્યુલૉપ મીલર

કદાચ બુદ્ધના જમાના પછી કોઈ પણ મનુષ્યનું હૃદય માણસોનું દુઃખ જોઈને આટલું દ્રવ્યું નહીં હોય. દુઃખી અને પીડિતો સાથેનો આ ઊંડો સમભાવ એ જ ગાંધીજીના સર્વ વિચાર અને કાર્યનો પ્રેરક હેતુ છે; અને તે જ તેમને રાજકારણમાં ખેંચી ગયો છે. બ્રિટિશ સરકાર સામેની તેમની લડતમાં પણ આખરી કારણ પીડિતો પ્રત્યેનો તેમનો સમભાવ જ હતું. ગાંધીજીના રાજકારણના પાયામાં જે વિચારો રહેલા છે તે બધાનું મૂળ તેમના માનવપ્રેમમાં, તેને લીધે લોકોનાં દુઃખ વિષે તેમને ઊપજતી વેદનામાં, ને તેમના પોતાના હૈયું ભાંગી નાખે એવા અનુભવોમાં રહેલું છે. ઍન્ડ્રૂઝ કહે છે: “હું અનેક વેળા મહાત્મા ગાંધીને દક્ષિણ આફ્રિકાના ડરબન શહેરમાં જોઈ રહ્યો છું. તેઓ ગરીબોના લત્તામાં કેવા જતા ને ગિરમીટની ગુલામીમાં પડેલા હિંદીઓમાં કેવા ભળતા તે મેં નિહાળ્યું છે. પ્રિટોરિયામાં તથા બીજી ઘણી જગાએ હું ગાંધીજીની સાથે હિંદીઓના લત્તામાં રહ્યો છું. ત્યાં ધોબી, શાકભાજીવાળા ને મજૂરો જેવા ગરીબ હિંદીઓને ઢેડ જેવા ગણવામાં આવતા; જ્યારે તેમની આસપાસ બધે ધનિકો તેમના મહેલ બાંધી રહ્યા હતા. પાછળથી ગાંધીજી અમદાવાદના મિલમજૂરોમાં કેવા ભળ્યા છે, ને તેમણે ખેડાના પીડિત ખેડૂતોને કેવી મદદ

* ગાંધીજીના ૧૯૩૨ ના ઉપવાસની પૂર્ણાહુતિનો આનન્દ પ્રગટ કરવા કોઈમ્બતૂરમાં મળેલી એક સભામાં આપેલું પ્રવચન.

કરી છે, તે આપણે જાણીએ છીએ. ગરીબોની દશા જાણવાનો જે એક જ રસ્તો છે — જાતે કામ કરીને તેમની વચ્ચે રહેવાનો — તે રસ્તો તેમણે લીધો છે. મહાત્મા ગાંધી સર્વાંશે ગરીબોના ભેરુ છે; અને એટલા જ માટે ગરીબો આપોઆપ એમને પોતાના સાચા મિત્ર ને રક્ષક તરીકે ઓળખે છે.” દીનદલિતોની તમામ ચિન્તાઓથી, ને તેમની ઝીણામાં ઝીણી ને નજીવામાં નજીવી જરૂરિયાતોથી, તેઓ વાકેફ રહે છે, એ હિંદી જનતા ઉપરના એમના પ્રચંડ પ્રભાવની ચાવી છે. તેઓ પોતાનું ઊંચું પદ છોડીને, માણસો પોતાની મોટામાં મોટી જરૂરિયાતો તૃપ્ત કરવા વલખાં મારી રહ્યાં છે, ત્યાં ઊતરી આવ્યા છે. તેમની વાણી દ્વારા એ સહુનાં કષ્ટો આર્ત રવે બોલી ઊઠે છે. તેથી એ લોકો તેમને પોતાના પિતારૂપ માને છે ને તેમને ‘ બાપુ ’ કહીને બોલાવે છે.

*

જીવન અને સંસ્કૃતિના જે પ્રકારોથી સીધી રીતે સમાજનું હિત ન સધાતું હોય તે સર્વ પ્રકારોને, લેનીનની પેઠે, ગાંધીજી પણ સમજી શકતા નથી. તેઓ બંને એક એવા યુગનાં સંતાનો છે જેમાં દુઃખ અને દારિદ્ય જોઈને માનવજાતિનો અંતરાત્મા પહેલાં કદી નહીં દ્રવ્યો હોય એટલો દ્રવે છે ને ઊકળી ઊઠે છે. વિશાળ જનસમૂહની પરિસ્થિતિની સાથે જેટલો નિકટનો સંબન્ધ આ બે પુરુષોને છે તેટલો સંબન્ધ ધરાવનાર કોઈ પણ માણસને, એ દુઃખી ને ગરજવાન લોકોને સીધી રીતે મદદગાર ન હોય એવી કોઈ પણ વસ્તુને વિષે રસ કે રુચિ ન જ ઊપજે, અને એ વસ્તુઓ તેમને નર્યા શણગારરૂપ લાગ્યા વિના ન રહે.

ગાંધીજીના જીવનની બીજી બધી વસ્તુઓની પેઠે કલા અને તેના રહસ્ય વિષેનો તેમનો અભિપ્રાય પણ જનસમૂહની દુઃખી દશા વિષેના તેમના જ્ઞાનમાંથી ઉદ્ભવેલો છે. જેમ એક કાળે બુદ્ધને થયું હતું તેમ મનુષ્ય જીવોના દુઃખે તેનો ઉઘાડો ચહેરો ગાંધીજીને પણ બતાવ્યો છે. એટલે, જે પ્રવૃત્તિ ભૂખ્યાંને ખવડાવવામાં, નાગાંને ઢાંકવામાં, ને દુઃખીને દિલાસો આપવામાં સીધી રીતે મદદ ન કરતી હોય એવી કોઈ પણ પ્રવૃત્તિમાં તેમનાથી હવે પછી પોતાની લાગણી ને શક્તિનો ઉપયોગ કરી શકાય એવું રહ્યું નથી.

*

ગાંધીજીએ રેંટિયાનો પ્રચાર શરૂ કર્યો, ને તેમના આદેશથી વિદેશી કાપડ બાળવાનું શરૂ થયું, તેની સામે લગભગ સાર્વત્રિક વિરોધ થયેલો. રોમેં રોલાં જેવા જે માણસો મહાત્માજીના વ્યક્તિત્વ ને પ્રભાવ વિષે આદર ધરાવતા હતા તેમનાથી પણ આ વિષયમાં તેમની હળવી ટીકા કર્યા વિના ન રહેવાયું. પણ જે દેશ ખેતીપ્રધાન હતો, ને જેમાં યાન્ત્રિક ઉદ્યોગ બહુ જ ઓછા પ્રમાણમાં ખીલેલો હતો, તે દેશને રાતોરાત સાવ નવામાં નવી ઢબનો આધુનિક દેશ બનાવી દેવાનો જે પ્રયત્ન લેનીને કર્યો તેની સાથે જો ગાંધીજીના આ કામને સરખાવીએ, તો ગાંધીજીના વિચારો એકાએક સાવ જુદે જ રૂપે દેખાવા લાગે છે. ગાંધીજીએ કૃત્રિમ ઇલાજો વડે હિંદુસ્તાનમાં મોટા પાયા પર યન્ત્રોદ્યોગ દાખલ કરવાની ના પાડી, એ સૂચવે છે કે માર્ક્સના આર્થિક સિદ્ધાન્તોને લેનીનના કરતાં ગાંધીજી પોતાની લાગણીઓ દ્વારા વધારે સાચી રીતે સમજી શક્યા હતા. લેનીનનો 'ક્રાન્તિકારક ધક્કો' — પોતાના દેશના આર્થિક વિકાસમાં એક આખા યુગને કુદાવી જવાનો તેમનો જે પ્રયત્ન — તેને તેમના સ્વપ્નસમા આશાવાદનું જ પરિણામ ગણવો જોઈએ. એથી ઊલટું ગાંધીજીએ જૂના ગૃહઉદ્યોગને સજીવન કરવાની જે હિમાયત કરી છે તે પહેલી નજરે તો સ્વપ્નસમી ભાસે છે; છતાં એ હિમાયત કરીને ગાંધીજીએ પુરવાર કરી બતાવ્યું છે કે તેઓ લેનીનના કરતાં વધારે ઠરેલ મગજના મુત્સદ્દી છે.

એટલે, પશ્ચિમની મૂડીવાદી સંસ્કૃતિના ગજથી ગાંધીજીની હિલચાલને માપી તેનો આંક બાંધવો એ સાવ અયોગ્ય છે. ગાંધીજીએ જ્યારે પોતાના પીડિત દેશને આર્થિક રાહત અપાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમને એ રાહત મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગમાંથી મળી શકે એમ નહોતું; કેમકે એ ઉદ્યોગ તો હજુ લગભગ સાવ શરૂઆતની અવસ્થામાં હતો, અને ઘણા લાંબા વખત લગી તે હિંદુસ્તાનમાં એક નજીવા વિદેશી તત્ત્વથી વધારે કશું સ્થાન પ્રાપ્ત કરી શકે એમ નહોતું. ગાંધીજીને સફળતા મેળવવી હોય તો તેમણે તો ઉદ્યોગવાદના, અકાળે કચડાઈ ગયેલા, નાનામાં નાના પ્રકારના — ગૃહઉદ્યોગના — પુનરુદ્ધાર માટે જ પ્રયત્ન કર્યે છૂટકો હતો. આર્થિક વિકાસના નિયમ અનુસાર શુદ્ધ ખેતીપ્રધાન વ્યવસ્થા પછી આવા નાના ગૃહઉદ્યોગો જ સ્થપાવા જોઈએ. આમ એક તરફ લેનીને હિંસાની મદદ લઈને રશિયામાં મોટા પાયા પર ચાલતા યન્ત્રોદ્યોગો સ્થાપવાનો જે પ્રયત્ન કર્યો તેને લીધે એ

દેશની આર્થિક પરિસ્થિતિમાં કૃત્રિમ રીતે વિક્ષેપ પડ્યો; જ્યારે બીજી તરફ હિંદુસ્તાનમાં ગાંધીજીએ ચલાવેલી હિલચાલ એ દેશની વર્તમાન આર્થિક પરિસ્થિતિને વધારે બંધબેસતી આવે છે.

હિંદુસ્તાનમાં પરદેશથી લાવીને યન્ત્રોદ્યોગ દાખલ કરવા સામે, એટલું જ નહીં પણ જગતમાં મોટા પાયાનાં યન્ત્રોદ્યોગ ફેલાવા સામે પણ, ગાંધીજીની જે ઝુંબેશ છે તે યુરોપવાસીને પહેલીવાર જોતાં સાવ હાસ્યાસ્પદ લાગે એવી છે. પણ ઉપર કહી તે દૃષ્ટિએ એનો વિચાર કરી જોતાં તેનો મર્મ વધારે સારો સમજાય છે. યન્ત્રો સામેના એમના આ વિરોધમાં મુખ્યત્વે નૈતિક અને ધાર્મિક દલીલોનો ઉપયોગ કરવામાં આવે છે એ સાચું. છતાં રાષ્ટ્રીય અને આર્થિક દૃષ્ટિએ એમાં ઠરેલ સત્યનો પણ ઘણો અંશ રહેલો છે. હિંદુસ્તાનની અત્યારની આર્થિક પરિસ્થિતિમાં યન્ત્રોદ્યોગ આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ થઈ પડવાનો સંભવ રહે છે.

આ સંબંધમાં લેનીન અને ગાંધીજીની કાર્યપદ્ધતિ વચ્ચે રહેલો મોટો તફાવત પણ ધ્યાનમાં લેવા જેવો છે. બંનેનું ધ્યેય એક જ હતું. એ ધ્યેયની સાધના કરતાં લેનીને યન્ત્રના મૂલ્ય વિષે વધારેપડતો આંક બાંધ્યો, ને તેને લગભગ પૂજાપાત્ર માન્યું; જ્યારે ગાંધીજીએ, લગભગ એ જ વરસોમાં, એથી સામે છેડે જઈને જાણે યંત્રો સામે એક પ્રકારનો હુમલો કર્યો. બંને જગાએ — રશિયામાં તેમજ હિન્દમાં — પશ્ચિમની અસરને પૂર્વ કેવા ભાવથી જુએ છે તેનો જ સવાલ આમાં રહેલો છે. પશ્ચિમના સુધારાના આ સ્ફોટ પ્રત્યેનું આ બે મહાન રાષ્ટ્રનેતાઓનું વલણ એકબીજાથી સાવ ઊલટું રહ્યું છે.

ગાંધીજીના ‘યન્ત્રભંગ’ ની બાબતમાં જુલિયસ બ્રાઉનથાલ નામના એક જાણીતા ઑસ્ટ્રિયન સમાજવાદીએ અસાધારણ ઔચિત્યવાળાં જે વચનો લખ્યાં છે તેણે નવો પ્રકાશ પાડ્યો છે. બ્રાઉનથાલે મહાત્મા ગાંધી વિષે જે પુસ્તક લખ્યું છે તેમાં, મને લાગે છે પહેલી જ વાર, ગાંધીજી અને વિલાયતના એક મિલમજૂર નેડ લડ (જેણે આધુનિક યન્ત્રયુગની શરૂઆતમાં નવાં ને મજૂરોને બેકાર બનાવનારાં યન્ત્રોને ભાંગી નાંખવાની હિલચાલમાં મજૂરોની આગેવાની કરી હતી) બેની વચ્ચે જે ભારે સામ્ય છે તે તરફ ધ્યાન ખેંચ્યું છે. નેડ લડ અને ગાંધીજીની હિલચાલોમાં જે સરખાપણું છે તે ધ્યાન ખેંચે એવું છે. લડની હિલચાલ ૧૮૧૧ માં નૉટિંગહામમાં શરૂ થયેલી. તેને પરિણામે

ખુનરેજીભર્યાં અત્યાચારો થયા ને ઘણા માણસોને ફાંસીએ ચડાવવામાં આવ્યા, ને કશી કાયમની સફળતા મળી નહીં. એથી ઊલટું, યન્ત્રોદ્યોગ સામેની ગાંધીજીની લડતે, અહિંસક સાધનોથી કામ લીધું હોવાને કારણે, હિંદની સામાજિક પરિસ્થિતિ પર અગત્યની અસર પાડી છે.

ગાંધીજીની આ હિલચાલ સામેના વિરોધોનો આધાર કેટલો કાચો છે એ બ્રાઉનથાલના અભિપ્રાય પરથી બહુ જ સ્પષ્ટપણે જોઈ શકાય એમ છે. હિંદુસ્તાનના સામાજિક વિકાસમાં ગાંધીજીનું જે અતિશય મહત્ત્વ છે તે બ્રાઉનથાલે ગાંધીજી પરના તેમના પુસ્તકમાં દીર્ઘદર્શી સ્પષ્ટતાથી વર્ણવ્યું છે. તે કહે છે કે ગાંધીજીની આ હિલચાલનું સ્વરૂપ ને તેનું મહત્ત્વ સમજવાં હોય તો તેને યુરોપના સમાજવાદની પ્રારંભિક અવસ્થા સાથે સરખાવી જોવી જોઈએ. ગાંધીજીના વિચારોમાં પશ્ચિમને જે જુનવાણી તત્ત્વો લાગે તે વડે જ, હિંદુસ્તાનના આજના સંજોગો જોતાં, સામાજિક ક્રાન્તિને માટે તૈયારી થઈ શકે એમ છે.

બ્રાઉનથાલ કહે છે કે વિલાયતના મૂડીવાદને હિંદુસ્તાનનો ઉપયોગ કેવળ કાચો માલ પૂરો પાડનાર ને તૈયાર માલ ખરીદનાર દેશ તરીકે જ કરવાનું જરૂરી લાગ્યું, એટલે હિંદી ગૃહઉદ્યોગને રીતસર કચડી નાખવામાં આવ્યો; જે જમીનોમાં ડાંગર ઊગતી તેમાં કપાસ ઉગાડવાનું શરૂ કરવામાં આવ્યું; ને હિંદી પ્રજાને વિલાયતી કાપડ વાપરતી બનાવવાના ને એ રીતે હિંદમાંથી હાથ-કંતામણ ને હાથવણાટને નાબૂદ કરવાના સફળ પ્રયત્નો કરવામાં આવ્યા. જે કરોડો નાના ખેડૂતો અગાઉ જમીનના નાના નાના ટુકડા ખેડી ખાતા, ને જેઓ વરસમાં છ મહિના રેંટિયાને આધારે નભતા, તેમને યુરોપના ઉદ્યોગે આ રીતે પાયમાલ કરી નાખ્યા; અને તેમને બદલામાં બીજો કશો રોજગાર આપ્યો નહીં.

બ્રાઉનથાલ કહે છે: "ગાંધીજીના મનમાં યંત્રો સામે ને મૂડીવાદ સામે જે સખત અણગમો છે તે હિંદના કરોડો ખેડૂતો ને હાથકારીગરોના અણગમાનું પ્રતિબિંબ છે. એ ખેડૂતકારીગરોનું પરાપૂર્વથી ચાલ્યું આવતું રોજીનું સાધન મૂડીવાદે સાવ છીનવી લીધું છે; અને એમને તો મૂડીવાદી વ્યવસ્થામાં મિલના મજૂર થવાની પણ તક નથી રહી. ગાંધીજી જ્યારે મૂડીવાદ, મૂડીવાદી યુગ, અને આધુનિક સુધારાને આસુરી અધમતા ને અંધકારયુગ કહીને વખોડે છે

ત્યારે તેમનું હૃદય મજૂરોની આ હાયથી ભેદાઈ જતું હોય છે.” ગાંધીજીએ ઠેકઠેકાણે યન્ત્રોનો દુરુપયોગ જ થતો જોયો, અને ઉદ્યોગવાદને લીધે થોડા માલિકોના સ્વાર્થને ખાતર મોટા જનસમૂહો જે ગુલામીમાં ફસાય છે તે ગુલામી પણ જોઈ. એટલે તેમનો યન્ત્રો સામેનો વિરોધ, તેમના બીજા સિદ્ધાન્તોની પેઠે, તેમના અંગત અનુભવનું, સમાજ પ્રત્યેની ઊંડી લાગણીનું, અને શોષાયેલા વર્ગો પ્રત્યેના સમભાવનું, પરિણામ છે. યન્ત્રોનો વિરોધ કરવામાં તેઓ યન્ત્રોના દુરુપયોગની સામે વાંધો ઉઠાવે છે. પશ્ચિમ યુરોપના ઉદ્યોગવાદે તેમને કેવળ આ એક જ રૂપે દર્શન દીધાં હતાં.

એટલે ગાંધીજી યંત્રોનો વિરોધ એટલા જ માટે કરે છે કે તેનાથી વ્યક્તિની મહેનત બચવાને બદલે, અને સમાજની પરિસ્થિતિ સુધરવાને બદલે, તે અત્યારે ધનિકોના એક નાના વર્ગને જ ઉપયોગી થઈ પડ્યાં છે, અને વિશાળ મજૂરવર્ગને પારાવાર હાનિ કરે છે. અને ગાંધીજી તો દરેક પ્રથા કે વસ્તુની કસોટી તે દીનદલિતને લાભ કરે છે કે હાનિ તે પરથી જ કરનારા રહ્યા; એટલે યંત્રવાદની આમવર્ગ પર થતી આ હાનિકારક અસર જોઈને તેઓ એના અમર્યાદ ઉપયોગનો વિરોધ કરવા ને તેને કંઈક મર્યાદા બંધાય એવો પ્રયત્ન કરવા પ્રેરાયા છે. પણ ગાંધીજીનો યંત્રો સામેનો વિરોધ એ પશ્ચિમના જડવાદી આધુનિક સુધારા સામેની મોટી લડતનો એક ભાગ છે. યંત્રોની સાથે ગાંધીજી એ યંત્રોની આસપાસ રચાયેલી દુનિયાનો — જે તેમણે યુરોપમાં જોઈ તેનો — પણ અસ્વીકાર કરે છે. હિંદુસ્તાનમાં તેઓ ખોબા જેટલા માણસોના ધનમાં વધારો થાય એટલા માટે નહીં, પણ કરોડો માણસોને કામ અને રોટલો મળે તે માટે પ્રયત્ન કરી રહ્યા છે. તેમને મન ખરેખરા સુવ્યવસ્થિત સમાજની કસોટી મૂઠીભર લોકોના હાથમાં ભેગા થયેલા પૈસા પરથી કરવાની નથી, પણ પ્રજાના વિશાળ જનસમૂહમાંથી દરેક જણને આજીવિકા જેટલું અચૂક મળે છે કે નહીં તે પરથી કરવાની હોય છે. તેમણે એકવાર લખેલું: “કોઈ પણ દેશમાં સુવ્યવસ્થા છે એમ તે દેશમાં રહેતા કરોડપતિઓની સંખ્યા જોઈને નક્કી ન કરી શકાય; પણ તે દેશના જનસમૂહમાં ભૂખમરાનો અભાવ હોય તો જ એ દેશમાં સુવ્યવસ્થા છે એમ કહી શકાય.”

*

ગાંધીજીની ક્રાંતિ ઇતિહાસમાં અજોડ છે; કેમકે એ સત્ય અને અહિંસા વડે, અને જે પુરુષ સહૃદયતા ને આપભોગનો ઉપદેશ આપે છે ને 'તમારા શત્રુઓ પ્રત્યે પ્રેમ રાખો' એ જેમનું સૂત્ર છે તેમની આગેવાની નીચે, થયેલી ક્રાંતિ છે. પ્રાચીન કાળમાં સુધારકો, સાધુસંતો ને ધર્મસ્થાપકોએ પાપ ને બૂરાઈ સામે સત્યાગ્રહ કરવાનો ઉપદેશ આપેલો એ સાચું. પણ ભૂતકાળની બીજી બધી હિલચાલો કરતાં ગાંધીજી હિલચાલને જુદી પાડનારી તેની વિશેષતા એ છે કે મહાત્માજી અહિંસાને કેવળ વ્યક્તિઓએ કે નાના સમાજે પાળવા યોગ્ય ધાર્મિક ને નૈતિક વસ્તુ નથી ગણતા, પણ તેને એક રાજકીય હિલચાલનો પાયો બનાવે છે; અને એમ કરીને તેમણે ઇતિહાસમાં પહેલી જ વાર એક નૈતિક સિદ્ધાંતને વહેવારુ રાજકીય સિદ્ધાંત બનાવ્યો છે. જે જગત હિંસા પર શ્રદ્ધા ધરાવતું હતું તેની આગળ ગાંધીજીએ નૈતિક ને આધ્યાત્મિક શસ્ત્રોની શ્રેષ્ઠતા પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો છે, કેમકે તેમની પાકી ખાતરી છે કે અહિંસા, એટલે કે પ્રેમ અને સહૃદયતાનું આચરણ, એ નબળાનું હથિયાર નથી, પણ આધ્યાત્મિક ને નૈતિક બળના અર્કરૂપ છે, અને પશુતાભર્યા જુલમની તમામ હિંસા કરતાં બળવાન એવી એક ગૂઢ શક્તિ છે.

*

હિંદની સ્વતંત્રતા માટેની તેમની આ લડતમાં સામાન્ય અર્થમાં જેને 'રાષ્ટ્રવાદ' કહે છે તેની સાથે કંઈક સામ્ય છે, એવા આક્ષેપનો રદિયો ગાંધીજી બહુ જ નિશ્ચય અને દૃઢતાપૂર્વક આપે છે. તેઓ કહે છે: "હું હિંદુસ્તાનની સ્વતંત્રતા માટે કામ કરું છું એ ખરું. હું હિંદુસ્તાનમાં જન્મ્યો. મને તેના સંસ્કારો વારસામાં મળ્યા. મારો જન્મ મારા દેશની સેવા કરવાને થયો છે. પણ મારા સ્વદેશપ્રેમમાં બીજી કોઈ પ્રજાને હાનિ કરવાની જરાયે ઇચ્છાને સ્થાન નથી; એટલું જ નહીં પણ બીજી પ્રજાઓની સાચા અર્થમાં જે સારામાં સારી સેવા થઈ શકે તે કરવાનું કર્તવ્ય એમાં રહેલું છે. હિંદુસ્તાનની સ્વતંત્રતાની હું જે કલ્પના કરું છું તે પ્રમાણે તે જગતને ભયરૂપ કદી થઈ શકે જ નહીં."

*

બરનાર્ડ શૉએ આ લેખકને ગાંધીજી વિષેનો પોતાનો અભિપ્રાય લખી મોકલ્યો છે. તેમાં એક ફકરો આ પ્રમાણે છે:

"હિંદુસ્તાનને હિંસા વડે તાબે કરવામાં આવ્યું છે ને હિંસા વડે તાબે રાખવામાં આવે છે. જેમ આયર્લંડે હિંસા દ્વારા મુક્તિ મેળવી તેમ હિંદુસ્તાન પણ હિંસા દ્વારા મુક્તિ મેળવી શકે છે. ઇતિહાસને અવગણીને આ હકીકતોનો ઇનિકાર કરી શકાય એમ નથી. એવો ઇનિકાર કરીએ તો એમ પણ કહી શકાય કે વાઘ કદી હિંસા કરીને જીવી શક્યા નથી, અને અહિંસક પ્રતિકારથી વાઘ ભાત ખાતા થઈ જશે. પણ એવી હિંસાનું સીધું પરિણામ એ આવશે કે પૃથ્વી પર એક હિંદી જીવતો હશે ત્યાં લગી ઇંગ્લંડ સલામત નહીં રહે, તેમજ એક અંગ્રેજ જીવતો હશે ત્યાં લગી હિંદ સલામત નહીં રહે. જે ક્ષણે હિંસા શરૂ થાય કે તરત જ માણસો ગમે તે ભોગે સલામતી માગવા માંડે છે. અને સલામતી મળી તો શકતી નથી, ને ત્યાં પહોંચવાનો રસ્તો લોહીમાં થઈને જાય છે; એટલે હિંસાનો અર્થ આખરે માનવજાતિનું નિકંદન થાય છે. તેથી જ માનવજાતિના અંતરાત્માને હિંસામાં દુષ્ટતા ભાસે છે; ને તે જુએ છે કે હિંસા જે વસ્તુઓની રક્ષા કરવાને માટે વપરાય છે તે સર્વ વસ્તુઓનો તે આખરે વિનાશ કરે છે. ખ્રિસ્ત અને બુદ્ધ, શેલી, ટૉલસ્ટૉય અને ગાંધી આ અંતરાત્માની વાણીરૂપ હતા. તેમણે પાપ અને બૂરાઈની સામે વેર ન વાળ્યું, એ ખરું; પણ એમ ન કહી શકાય કે તેમણે એની સામે વિરોધ કે પ્રતિકાર ન કર્યો. માણસો આ શાંતિમાર્ગ પર — અથવા તો, જ્યાં તેમને શસ્ત્રો વગર ને જવાબદારી વગર ચાલવાનું કહેવામાં એવા કોઈ પણ માર્ગ પર — ચાલવા માંડે તે પહેલાં, વેર અને પ્રતિકાર વચ્ચેનો આ ભેદ તેમને સ્પષ્ટ સમજાવવો જોઈએ."

*

જે પુરુષે આ અગણિત ધર્મો, સંપ્રદાયો ને કોમોમાંથી એક રાષ્ટ્ર નિર્માણ કર્યું તેમના હુકમને આજે ત્રીસ કરોડ માણસો અનુસરે છે. એ પુરુષ એમના પોતાના જ છે; તેમની ભાષા બોલે છે ને તેમના જેવી જ પ્રાર્થના કરે છે. અને, બ્રિટિશ સામ્રાજ્યના સર્વસમર્થ પ્રતિનિધિની જોડે સમાન કક્ષાએ બેસીને હિંદુસ્તાનના ભાવિ વિષે વાટાઘાટ કરવા માટે તેઓ પોતાના ગરીબમાં ગરીબ દેશભાઈની પેઠે કચ્છ પહેરીને ગયા હતા.

ખરા હિંદુસ્તાનને મહાત્માજી સિવાય બીજા કોઈ નેતાની, તથા

અહિંસાના પ્રાચીન આદર્શના ઉપદેશ સિવાય બીજી કોઈ રાજનીતિની, જરૂર નથી; તથા હિંદુસ્તાને સત્ય ને અહિંસાના આ પેગંબરને અનુસરવાનો નિશ્ચય કર્યો તે સારું જ કર્યું છે; એમ ગાંધીજીના અનુયાયીઓ જે માને છે તે સાચું છે. યુરોપથી આયાત કરેલો આધુનિક ઢબનો સબરંગી ધંધાદારી મુત્સદ્દી કે રાજદ્વારી માણસ હિંદુસ્તાનની સંસ્કૃતિમાં પરાયા જેવો છે, ને તે લોકોનું હૃદય ખરેખરું કદી સમજી નહીં શકે. ગાંધીજીમાં રાજકીય અને ધાર્મિક અંશોનો જે સંયોગ થયેલો છે — ને જે 'રાજદ્વારી ગુરુ' નો ખરો નમૂનો છે — તેની જ હિંદુસ્તાનને ખરી જરૂર છે.*

## ૫૫. નવો આહુતિમાર્ગ

(૧૯૩૩ ના મે માસમાં અસ્પૃશ્યતાનિવારણને અંગે ગાંધીજીએ જે ૨૧ દિવસના ઉપવાસ કરેલા તે પ્રસંગે ફ્રાન્સના ઋષિ રોમૈં રોલાંએ ગાંધીજીને જે કાગળ લખેલો, તેમાં ગાંધીજીના એ કઠણ તપનો જગતહિતની દૃષ્ટિએ શો અર્થ છે તે સમજાવ્યું છે.)

આજની દુ:ખી દશામાં, જ્યારે આખું જગત ક્રૂરતા ને હિંસામાં ડૂબી ગયું છે, જ્યારે અત્યાર સુધીના બધા વિગ્રહોની હત્યા ને ક્રૂરતાને ભુલાવે એવા મહાવિગ્રહો ફાટી નીકળવાની અણી પર છે, જ્યારે આખી માનવજાતિના જાલિમ અને ગુલામ એવા બે વિભાગ પડી ગયા છે, ને દુ:ખ અને અન્યાયનો ભોગ થઈ પડેલી દલિત ગુલામ પ્રજાઓ જાલિમોની હિંસારૂપી મદિરા પીને ચકચૂર બની છે ને તેમને હિંસા સિવાય બીજો માર્ગ જડતો નથી — તેવે વખતે શાન્તિ અને ન્યાયને કાજે, પ્રેમ અને અહિંસાથી પ્રેરાઈને, આપે આત્મબલિદાનનો જે સંકલ્પ કર્યો છે તે, ઈસુ ખ્રિસ્તના બલિદાનની જેમ, આખા જગતને માટે પવિત્ર અને મહામૂલો થઈ પડ્યો છે.

ઈસુના બલિદાનથી જગત ઊગરી ગયું નથી એ સાચી વાત છે, છતાં એણે જગતને ઊગરવાનો માર્ગ તો દેખાડ્યો છે: કરોડો દુર્ભાગીઓની વિપત્તિના અંધકારને તેણે પ્રકાશિત કર્યો છે.

પણ આપને આ બલિદાન આપવું ન પડો. આપ હજુ ઘણું જીવો

---

* લેખકના ગાંધીજી વિષેના પુસ્તકમાંથી.

—'અમારી વચ્ચે' એમ તો હું નહીં કહું (કેમકે હું આવો માંદોમાંદો લાંબો વખત જીવી શકીશ કે કેમ એ વિષે મને શંકા છે), પણ ભારતવર્ષનાં અને જગતનાં ભાઈબહેનો, જેમનું નાવ તોફાનમાંથી પાર ઉતારવાને આપના વિના ચાલે એમ નથી, તેમને માટે આપ દીર્ઘાયુ થાઓ એવી મારી પ્રાર્થના છે.

(૧૯૩૩)

## ૫૬. પ્રેમનાં જાદુ

### ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

### પર્ણકુટીમાં દસ દિવસ

ગઈ ૮ મી મેનો દિવસ અનેક રીતે ઐતિહાસિક હતો. ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસનું મહાવ્રત આરંભ્યું, સાંજે ૧૬ માસના કારાવાસ પછી છૂટ્યા, ને છૂટ્યા પછી ક્ષણનો પણ વિલંબ કર્યા વિના પેલું પ્રસિદ્ધ નિવેદન લખાવી કાઢ્યું, ને હરિજનોનું ઋણ ચૂકવવાનો સમય મેળવવા સવિનય ભંગની લડત છ અઠવાડિયાં મોકૂફ રાખી. આમાં એક દિવસમાં ત્રણ મહા-આશ્ચર્યકારક ઘટનાઓ બની ગઈ. ૯ મીએ સવારે જગત જાગ્યું ત્યારે કેટલુંયે પરિવર્તન થઈ ગયેલું હતું.

૮ મીનો દિવસ તો અમે અનેક ચિન્તાઓમાં ને તર્કવિતર્કોમાં પસાર કર્યો હતો. જેલમાં ઉપવાસ કેમ થશે એ ચિન્તા તો હતી જ. ત્યાં તો સાંજે એકાએક ગાંધીજી ઇન્સ્પેક્ટર-જનરલની મોટરમાં પર્ણકુટીએ આવી ઊભા રહ્યા. લેડી વિઠ્ઠલદાસનો ગાંધીજીના ઉપવાસમાં એમને ત્યાં જ રહેવાનો પ્રેમભર્યો આગ્રહ હતો, ને તેમણે બધી તૈયારી પણ કરી રાખેલી. પર્ણકુટીમાં ગાંધીજીને જે શાન્તિ મળે છે, આસપાસનાં આંખ ઠારનારાં ભવ્ય પ્રાકૃતિક દશ્યો જોવા મળે છે તે બીજે ભાગ્યે જ મળત. અને પ્રેમલીલા-બહેનની કાળજીનો તો પાર નથી. એમનો આખો દિવસ ગાંધીજીના અને તેમના પરિચારકોની ચિન્તામાં ને તેમની ઝીણીઝીણી સગવડો જોવામાં જાય છે. "બાપુજી જે ઝપાટાથી દાદરો ચડીને આવ્યા એ ઝપાટાથી ઊતરીને જાય ત્યારે મારા મનને શાન્તિ વળશે," એમ કહેતાં મેં એમને

સાંભળ્યાં છે, ને એ જ આજે એમનું રટણ છે એમ કહીએ તો ચાલે. જે પરિચારકો લાગણી દબાવી દિવસરાત ભક્તિભાવે ગાંધીજીની શુશ્રૂષા કરી રહ્યા છે તેમને વિષે અહીં કંઈ કહેવું ઉચિત નથી. ડાક્ટર અનસારી અને બીજા ડાક્ટરો મનુષ્યથી જેટલું થઈ શકે તે બધું કરે છે, પ્રેમથી રાખી શકાય એટલી બધી કાળજી રાખે છે, પણ ખુદ ગાંધીજીને ડાક્ટરોની મદદ કેટલી કામ આવે છે ? ગાંધીજીએ તો ઈશ્વરને જ ડાક્ટર બનાવ્યો છે, તેને જ ભરોસે જીવન સોંપી દીધું છે; એટલે ' ખરો ડાક્ટર તો એ જ છે, वैद्यो नारायणो हरिः ' એવાં શ્રદ્ધાનાં વચનો આપણે આસપાસથી સાંભળીએ છીએ. એ મહાવૈદ્યે અત્યાર-સુધી તો ગાંધીજીને સારી પેઠે સાચવ્યા છે, અને એ જોઈને ડાક્ટરો પણ ચકિત થયા વિના રહ્યા નથી. આ દસ દિવસની એમની સ્થિતિથી ડાક્ટરો અને પરિચારકોનો ઉચાટ તો ઓછો થઈ જ ગયો છે. એક પરિચારક તો એક પત્રમાં એટલે સુધી લખે છે કે " આવતી કાલે સૂરજ ઊગશે એને વિષે જેટલી ખાતરી છે તેટલી બાપુના ઉપવાસ નિર્વિઘ્ને પૂરા થઈ જશે એ વિષે ખાતરી છે. " ભગવાન એમનું વચન સાચું પાડો.

## શ્રદ્ધાના આશીર્વાદ

ગાંધીજીની એ શ્રદ્ધા આજે બીજા કેટલાયમાં ઊતરી દેખાય છે. ઉપવાસના સંકલ્પ પછીના અઠવાડિયામાં ચિન્તાના, વિનવણીના, દલીલોના અનેક કાગળો ને તારો આવતા. પણ ઉપવાસના આરંભ પછીના તારોનો સૂર એક જ છે: " ઈશ્વરે આપને જે પ્રેરણા કરી તે શુભ જ છે. એમાંથી શુભ પરિણામ જ આવશે. એ ઈશ્વર જ આપનું વ્રત સાંગોપાંગ પાર ઉતારશે. " એવાં તો અનેક દૃષ્ટાન્તો છે. પંડિત માલવીયજીએ ઉપવાસ શરૂ થતા પહેલાં ગાંધીજી પર પ્રેમ, દુઃખ અને મીઠા ઠપકાથી ભરેલો તાર મોકલેલો. ઉપવાસ શરૂ થયા પછી તેમના ભગવદ્‌ભક્તિથી નીતરતા તારો જ આવે છે. ૧૯૨૪ ના ઉપવાસમાં માલવીયજી ગાંધીજીને ભાગવત વાંચી સંભળાવતા. અત્યારે પણ ગાંધીજી ભાગવત સાંભળે એમ એમણે ઇચ્છ્યું છે.

અહીં ગયા ( ૧૯૩૨ ના ) સપ્ટેંબરમાં યરવડા જેલમાં કરેલા ઉપવાસનો એક પ્રસંગ યાદ આવે છે. સપ્ટેંબરમાં ગાંધીજીને માલવીયજીએ પહેલવહેલા જોયા ત્યારે એકદમ તેમની આંખમાંથી અશ્રુધારા જ ચાલેલી, ને તેમણે

ગાંધીજીને ઉપવાસ છોડવા સમજાવેલા. પણ આખરે માલવીયજીની લાગણી પર તેમની શ્રદ્ધાએ વિજય મેળવ્યો, ને બીજે દિવસે તો આવીને કહેવા લાગ્યાઃ "ગાંધીજી, ગભરાશો નહીં. અન્તે વિજય છે." કહીને આ શ્લોક સંભળાવ્યોઃ

**अरेर्मित्रं विषं पथ्यं, अधर्मो धर्मतां व्रजेत् ।**
**सानुकूले जगन्नाथे सानुकूलं जगत्त्रयम् ॥**

આ વખતે પણ એ જ શ્રદ્ધાથી પંડિતજી આ મહાવ્રતને નિહાળી રહ્યા છે.

બીજા જેમના આશીર્વાદની ગાંધીજી હમેશાં અપેક્ષા રાખે છે તેમાંના એક શાસ્ત્રીજી. શાસ્ત્રીજીને ગાંધીજીની શ્રદ્ધાનો ચેપ લાગ્યો છે એમ તો ન કહી શકાય. તેમણે પોતાનું બધું દુઃખ દબાવીને, 'પરમ પ્રિય ભાઈ'નું સંબોધન કરીને જે કાગળ લખ્યો છે તેમાં શબ્દે શબ્દે એમનો પ્રેમ નીતરે છે. "હવે તો તમારા મિત્રો ને સાથીઓએ એટલી જ ઇચ્છા કરવાની રહી કે તમે આ અગ્નિપરીક્ષામાંથી અણીશુદ્ધ પાર ઊતરો, એટલું જ નહીં પણ જે સંગ્રામ આજે અનન્ત ભાસે છે તેને માટે વધારે તપ કરવાની શક્તિ લઈને નીકળો." ઉપવાસની ફિલસૂફીની, બુદ્ધિ અને અંતરનાદની ચર્ચા કરીને અન્તે પાછા લખે છે: "આ કાગળ મારા અખંડિત પ્રેમની નિશાનીરૂપ જ ગણજો. મારી તો એટલી જ તીવ્ર ઇચ્છા છે કે તમે દીર્ઘાયુષી થાઓ. અને જે મહાકાર્યો તમે ઉપાડ્યાં છે તે આગળ વધારો. કેમકે તમે કહો છો તેથી ઊલટું હું તો માનું છું કે તમારી સ્મૃતિ કરતાં તમારા જીવનની જ શક્તિ મોટી છે."

## પરદેશના મિત્રો

પરદેશના મિત્રોના ગાંધીજીની પૂછપરછના તારો તો દરરોજ આવ્યાં જ કરે છે. એક અંગ્રેજ લખે છે: "હે હિંદુ! મૃત્યુ જેવી વસ્તુ જ નથી." એક તાર 'એક અજાણ્યા સ્વીડ મિત્ર'ની સહીથી આવ્યો છે. એમ અનેક રીતે મિત્રો પોતાનો પ્રેમ પ્રદર્શિત કરી રહ્યા છે. દીનબન્ધુ ઍંડ્રુઝનો પહેલો તાર ગાંધીજીને જેલમાં મળેલો, તેમાં તેમણે લખેલું કે "આપનો નિર્ણય સ્વીકારું છું ને સમજું છું." એ તારથી ગાંધીજીને ઘણો આનન્દ થયેલો, ને દીનબન્ધુએ કશી દલીલ ન કરી એનું આશ્ચર્ય પણ થયેલું. હવે તેમનો કાગળ આવ્યો છે તેમાં એ વાક્યનું વિવરણ કર્યું છે ને લખ્યું છે: "જે પ્રભુ મને

પ્રાણથી પણ અધિક પ્રિય છે તેની સમીપ તમે છો એ હું જાણું છું. એટલે આ વખતે, પહેલાં કદી નહીં મળેલી એવી અંતરની શાન્તિ મને પ્રભુ તરફથી મળી રહે છે." એવા જ પ્રેમભર્યા કાગળો મહાશય રોમૈં રોલાં ને તેમનાં બહેન શ્રીમતી મેડેલીન રોલાંના આવ્યા છે. રોમૈં રોલાંના ફ્રેંચમાં લખેલા કાગળની સાથેના અંગ્રેજી કાગળમાં શ્રીમતી મેડેલીન રોલાં લખે છે: "આપના નિર્ણયથી હું ભયભીત નથી થઈ એમ તો કેમ કહું? પણ હું જાણું છું કે આપને એની પ્રેરણા ઈશ્વરે કરી છે, એટલે હું આશા રાખું છું ને પ્રાર્થના કરું છું કે આપને કશી આંચ ન આવે. જગતની આજની દશામાં માનવજાતિની પ્રગતિ વિષે શ્રદ્ધા પ્રેરનાર અને ટકાવી રાખનાર આપ એકલા જ છો. પ્રભુ અમને આ નિરાશાકૂપમાંથી નીકળી જવામાં મદદ કરવા માટે આપને હજુ દીર્ઘાયુષ્ય આપે."

## 'મેરે દિલમેં બસા એક તૂ હે'

ગાંધીજીના નિકટના સાથીઓની ચિન્તાની, તેમના દુ:ખની કલ્પના કરવી મુશ્કેલ છે. પરિસ્થિતિ જુદી હોત તો કદાચ તેઓ બધા આવીને ગાંધીજીની પથારીને વીંટળાઈ વળ્યા હોત. પણ આજે ઘણા તો કારાવાસમાં છે; કારાવાસમાં નથી તેમની પણ, ગાંધીજીએ આવવાની મનાઈ કરીને, કારાવાસ જેવી સ્થિતિ કરી છે. સહુને ગાંધીજીનું અખંડ સ્મરણ થયાં કરે છે.

"બસ, અબ મેરે દિલમેં બસા એક તૂ હૈ,<br>
મેરે દિલકા અબ દિલરૂબા એક તૂ હૈ.<br>
ફક્ત તેરે કદમોં સે અય મેરે માલિક,<br>
લગા અબ મેરા ધ્યાન શામોં સુબૂ હૈ."

આ ઉદ્‌ગારો આજે કેટલાંયે પ્રેમી હૃદયમાંથી નીકળતા હશે. મીરાંબહેન લખે છે: "હું કાંત કાંત કાંત્યા જ કરું છું. વખત એક જ લગનીમાં, એક જ પ્રાર્થનામાં વીતી જાય છે." શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત લખે છે: "દિવસમાં એક ક્ષણ એવી જતી નથી જ્યારે બાપુના વિચાર ન આવતા હોય. ઈશ્વર પર ને ઈશ્વરી કૃપા પર શ્રદ્ધા રાખવા મથી રહી છું કે એ આવા અમૂલ્ય જીવનનો નાશ નહીં થવા દે. અન્ત ગમે તેવો આવો, પણ તે શુભ જ હશે એ વિષે મને કશી શંકા નથી. બાપુ ઉપવાસમાંથી બેઠા થાય કે નહીં તોયે તેમનો વિજય જ થવાનો છે. પણ જ્યારે બાપુ સાથેનો પ્રેમસંબન્ધ યાદ

આવે છે, જ્યારે બાપુએ મારા પ્રત્યે પિતાથી પણ અધિક વાત્સલ્ય દેખાડ્યું છે એ પ્રસંગો સ્મરણમાં તાજા થાય છે ત્યારે હૃદય ગમગીન થઈ જાય છે; ને બાપુનું મૃત્યુ ગમે તેવું યશસ્વી નીવડે તોયે હું તો તેઓ જીવતા રહે એમ જ ઇચ્છું છું." પંડિત જવાહરલાલજીનો આગલો તાર વાંચીને ગાંધીજીની આંખ ભીની થઈ હતી.* એ જ હૃદયની વ્યથા તેમના કાગળમાંથી ટપકી રહી છે: "અત્યારે આપનાથી દૂર રહેવું વસમું છે, પણ આપની નજીક હોવું તો એથીયે વસમું પડે. આ ઘીચ જગત બહુ જ સૂનું લાગે છે, અને આપ એને વધારે સૂનું બનાવવા માગો છો. જીવન શું ને મૃત્યુ શું, બંને સરખાં છે, સરખાં હોવાં જોઈએ. મુખ્ય વિચાર તો જે કામ કરતા હોઈએ તેનો હોવો જોઈએ. અને મરવાથી એ કામની સારામાં સારી સેવા થઈ શકશે એવી ખાતરી હોય તો મરવું એ વધારે સહેલું ને સાદું લાગે."

## આત્મસમર્પણ

બીજા એક નિકટના સાથી આ વિયોગદુઃખ મનને અનેક રીતે મનાવીને સહી રહ્યા છે; દરરોજ કંઈક કંઈક ધર્મવચનનું સ્મરણ કરે છે ને દિવસ કાઢે છે. ગાંધીજીનો પહેલો કાગળ વાંચી જવાબમાં લખે છે:

"આપે આવી ભીડની સ્થિતિમાં પણ આ દીન બાળકને સંભાર્યો!

**"ऐसो को उदार जगमांहीं,**
**बिनु सेवा जो द्रवे दीन पर,**
**राम सरिस कोऊ नाहीं.**

"આ દીને આ વખતે આપની અપાર કૃપા અનુભવી છે. **यमेवैष वृणुते तेन लभ्यः ।** જેના પ્રેમથી ફ્રાન્સીસ ટૉમસંનના 'Hound of Heaven' માં વર્ણવ્યા પ્રમાણે નાસતો ફરતો હતો તે પ્રેમાગ્નિએ એક ક્ષણ માટે પણ કેડો મૂક્યો નહીં. હંફાવી હંફાવીને છેવટે આજે ફરી આપને ચરણે

---

* એ તાર આ પ્રમાણે હતો: "આપનો કાગળ મળ્યો. જે વસ્તુ હું સમજતો નથી તેમાં હું શું કહી શકું? આ જગતમાં ભૂલો પડેલો હું આપને એકલાને જ દીવાદાંડીરૂપ જોઉં છું. ને અંધારામાં રસ્તો શોધવા ફાંફાં મારું છું. પણ ઠેસ વાગે છે ને પડી જાઉં છું. ગમે તેમ થાઓ, મારો પ્રેમ કાયમ છે, ને હું આપના જ વિચારો કરું છું."

આણ્યો છે. ઈશ્વરની ઈચ્છા હશે તો નવજન્મેલા બાળકની જેમ બની અનન્યભાવથી ફરી આત્મસમર્પણ માટે આપને ચરણે પડીશ. ”

આ ભક્તિના, સમર્પણના ઉદ્ગારો કેટલાંયે હૃદયની લાગણીનો પડઘો પાડતા હશે !

## સત્યની પવિત્ર ગ્રંથી

એ જ પ્રેમ અનેક હૃદયોમાં શ્રદ્ધા પ્રેરીને તેમને ટકાવી રહ્યો છે. વેરિયર એલવીન લખે છે : “ આપ તો મને પિતા કરતાં પણ અધિક છો. આપના વિનાનું જીવન હું કલ્પી જ શકતો નથી. પણ મારી ખાતરી છે કે હું આપની પાસે હોઉં તેના કરતાં અહીં બેઠો આપની વધારે નજીક છું. કાલે જ અહીંના લોકોની દુઃખી દશા જોઈને મને થયું, ઈશ્વર છે જ નહીં; હોત તો આવું ચાલવા કેમ દેત ? પણ આશ્રમે આવ્યો ત્યાં આપના ઉપવાસના સમાચાર સાંભળ્યા, ને એ સંકલ્પને પ્રેરનાર ઈશ્વરની પાકી પ્રતીતિ થઈ ગઈ. અને મને એમ પણ થયું કે જ્યાં દુઃખ હોય ત્યાં હું રહું તે આપની નજીક રહ્યા બરોબર જ છે...........હૈયું એટલું ભરાઈ આવ્યું છે કે હવે વધારે લખતાં કલમ ચાલતી નથી. મેં જે કષ્ટ વેઠ્યું છે તે બધું આપની કૃપાથી આનંદરૂપ થઈ પડ્યું છે. સત્યની પવિત્ર ગ્રંથીથી આપણે અનંતકાળ સુધી એકરૂપ બનવાના છીએ. ”

આવી જ શ્રદ્ધાથી છલકાતો ગાંધીજીના એક બીજા નિર્મળ સાથીનો ટૂંકો કાગળ છે તેમાં લખે છે : “ આપ ઉપવાસમાંથી ઊઠશો એ વિષે મને જરાયે શંકા નથી. દેહ પડશે તોયે આપ તો જીવતા જ રહેશો એ વિષે મને એથીયે ઓછી શંકા છે......હું તો કોણમાત્ર કે મારી પ્રાર્થના આપને કામ આવે ? પણ એ પ્રાર્થના ગમે તેવા નિર્બળની હોય તોયે, આપનો ભવ્ય ઉપવાસ ને તેનો ઉદ્દેશ સફળ થાઓ એવી પ્રાર્થના તો થતી જ રહેશે. કોણ જાણે કેમ પણ મારું હૃદય કહે છે કે અંતે સૌ સારું જ થશે. ”

## સરદાર વલ્લભભાઈ

બહારથી ઘણા મિત્રો પૂછે છે, સોળ મહિનાના સહવાસ પછી આજે સરદાર વલ્લભભાઈને ગાંધીજી વિના કેવું લાગતું હશે ? સાચી સ્થિતિ તો એ છે કે સરદારની અચળ શ્રદ્ધા આજે કેટલાયને ટેકારૂપ થઈ પડીને હૂંફ આપી

રહી છે. પણ સરદાર વિષે કંઈ લખવાનો મારો અધિકાર નથી. ગાંધીજીએ તેમના નિવેદનમાં સરદાર વિષે જે ઉદ્દગારો કાઢ્યા છે તે જ અહીં આપી દઉં છું:

"સરદાર વલ્લભભાઈની સાથે મને રહેવા મળ્યું એ મારે સારુ મહદ્-ભાગ્યની વાત હતી. સરદારના અજોડ શૂરાતનથી ને તેમના ધગધગતા દેશપ્રેમથી હું સારી પેઠે વાકેફ હતો, પણ છેલ્લા સોળ મહિના જેમ અમે સાથે રહ્યા એવી રીતે પહેલાં કદી સાથે રહેવાની તક મને મળેલી નહીં. તેમણે મારા પર માના જેટલો જ પ્રેમ વરસાવ્યો. એમનામાં આવા માતાના ગુણો હશે એની મને કદી ખબર નહોતી. મને જરા કંઈક થાય કે તરત તેઓ પથારીમાંથી ઊઠી જતા. મારાં સુખસગવડની એકેએક વીગત પર તેઓ જાતે દેખરેખ રાખતા. તેમણે ને મારા બીજા સાથીઓએ મળીને મને કશું ન કરવા દેવાનો નિશ્ચય કરી રાખ્યો હતો."

## 'હું એનો ગેરસપ્પા ધોધ છું'

પણ આ દસ દિવસ પર્ણકુટીમાં સૌથી વધારે ખોટ તો મહાદેવભાઈની લાગી છે. મહાદેવભાઈની જગા બીજું કોણ પૂરી શકે? ગાંધીજી પ્રત્યેની અનન્ય ભક્તિનું વર્ણન કરવાની મારી શક્તિ નથી, મારો અધિકાર નથી. પણ એક પ્રસંગ અહીં આપ્યા વિના રહેવાતું નથી. ૧૯૨૭ની સાલમાં ગાંધીજી મૈસુર રાજ્યમાં ફરતા હતા ત્યારે મને એમના સંઘમાં ફરવાની તક મળેલી. ગાંધીજી શિમોગામાં હતા. ત્યાંથી ગેરસપ્પાનો પ્રખ્યાત ધોધ જોવા જવાનું હતું. બાકીના બધા જવા તૈયાર થયા, એકલા મહાદેવભાઈ જ રહી ગયા. મહાદેવભાઈ આવું ભવ્ય દૃશ્ય જોવામાં સાથે હોય એવી સહુની ઇચ્છા હતી. ગાંધીજી મૌનમાં હતા. એમની આગળ રાજાજીએ વાત કરી. ગાંધીજીએ જવાબમાં એ જ વાક્ય લખ્યાં: "મહાદેવ નહીં આવે. હું એનો ગેરસપ્પા ધોધ છું." ગાંધીજી સાથે જેમનું એટલું તાદાત્મ્ય છે તેમણે આ દસ દિવસ કેવી રીતે ગાળ્યા હશે?

## તપસ્યાનો મર્મ

પણ ગાંધીજીના પ્રેમનો તાગ કોણ કાઢી શકે? જો સાગરનું ઊંડાણ માપી શકાય તો ગાંધીજીના પ્રેમનું માપ કાઢી શકાય. બીજાઓના એમના પ્રત્યેના પ્રેમ કરતાં એમનો બીજાઓ પ્રત્યેનો પ્રેમ જ ચડી જાય છે. એમના યત્કિંચિત્

સંબન્ધમાં આવવાનું સદ્ભાગ્ય પણ જેમને મળ્યું છે તેમનાં સુખદુ:ખની ઝીણામાં ઝીણી ખબર તેઓ રાખે છે, તેમનાં સુખદુ:ખના ભાગી બને છે. તેમનો પ્રેમ નિર્બળને બળરૂપ છે, હારેલાંને વિસામારૂપ છે, દુ:ખીને આશ્વાસનરૂપ છે, અપંગને લાકડીરૂપ છે, ભૂલાં પડેલાંને માર્ગદર્શક છે. ગાંધીજી પોતાના દુ:ખમાં ભાગ લેનાર છે એ જાણીને કેટલાંયે ભાંગેલાં હૈયાં સાજાં થતાં હશે. તેમના પ્રેમને જાતિ કે જન્મનાં બંધન જ નથી. તેથી સૌ કોમના ને સૌ દેશના માણસો તેમને પોતાના ગણે છે. તેમનો પ્રયત્ન જ આખી જીવસૃષ્ટિ સાથે એકરૂપતા સાધવાનો છે. નાનામાં નાના સાથીની કે બાળકની સાથે પણ તેમનું એટલું તાદાત્મ્ય છે કે તેમની શરમને, તેમની ત્રુટીને તેઓ પોતાની શરમ, પોતાની ત્રુટી ગણે છે. એ પ્રેમથી પ્રેરાઈને જ તેમણે આજે મહાતપ આદર્યું છે. એ પ્રેમને બળે જ તેઓ હજારો ને લાખો માણસો પાસે ભગીરથ કામો કરાવી શક્યા છે. ગાંધીજીનો પ્રેમ એ એક મોટી જવાબદારી છે. એને લાયક બનવાના પ્રયત્નથી જ માણસ ચડે છે. એમનો પ્રેમ જ્યારે કઠોર લાગે, જુલમરૂપ લાગે ત્યારે પણ એને વશ થવામાં જ આપણું કલ્યાણ હોય છે.

આ જ વસ્તુ વર્ણવતાં ગાંધીજીના એક પ્રિય સાથી લખે છે: “ આપની સાથે રહીને વિવિધ પ્રવૃત્તિઓમાં કામ કરવાનો લહાવો મને મળ્યો ત્યારથી, છેલ્લાં ૧૪–૧૫ વરસ, મારે માટે બહુ અદ્ભુત પસાર થયાં છે. જીવન વધારે સંપૂર્ણ, વધારે સમૃદ્ધ અને વધારે સફળ બન્યું છે; અને એ સમયનું જે સુખદ ને કીમતી સ્મરણ છે તે કોઈ કાળે ભૂંસાવાનું નથી. અને ભાવિમાં કોઈવાર જ્યારે નિરાશા ભાસશે ત્યારે ભૂતકાળનું આ દર્શન એ અંધકારને દૂર કરી મારામાં શક્તિનું સિંચન કરશે.” જીવનને યથાશક્તિ સફળ કરવાનો, સમૃદ્ધ કરવાનો રસ્તો ગાંધીજીએ આપણને સહુને બતાવ્યો છે.

જે દીન છે, દલિત છે, જેનો સહુએ ત્યાગ કર્યો છે તેને વિષે ગાંધીજીનું હૃદય સૌથી વધારે દ્રવે છે. તેથી તેઓ દરિદ્રનારાયણના સેવક બન્યા છે, હરિજનના સેવક બન્યા છે. જેનો જગતે ત્યાગ કર્યો છે, જેને વિષે સહુ નિરાશ થયાં છે એવાંને પણ ગાંધીજી સંઘરે છે; કેમકે તેમની કરુણાનો પાર નથી, તેઓ કોઈને વિષે નિરાશ નથી. સૌ જ્યાં ઊભું છે ત્યાંથી તેને આગળ ચડાવવાનો તેમનો પ્રયત્ન છે. એ જ એમની આજની તપસ્યાનો પણ મર્મ છે;

એને જ કાજે એમણે આ હુતાશન પ્રગટાવ્યો છે. એને અન્તે જો આપણાં હૃદયમાંની કઠોરતા કંઈક ઓછી થશે, આપણે મનુષ્યનું ગૌરવ, તેનો દરજ્જો કંઈક ઓળખતાં શીખીશું, તો એ તપનો મર્મ આપણે કંઈક સમજ્યા એમ કહી શકાશે.*

(૧૯૩૩)

---

* ગાંધીજીએ ૧૯૩૩ના મે માસમાં કરેલા ૨૧ દિવસના ઉપવાસ દરમ્યાન લખાયેલો આ લેખ તે વેળાએ 'હરિજનબન્ધુ' માં પ્રસિદ્ધ થયેલો.

## ૫૭. ગાંધીજી અને રસ્કીન

### મહાદેવ હરિભાઈ દેસાઈ

મેં આ પત્રમાં 'ગાંધીજી અને મેસેરીક' વિષેનો લેખ લખ્યો ત્યારથી એ જાતની લેખમાળા — 'ગાંધીજી અને ટોલસ્ટોય', 'ગાંધીજી અને લેનીન' તથા એવા બીજા ઘણા મને સૂઝે એવા લેખો — લખવાનો વિચાર હું કરી રહ્યો છું. રસ્કીનના પુસ્તક 'અન્ટુ ધીસ લાસ્ટ'થી ગાંધીજી અત્યંત મુગ્ધ થઈ ગયા, ને તેને લીધે તેમના જીવનમાં મોટું પરિવર્તન થવા પામ્યું. પણ રસ્કીને પોતે જીવનમાં ઘણી ઓછી સિદ્ધિ — બેશક એમનાં પુસ્તકો બાદ કરતાં — મેળવી, એનું શું કારણ હશે, એવો વિચાર મને ઘણીવાર આવ્યો છે. આ લેખમાળા લખવાનો વખત મને કયારે મળશે એ હું નથી જાણતો. પણ અહીં એક લેખનો નાનકડો ટુકડો આપી દઉં છું. બની શક્ત તો મારી પોતાની ઇચ્છા તો એને લાંબો અભ્યાસપૂર્ણ લેખ બનાવવાની હતી.

રસ્કીન મુખ્યત્વે સાક્ષર હતા, કર્મપરાયણ મનુષ્ય નહોતા. તે જ્યારે કલમ ને કાગળ હાથમાં લેતા ત્યારે તેમની કલમમાંથી શબ્દોનો ધોધ વહેતો. તેમનું ગદ્ય અદ્ભુત હતું. પણ તેમની અલંકારોથી શણગારેલી ભાષા, પ્રાચીન ગ્રીક ને રોમન કથાઓ ને સાહિત્યમાંથી લીધેલાં વચનો ને કથાપ્રસંગો, ને તેમણે ઇરાદાપૂર્વક વાપરેલાં વાગ્બાણ વાંચતાં આપણાં મન પર એવી અસર રહી જાય છે કે તેઓ વાંચનાર પર છાપ પાડવાને સારુ લખતા. તેમનામાં અસ્મિતાનું પ્રમાણ એટલું બધું હતું કે એથી બીજું તે કરી પણ ન શકત. તેમનાં ઉછેર અને શિક્ષણે તેમની પ્રતિભાના વિકાસને કુંઠિત કરી નાખ્યો.

હતો. તેમને માબાપની સખત દેખરેખ નીચે જીવન ગાળવું પડેલું. વરસો સુધી તેમના બધા કામ પર, વિચારો ને અભિપ્રાયો પર, તેમના પિતાની છાયા પડી હતી. એમનાં માતપિતાએ "બે ભયંકર ભૂલો" કરી હતી. રસ્કીને લખેલું: "માણસોને સખત શિસ્ત પાળવાનું શીખવવું જોઈએ, અને નિત્યજીવનમાં કડકમાં કડક રહેણી રાખવાની ટેવો પડાવવી જોઈએ. તેમણે પથ્થરની પથારી પર સૂઈ રહેતાં ને કાળું સૂપ ખાતાં શીખવું જોઈએ. પણ તેમનાં હૈયાં કદી ભાંગી ન નાંખવાં જોઈએ......તમે મને સ્રૈણપણાની ટેવો પાડી ને ખાવાપીવામાં જાતજાતના મોજશોખ કરાવ્યા. તેને લીધે આજે ઓછી સગવડવાળા દેશોમાં મારાથી સાથે રસોઇયો લીધા વિના મુસાફરી કરી શકાતી નથી. મારામાં ધગશ અને કઠણ જિંદગીનો પ્રાણાગ્નિ તમે વધવા દીધો જ નહીં." અમુક વસ્તુઓ કરવી જોઈએ એમ લાગ્યું એટલે નહીં, પણ માતપિતાને રાજી કરવાને, તેમણે કરી. તેમણે માને રાજી કરવા લગ્ન કર્યું, ને પોતાના સ્નેહજીવનની હોળી કરી. તેમને પોતાના જમાનાનાં ઉદ્યોગવાદ તથા અભદ્રતા પ્રત્યે તિરસ્કાર હતો. તેમના શબ્દમાં કહીએ તો, જે દુઃખ તેઓ અનુભવી રહ્યા હતા ને જેની નિશાનીઓ જોઈ રહ્યા હતા, તેને લીધે તેઓ ચીતરી કે વાંચી શકતા નહીં, કે ખનિજ ધાતુઓ યા પ્રભાતના આકાશ તરફ નજર નાખી શકતા નહીં. ધનિક મૂડીવાળાઓને તેમણે "ચોરોની ટોળકી" કહીને નિંદ્યા હતા. પણ તેમને ખબર હતી કે પોતે પણ એમાંના જ એક છે; કેમકે તેમના પિતાએ દારૂના વેપારમાંથી પૈસા મેળવ્યા હતા, ને દીકરાને માટે ઘણી સંપત્તિ પાછળ મૂકી હતી. રસ્કીને કહેલું: "મારા આ પૈસા ખરેખરી હસ્તી ધરાવતા નથી. એ પૈસાનો અર્થ એટલો જ છે કે મારી પાસે એ પૈસા ન હોત તો તમને જેટલા પૈસા મળત એના કરતાં હવે વરસે બસો પાઉંડ ઓછા મળે છે." પણ પોતાને જે લાગતું હતું તે આચરણમાં ઉતારવાનું બળ એમનામાં નહોતું. "એક તરફ વિશ્રાન્તિ ને એકાકી જીવનની ઝંખના, અને બીજી તરફ માણસની બેવકૂફી સામે પ્રતિકાર કરવાની ને માણસના દુઃખમાં મદદ કરવાની તાલાવેલી, એ બે લાગણીના સંઘર્ષથી" તેઓ તીવ્ર મનોવ્યથા ભોગવી રહ્યા હતા. તેઓ કહે છે કે "આ બીજી વસ્તુ મને લોહીની નદીના અવાજ જેવી લાગે છે; ને એ નદીના પ્રવાહમાં હું લાચાર બનીને ઘસડાઈ જઈશ એમ મને લાગે છે."

સમાજની બૂરાઈઓ પર તેમણે જેવા શબ્દપ્રહાર કર્યા છે તેવા બીજા થોડાએ જ કર્યા હશે. બરનાર્ડ શૉએ લખ્યું છે: " આધુનિક સમાજ સામે લેનીને કરેલી ટીકાઓ રસ્કીનની તુલનામાં કોઈ ગામઠી પાદરીની મોળી મોળી વાતો જેવી લાગે છે. શબ્દપ્રહારની સખતાઈની બાબતમાં રસ્કીન સમાજવાદી કહેવડાવનારાઓને, કાર્લ માર્ક્સને સુદ્ધાં, ગાઉના ગાઉ પાછળ પાડી દે છે." પણ દુ:ખની વાત એ હતી કે, પેલી કહેવતમાં કહ્યું છે તેમ, " બિલ્લીને માછલી તો ભાવે છે, પણ તે પોતાના પગ ભીંજવવા તૈયાર નથી." રસ્કીન જન્મથી ને ઉછેરથી, શરીરથી ને મનથી, જેવા, ખરચાળ ને સુખવસ્તુ વર્ગના હતા તેવા જ રહ્યા. એ વર્ગમાંથી નીકળી જવાની એમની ગમે તેટલી ઇચ્છા હશે છતાં નીકળી શક્યા નહીં. એમના અદ્‌ભુત ગદ્ય ને ધીક્તા ચાબખાથી કાર્લાઇલિનું હૃદય હાલી ઊઠેલું. એટલે સુધી કે 'અન્ટુ ધીસ લાસ્ટ' એ પુસ્તક 'કૉર્નહીલ મૅગેઝીન'માં કકડે કકડે છપાતું હતું તે વાંચીને કાર્લાઇલિને લાગ્યું કે " આ કોઈ પ્રતિભાશાળી પુરુષ છે. તે વિચિત્ર, સુંવાળપ વિનાનો ને ધગશવાળો છે; પણ તે હાથમાં ખરેખરું વીજળીનું ધનુષ ધારણ કરે છે, ને તેમાંથી જે તાતાં તીર છોડે છે તે સોંસરાં હૃદયને ભેદી નાખે છે." તેમણે રસ્કીનને લખેલું: " તમારી દલીલોમાં જે ઝીણી નજર ને તીખી ધાર છે, અને તમે કેટલાક ફૂલેલા ગાલ પર ને ફૂલેલાં પેટ પર જે ધગધગતા ચીપિયાથી ચીમટા ભરો છો, તે જોઈને હું છક થઈ જાઉં છું."

ગાંધીજીનું ઘડતર આથી સાવ જુદી જ જાતનું છે. રસ્કીન પ્રતિભાશાળી પુરુષ હતા, પણ તેમની ઇચ્છાશક્તિ બહુ નબળી હતી. પોતાનું ધાર્યું જ કેમ કરવું, સંજોગોને વશ ન થતાં તેના પર પ્રભુત્વ કેમ મેળવવું, વિચારોને સાચી દિશામાં જ કેમ વાળવા, એટલું જ નહીં પણ વિચારોને આચરણમાં કેમ ઉતારવા, એ ગાંધીજી નાનપણથી જાણતા હતા. રસ્કીનની પ્રતિભાએ એમને 'અન્ટુ ધીસ લાસ્ટ' લખવાની શક્તિ આપી. પણ તેમણે અર્થશાસ્ત્રના વિષયમાં પ્રચલિત મતોથી વિરુદ્ધ જે કંઈ લખેલું તેની સામે છાપાંમાં બુમરાણ મચ્યું ત્યારે તેમણે એ બુમરાણ આગળ નમતું આપ્યું, ને પોતાની લેખમાળાને અધૂરી જ રહેવા દીધી. ગાંધીજીએ એ પુસ્તક એક રાતમાં વાંચ્યું એટલામાં જ એમના આત્માનો દારૂગોળો સળગી ઊઠ્યો, ને તેમણે આખા જીવનનું પરિવર્તન કર્યું. રસ્કીનનાં લખાણોમાં કેટલાક બીજરૂપ

પણ બળવાન વિચારો દટાયેલા પડ્યા છે, કેમકે તેને જીવનમાં ઉતારવાનું સંકલ્પબળ તેના લેખકમાં ન હતું. તેમણે એવી કલ્પના તો કરેલી કે "ડક્કાનાં વહાણોમાં તોપોને બદલે લાકડાં ને કોલસા જવાં જોઈએ, અને વિનાશક અગ્નિ છોડવાની સામગ્રીને બદલે ઘરમાં રાંધવાનો અગ્નિ સળગતો રાખવાની સામગ્રી જવી જોઈએ." છતાં શસ્ત્રયુદ્ધનો વિચાર તેઓ સ્વસ્થતાપૂર્વક કરી શકતા હતા. 'મ્યુનેરા પલવેરીસ' નામના એક પુસ્તકમાં તેમણે પરોપજીવી વેપારીઓ પર પ્રહારો કર્યા છે. તેઓ કહે છે કે એ વેપારીઓ "વસ્તુઓનો વિનિમય કરનારાઓને માલની ખરી કિંમત વિષે અજ્ઞાનમાં રાખીને, અને ખરીદનારની ગરજ ને વેચનારની ગરીબાઈનો ગેરલાભ ઉઠાવીને જ" નફો મેળવે છે. છતાં એ વચલા વેપારીને દૂર કરવાને તેમણે કશું જ કર્યું નહીં. ગાંધીજીએ 'મ્યુનેરા પલવેરીસ' તો વાંચ્યું નથી; પણ 'અન્ટુ ધીસ લાસ્ટ'નું વાચન એમને દરેક વિચારને તેના છેડા સુધી પહોંચાડવાની શક્તિ આપવાને બસ હતું. તેમણે ચરખા સંઘ અને ગ્રામઉદ્યોગ સંઘ એ જે બે મોટી સંસ્થાઓ ઊભી કરી છે તેમાં તેઓ વચલા વેપારીનો છેદ ઉડાવી શક્યા છે. રસ્કીન કહેતા કે "ખરીદી ને વેચાણના સાંધાની વચ્ચે પાપ સજ્જડ ચોંટી જાય છે;" અને, એમના કહેવા પ્રમાણે, "રાષ્ટ્રીય ચારિત્રને ધરમૂળથી વિશુદ્ધ કરવામાં જ" એકમાત્ર આશા રહેલી છે. પણ આપણાં સામાજિક ને આર્થિક દુ:ખોનો ઉકેલ આણવાની ગુરુકૂંચી તે અહિંસા છે, એ વાત તેઓ સમજી શક્યા નહોતા. રસ્કીને લખેલું: "કશા અર્થ વિનાના મોટા મોટા શબ્દો હું લખું તો મારા પિતા રાજી રાજી થઈ જાય છે. અને હું ભાષણ કરી શકીશ એમ જો તેમને લાગે તો મને પાર્લમેંટનો સભ્ય બનાવવાને તેઓ પોતાની અડધી મિલકત ખરચી નાખે. માત્ર એ ભાષણોથી કોઇને માઠું ન લાગવું જોઇએ, ને આખાંયે ભાષણ છાપાંમાં આવવાં જોઇએ." એમની પોતાની બુદ્ધિ આની સામે બળવો કરતી હતી. છતાં એમના પિતા ઇચ્છતા હતા એવું એમણે અજાણતાં ઘણીવાર કર્યું છે. અર્થ વિનાના મોટા મોટા શબ્દો લખવાનું ગાંધીજીને માટે અશક્ય છે. વસ્તુતઃ કંઈ પણ વસ્તુ પોતાના જીવનમાં અજમાવીને કસી જોયા વિના લખવી જ તેમને માટે અશક્ય છે. અને જે વસ્તુ પોતે ન કરી હોય તે કરવાની વિનંતી તેમણે લોકોને કદી કરી નથી. રસ્કીને બાઇબલનાં વચનો જેટલાં છૂટથી ટાંક્યાં છે તેટલાં અંગ્રેજી ભાષાના

કોઈ પણ લેખકે ભાગ્યે જ ટાંક્યાં હશે. પણ એમના સમતોલપણા વિનાના ભાવનાજીવન પરથી એમ નથી દેખાઈ આવતું કે બાઇબલનો ઉપદેશ એમના હાડમાં ઊતર્યો હશે. એમણે જે સેંટ જ્યૉર્જનું મહાજન રચવાની યોજના કરેલી તેમાં કલ્પના એવી હતી કે લોકો સ્વેચ્છાએ તેમાં જોડાય, પોતાની આવકનો દસમો ભાગ એમાં ભેગા રહેવા માટે આપે, ને શરીરશ્રમ તથા સુવિચારવાળું જીવન ગાળે. પણ એ યોજનામાં પણ તેઓ વર્ગભેદ નાબૂદ કરી શક્યા નહોતા. અને હવે તો એ મહાજનનું નામનિશાન રહ્યું નથી, કેમકે ગયા વિશ્વયુદ્ધને અંતે એનાં નાણાંનું શું કરવું એ નક્કી કરવું તેના ટ્રસ્ટીઓને મુશ્કેલ લાગ્યું હતું. " જીવન સિવાય બીજી કોઈ સંપત્તિ નથી, " એના કરતાં વધારે સુંદર વિચાર શો હોઈ શકે ? અને શ્રમજીવી માણસને માટે પણ નીચેનાં વચનોમાં દર્શાવ્યો છે એના કરતાં ઉચ્ચતર આદર્શ બીજો નથી : " આપણાં બધાં જ કારખાનાંવાળાં શહેરોમાંથી એક મોટો અવાજ નીકળે છે — એની ભઠ્ઠીઓના ધડાકા કરતાંયે મોટો......ત્યાં આપણે માણસો સિવાય બીજી એકેએક ચીજ બનાવીએ છીએ. ત્યાં આપણે કાપડને નિખારીએ છીએ, ગજવેલને મજબૂત બનાવીએ છીએ, ખાંડને ધોઈ ધોઈને ધોળી બનાવીએ છીએ, ને માટીનાં વાસણ ઘડીએ છીએ. પણ જીવતા આત્માને ઊજળો, મજબૂત, ને સંસ્કારી બનાવવાનું કે તેને ઘડવાનું કામ આપણા લાભાલાભના લેખામાં આવતું નથી. " આ વચનો ' અન્ટુ ધીસ લાસ્ટ ' માંથી નહીં પણ ' ધી સ્ટૉન્સ ઑફ વેનીસ ' માંથી લીધેલાં છે. એ પુસ્તક ગાંધીજીએ જોયું નથી. પણ એ શબ્દોમાં આત્માઓને ઘડવાનું જે કામ વર્ણવ્યું છે તે કામ કરવામાં ગાંધીજીએ આખી જિંદગી ગાળી છે.

તેમણે જે રીતે મજૂરોનું સંગઠન કર્યું છે, હિંદુ ધર્મને શુદ્ધ બનાવવાના, સ્ત્રીઓની ઉન્નતિ સાધવાના, ને બાળકોને કેળવવાના પ્રયત્નો કર્યા છે, જે રીતે તેમણે તેમના દેશનાં સ્ત્રીપુરુષોનાં જીવન પર અસર પાડી છે તેમાં આ ક્રિયા અચૂકપણે દેખાઈ આવે છે. હિંદુસ્તાનનાં અગણિત પુત્રપુત્રીઓનાં — દેશબંધુ દાસ, જવાહરલાલ, રાજાજી ને વલ્લભભાઈથી માંડીને ગામડાંના નાનામાં નાના કાર્યકર્તા સુધીનાં, અને સરોજિનીદેવીથી માંડીને મૃદુલાબહેન સુધીનાં — જીવન આ ક્રિયાની બુલંદ અવાજે સાક્ષી પૂરે છે. રસ્કીનના જીવનની કરુણતા એ હતી કે એ અસ્મિતાવાળા પ્રતિભાશાળી લેખક હતા; પણ

તેમનામાં વિચાર પ્રમાણે વર્તવાની ઇચ્છાશક્તિ, અને ઓળંગી ન શકાય એવા મુસીબતોના પહાડ સામે પડેલા હોય છતાં તેના પર ચડી પાર ઊતરવાનું બળ આપનારી શક્તિ વિષે શ્રદ્ધા, ન હતી. ગાંધીજી પોતાની જાતને સાવ ભૂંસી નાખી શૂન્યવત્ બને છે, અને જે પરમાત્મા માણસોનો ને જગતનો ભાગ્ય-વિધાતા છે તેને સર્વભાવે શરણે જઈ તેના પર જ બધું છોડી દે છે, ને તે 'નચવે તેમ નાચે છે,' એમાંથી જ તેમને શક્તિ અને સફળતા પ્રાપ્ત થાય છે. પણ રસ્કીનના જીવનની આ કરુણતા પણ તેમણે ભાવિ પ્રજાને માટે જે વિચારોનો વારસો મૂક્યો છે તેને લીધે કંઈક હળવી થાય છે; કેમકે એ વિચારો પોતાના માનવબંધુઓની સેવા કરવાના તેમના શુદ્ધમાં શુદ્ધ હેતુમાંથી જ ઉદ્ભવેલા હતા.*

## ૫૮. જગતના અજોડ નેતા

### જોસેફ વૉશિંગટન હૉલ

એક તરફ તુર્કીમાં કમાલ પાશા તેમના ધાર્મિક માનસવાળા લોકોને સમજાવી રહ્યા છે કે સમાજનો પાયો તે ધર્મ નથી પણ રાષ્ટ્રીયતા છે; ત્યારે બીજી તરફ હિંદમાં ગાંધીજી — જેઓ કમાલ પાશાના કરતાં દસ જ વરસે મોટા છે, જોકે આપણે તો તેમને યુગો જેટલી મોટી ઉંમરના કલ્પીએ છીએ — સામાજિક ને રાજકીય જીવનમાં ધર્મને દાખલ કરી રહ્યા છે, ને ધર્મના પાયા પર હિંદી રાષ્ટ્રીયતાની ઇમારત રચે છે. સાબરમતી આશ્રમમાં થયેલી મુલાકાતમાં મહાત્માજીએ મને કહેલું: "આધુનિક જગત મનુષ્યની પ્રવૃત્તિને ધાર્મિક, સામાજિક ને રાજકીય એવાં જુદાં જુદાં ખાનાંમાં વહેંચી નાખે છે એ એની મોટામાં મોટી ભૂલ છે; ને એ જ પશ્ચિમના દંભનું મૂળ પણ છે. ધર્મની જરૂર રાજકારણમાં ન હોય તો જગતમાં બીજે ક્યાં હોય?" બેશક તેઓ વ્યક્તિગત ધર્મની વાત કરે છે, ધર્માધિકારીઓના પ્રાબલ્યવાળા સંઘધર્મની નહીં.

વિવિધવર્ણી છતાં સમાન સંસ્કારોવાળી એક એશિયાઈ પ્રજામાંથી એક

* દિલ્હીના દૈનિક પત્ર 'હિંદુસ્તાન ટાઇમ્સ'ના ૧૯૪૨ના વાર્ષિક અંકમાં આવેલા અંગ્રેજી લેખનો અનુવાદ; 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના તંત્રીના સૌજન્યથી.

રાષ્ટ્રની રચના કરવાનું કામ જેમ સન યાત સેનને કરવાનું હતું તે જ પ્રમાણે ગાંધીજીને પણ કરવાનું છે; તેને લીધે તેમને ઘણું મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું છે. એ કામને અંગે તેમને બે ભિન્ન ધર્મો ને દસ બાર જુદા જુદા સંપ્રદાયોની વચ્ચે માણસ માણસ વચ્ચે શોભે એવો સમભાવ પેદા કરવાનો છે, અને એ સમાગમમાંથી કંઈક સુફળ નીપજે એવો પ્રયત્ન કરવાનો છે; એટલે તો ગાંધીજી પ્રસિદ્ધ જ નહીં પણ મહાન ગણાયા છે. પણ એમનું મહત્ત્વ તો એથીયે આગળ જાય છે; કેમકે તેઓ પોતાનું પ્રચંડ કાર્ય ચલાવવામાં પશ્ચિમની સંસ્કૃતિના સર્વમાન્ય નિયમોની સામે નવા બળવાનો ઝંડો ફરકાવે છે. તેમના ઉપદેશમાં આધુનિક જગતને પ્રથમ દૃષ્ટિએ નર્યું ગાંડપણ ભલે દેખાતું હોય. પણ ખરું જોતાં મનુષ્યની પ્રગતિને માટે અનિવાર્ય શરતો કઈ એને વિષે તેઓ પ્રશ્નો ઉઠાવે છે, ને લોકોનાં મનમાં શંકા પેદા કરી તેને વિચાર કરતાં કરી મૂકે છે.

પશ્ચિમની બંદૂકના કુંદાથી કચડાઈ ગયેલું પોતાના રાષ્ટ્રનું ગૌરવ ફરી પાછું સજીવન કરવું, એ કામ એશિયાના બીજા નેતાઓની પેઠે ગાંધીજીની સામે પણ પડ્યું છે. પણ એ કામ કરવાની તેમની રીત યામાગાટા, સન યાત સેન કે કમાલ પાશાની રીતથી જુદી છે. પેલા નેતાઓએ તો લશ્કરી ને ઔદ્યોગિક બળની બાજીમાં પશ્ચિમની સામે જબરદસ્ત હરીફાઈ આદરી હતી. ગાંધીજી એ રસ્તે જતા નથી. લેનીન માણસોરૂપી પ્યાદાંનો જુદી જાતનો વ્યૂહ રચીને એ બાજીમાં પશ્ચિમનાં રાષ્ટ્રોને ટપી જાય છે. એ રીત પણ ગાંધીજીને રુચતી નથી. ગાંધીજીની રીત સાવ મૌલિક અને અવનવી છે. તેઓ રાજકાજમાં પશ્ચિમની ઢબે બાજી રમવાની જ ના પાડે છે; અને એમ પુરવાર કરી બતાવે છે કે રાજકારણને વિષે પશ્ચિમની જે ફિલસૂફી છે તેના કરતાં ઊલટી ફિલસૂફી વડે ચલાવેલી સાવ જુદી જાતની પ્રવૃત્તિ દ્વારા જ માણસ મોટામાં મોટું ને શાશ્વત એવું કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે. હિંદુસ્તાન એ જાતની પ્રવૃત્તિના દૃષ્ટાન્તરૂપ બને, એવી ગાંધીજીની ઇચ્છા છે. પણ સર્વ મહાન ધર્મપ્રવર્તકોની પેઠે એમની દૃષ્ટિ પણ માત્ર પોતાના રાષ્ટ્ર પૂરતી મર્યાદિત નથી. હિંદુસ્તાનને જે જીવનપથ સાચવી રાખવાનો છે તે એવો છે કે 'આધુનિક' જગતની આબાદી જ્યારે કડડભૂસ જમીનદોસ્ત થશે ને તેની 'પ્રગતિ'ની સામે જ્યારે આડી દીવાલ આવીને ઊભી રહેશે ત્યારે જગતને એ માર્ગનો સ્વીકાર કર્યે જ છૂટકો છે. હિંદુસ્તાને જો પોતાનો આત્મા સાચવી

રાખ્યો હશે તો, જગતનું નેતૃત્વ એ વેળા આપોઆપ તેના હાથમાં આવશે. તે જગતને ઉગારનાર નીવડશે.

હિંદુસ્તાન રાજકીય સ્વતન્ત્રતા મેળવે એમ ગાંધીજી ઇચ્છે છે ખરા; પણ એ સ્વતંત્રતા મેળવવાને તે આદર્શની બાબતમાં ગુલામ બને એ તેમને રુચે એમ નથી. જડવાદને અનુસરનારું જગત હિંદુસ્તાન પ્રત્યે આદર ધરાવે એ તેમને ગમે, પણ તેને માટે હિંદુસ્તાનને તેની પોતાની વિશિષ્ટ પ્રતિભાનો ભોગ આપવો પડે એ તેમને પસંદ નથી. હિંદીઓને સારી પેઠે ખાવાનું ને રહેવા માટે પૂરતી સવડવાળાં ઘર મળે એમ તેઓ ઝંખે છે, પણ તેને લીધે હિંદીઓ આત્માના કરતાં શરીરની સુખસગવડો પાછળ જ વધારે પડે એ તેમને સારું લાગતું નથી.

ગાંધીજી આ વિચારોને ઘટતું વજન આપનાર એશિયાના એકમાત્ર નેતા છે, તેથી તેઓ પશ્ચિમવાસીઓની નજરે જરાક પાગલ — અથવા તો કરુણાજનક — લાગે છે. અને છતાં એશિયાના બીજા કોઈ પણ નવા નેતા કરતાં તેઓ આપણને વધારે અસ્વસ્થ બનાવે છે. તેઓ એશિયાના એક જ એવા નેતા છે જેઓ દીર્ઘદૃષ્ટિથી ભવિષ્યકાળ પર નજર નાખી શકે છે, ને જોઈ શકે છે કે એવો દિવસ ઝપાટાભેર આવી રહ્યો છે જ્યારે પૂર્વ પશ્ચિમની સાથે સમાન આર્થિક કક્ષાએ ઊભું રહી તેને પડકાર આપશે. એ દિવસ આવતો રોકવાને તૈયારી કરવાનો પ્રયત્ન ગાંધીજી કરી રહ્યા છે. એ બતાવે છે કે તેઓ બીજાઓના કરતાં જુદી જ સપાટી પર ઊભેલા છે.

*

એશિયાના જે છ નેતાઓનાં રેખાચિત્ર મેં આપ્યાં છે તેમાંથી એકલા ગાંધીજી વિષે જ અંગ્રેજી જાણનાર જગતને ઠીકઠીક પ્રમાણમાં માહિતી અપાયેલી છે. રોમેં રોલાં જેવા જે પુરુષોએ તેમને કદી જોયા નથી તેમણે તેમને સંતરૂપે, પશ્ચિમની સંસ્કૃતિ સામે બળવો કરનાર તરીકે, કે પ્રગતિનો વિરોધ કરનાર એશિયાવાસી તરીકે, રજૂ કર્યા છે. આ બધાં એમના જીવનનાં આકર્ષક અંગો છે એ ખરું. પણ હું તો એ હિંદી નેતાની ગૂઢવાદી સાધુતાનાં સ્તુતિગાન ગાવાને બદલે એમના મનુષ્ય તરીકેના વિકાસની જ રૂપરેખા આપવાનું પસંદ કરું છું. ‘પૂર્વ ને પશ્ચિમનો જોગ કદી ખાવાનો જ નથી’ એવું જે ઘેન ચડાવનારું સૂત્ર કિપલિંગ કહી ગયો છે તેના સમર્થન

માટે ગાંધીજીના દૃષ્ટાન્તનો ઉપયોગ મારે કરવો નથી. મારે તો એમના પર પડેલી પશ્ચિમની ખરેખરા મહત્ત્વની અસર બતાવવી છે. કેમકે મહાત્મા ગાંધી, ભાવના ને ધ્યેય બંનેની બાબતમાં, પ્રથમ દૃષ્ટિએ જોતાં એશિયાના બીજા રાષ્ટ્રવિધાતાઓથી સાવ જ જુદી જાતના લાગે છે ખરા; પણ વધારે ઊંડા ઊતરીને નિહાળતાં એમ દેખાય છે કે પશ્ચિમનાં જ્ઞાન અને અનુભવ પરથી જેમ બીજાઓ તેમ ગાંધીજી પણ લાભ ઉઠાવે છે, ને પૂર્વને પશ્ચિમની ધૂંસરીમાંથી છોડવવાના કામમાં તેનો ઘટતો ઉપયોગ કરવાનું તેઓ પણ ચૂકતા નથી. પણ એ કામ ગાંધીજી તકનો લાભ ઉઠાવનારા ને વ્યવહારપરાયણ વકીલ–ભાષણિયાની દૃષ્ટિથી નહીં પણ સંતપુરુષની દીર્ઘદૃષ્ટિથી કરે છે. તેમના શિક્ષણને લીધે તેઓ વકીલ–ભાષણિયા બન્યા હોત તો નવાઈ નહોતી, પણ નથી બન્યા. તેમનું સ્વરાજ એશિયાની સંસ્કૃતિના પાયા પર રચાયેલું, એશિયાની ભાવનાથી રંગાયેલું, અને યન્ત્રપ્રધાન સુધારાનું ને પશ્ચિમી ઢબની રહેણીનું કટ્ટું વિરોધી છે. છતાં અવિરત પ્રવૃત્તિ, સામાજિક સમાનતા, ને આર્થિક આબાદીના આદર્શોનું જેટલું અચૂક અનુશીલન બોલશેવીઝમમાં છે તેટલું જ ગાંધીજીના સ્વરાજમાં પણ છે. વધારામાં એટલું કે તેના નેતા માનસિક સ્વતન્ત્રતાનો પણ ઉપદેશ આપે છે.

*

દક્ષિણ આફ્રિકાની લડતના સમાપ્તિકાળનો એક પ્રસંગ છે. ૧૯૧૪ ના જૂનમાં કરારની શરતો બંને પક્ષની સંમતિથી નક્કી થઈ; અને જનરલ સ્મટ્સની સહીની રાહ જોવાતી હતી. એટલામાં ખબર આવી કે કસ્તુરબા, જેમની તબિયત જેલમાંથી છૂટ્યા બાદ બગડ્યે જતી હતી, તેઓ આશ્રમમાં મરણપથારીએ પડ્યાં હતાં, ને તેમણે ગાંધીજીને મળવાની ઈન્તેજારી બતાવી હતી. ઍંડ્રુઝે ગાંધીજીને કહ્યું: “ તમારે જવું જ જોઈએ. આ કામ મને સોંપી જાઓ.” ગાંધીજીએ આંખ લૂછી ને જવાબ દીધો: “ કરાર પર સહી થાય ત્યાં સુધી મારે અહીં રહેવું જ જોઈએ. મારા દેશભાઈઓ જોડે ફરી દગો થાય એ જોખમ મારાથી ન ખેડાય. બાને તો હું ઇશ્વરને ભરોસે છોડું છું.”

રોજ સવારે સાડાછ કે સાતને સુમારે ઑફીસમાં જવાની સ્મટ્સની ટેવ હતી તે ઍંડ્રુઝને યાદ આવી; ને તે વખતે તેઓ ઑફીસે જઈ સ્મટ્સની

રાહ જોતા બેઠા. ડચ જનરલે આવતાંવેંત ચિડાઈને કહ્યું: “ હું તમને હમણાં નહીં મળી શકું — કોઈને પણ નહીં મળી શકું.” ઍંડ્રૂઝે એમની પાછળ પાછળ અંદરની ઑફીસના બારણા સુધી જઈ ત્યાં એમને પકડી પાડ્યા; ને ધીરે અવાજે કહ્યું: “ મિસિસ ગાંધી મરણપથારીએ છે.” “ ઓહો ! તો તો આવો !” સામો જવાબ મળ્યો. ઍંડ્રૂઝ કહેવા લાગ્યા: “ કરાર પર સહી નહીં થાય ત્યાં સુધી ગાંધીજી એમની પાસે નહીં જાય.” સ્મટ્સે ટેબલનું ખાનું ખેંચી અંદરથી કરારનો કાગળ કાઢ્યો. “ બધું બરાબર, વાતચીતો થઈ તે પ્રમાણે જ છે, ને સરકારનું હિત પૂરેપૂરું સચવાયું છે, એવી ખાતરી તમે મને આપો છો ?” ઍંડ્રૂઝે કહ્યું: “ હા.” સ્મટ્સે ફરીવાર કરાર વાંચ્યા વિના સહી કરી. ઍંડ્રૂઝ તે લઈને ઉતાવળે ગાંધીજી પાસે ગયા, ને ગાંધીજી તરત જ બા પાસે જવા ઊપાડ્યા. બા ધીરેધીરે સાજાં થયાં. કરાર પ્રામાણિકપણે પળાયો તે એના પર જે રસિક સંજોગોમાં સહી થઈ તેને ઘણે અંશે આભારી હતું, એમ ઍંડ્રૂઝ માને છે, અને સ્મટ્સના સૌજન્યની ભારે પ્રશંસા કરે છે. ગયા મહાયુદ્ધ પછીના કાળમાં સ્મટ્સને આદર્શવાદી હોવા વિષે જે યશ મળ્યો તે આદર્શવાદ પર આ મહાન હિંદી ને તેમના સાથીઓના સમાગમથી જળસિંચન થયું હોય એ સંભવિત છે.

*

મહાસભાની આગેવાની કરનાર આ સર્વ મહાન વ્યક્તિઓના અનુગામી તરીકે ગાંધીજીને પ્રજાએ વધાવી લીધા, તેનું કારણ એ હતું કે તેઓ સાક્ષાત્કાર કરનાર દ્રષ્ટા હતા, ને જે હિલચાલ અત્યારસુધી ઉપરછલી હતી તેને તેમણે સિદ્ધાન્તના અતિ ઊંડા પાયા પર મૂકી દીધી. સ્વરાજ, સ્વદેશની સંસ્કૃતિની રક્ષા ને તેનાં નવા પ્રાણનો સંચાર, અને સત્યાગ્રહ એ ત્રણનો ગાંધીજીના પાકટ મગજમાં સંયોગ થયો; અને તેમાંથી ભારતવર્ષની આધ્યાત્મિક પ્રતિભાનો મોટામાં મોટો આવિષ્કાર પ્રગટ થયો. ગાંધીજી પોતાના પુરોગામીઓ પાસેથી ઘણું શીખેલા, ને એથી પણ વધારે પોતાના દક્ષિણ આફ્રિકાના અનુભવ પરથી શીખેલા. તેમણે પોતાના કામને જે નિઃસ્વાર્થતા ને આત્મબળ વડે શોભાવ્યું તે ગુણોમાં એમની બરોબરી કરી શકે એવી કોઈ બીજી વ્યક્તિ સંત ફ્રાન્સીસના જમાનાથી માંડીને આજ લગીમાં જગતને શોધી જડે એમ નથી.

*

લેનીનની પેઠે ગાંધીજીને પણ લઘુમતીમાં રહેવાનો ડર પણ ન હતો. પણ એની ભાવના વચ્ચે કેટલો બધો ફરક ! લેનીનની પેઠે ગાંધીજીથી હિંસાને છૂટાદોર મૂકી શકાય એમ ન હતું. “ અમે હિંસા એટલા માટે વાપરીએ છીએ કે એનાથી હિંસા થતી બંધ થઈ જાય, ” એમ નવા રશિયાના સ્થાપકે કહેલું. પણ ગાંધીજી તો ઈસુના જ આ સૂત્રને વળગી રહ્યા : “ જેઓ તલવાર ઉપાડશે તેમનું તલવારથી જ મોત નીપજશે. ”

આ બે દૃષ્ટિબિંદુની વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવના જેટલું અંતર છે. તેમણે જગતના બુદ્ધિશાળી માણસોને સેંકડો વરસથી મૂંઝવણમાં નાખ્યા છે. આજે શસ્ત્રસંન્યાસ અને સંપૂર્ણ શાંતિને વિષે જે દલીલો થાય છે તે બધાની પાછળ એ બે દૃષ્ટિબિંદુ જ પડેલાં છે. એ બંનેના પ્રયોગો આજની પેઢીની નજર આગળ, જગતનાં બે મોટામાં મોટી વસ્તીવાળાં રાષ્ટ્રોમાં, ઇતિહાસમાં કદી નથી થયા એટલા મોટા પ્રમાણ પર, ચાલી રહ્યા છે.

*

૧૯૨૪ પછીના કાળમાં અંગ્રેજોમાં અંગ્રેજોની નકલ કરનારા હિંદીઓમાં એમ કહેવાનો રિવાજ પડી ગયો હતો કે “ ગાંધી ડોસા છે તો ભારે માણસ, પણ એમનો દહાડો હવે આથમી ગયો ? ” અથવા તો “ એમનું શરીરબળ ખૂટ્યું ને હવે મરવાને ઘેર પહોંચ્યા છે. ” છાપાં ને સમાચાર ફેલાવનારાં તન્ત્રો આવા લોકોના હાથમાં રહ્યાં. એટલે યુરોપ અમેરિકાના દુનિયાદારી ડહાપણ-વાળા લોકો વાતચીતમાં આ વિષય નીકળે ત્યારે કહેતા, “ ગાંધી તો ખલાસ થઈ ગયા, નહીં ? ” ને એટલેથી એ વાતને ઉડાવી દેતા. જે વાત હૈયે હતી તે હોઠે આવતી; ને કેટલાક અંગ્રેજો નિખાલસપણે એ કબૂલ કરતા. સ્પેન્ડર નામના એક જાણીતા અંગ્રેજ પત્રકારે ૧૯૨૫ માં ગાંધીજી સાથે થયેલી મુલાકાતનું વર્ણન કરતાં લખેલું : “ તેમણે માત્ર એક કચ્છ પહેરેલો હતો. તેઓ ઉતાવળે પગલે, લગભગ દોડતા, આવ્યા. તેમના શરીરમાં ચપળતા હતી, સ્ફૂર્તિ હતી. પોતાની આસપાસ પ્રસન્નતા ને પરોપકારવૃત્તિ ફેલાવતા, આવી પહોંચ્યા; અને ચોપડીઓ ને ચોપાનિયાંથી છવાયેલા એક નીચા મેજ આગળ ગાદી પર બેઠા. એ દૃશ્ય વાસ્તવિક અને અશક્ય બે તત્ત્વોના વિચિત્રમાં વિચિત્ર મિશ્રણરૂપ હતું. આંખ બંધ કરી દેતાં કોઈ અત્યંત સંસ્કારી એવા અંગ્રેજ મુત્સદ્દીની વાણી સંભળાવાનો ભાસ થાય એમ હતું. આંખ ઉઘાડતાં

નજર સામે નગ્નપ્રાય એવા હિંદી ગુરુનાં દર્શન થતાં હતાં. આસપાસ એમના શિષ્યો બેઠેલા હતા. ગુરુના મુખમાંથી નીકળતા એકેએક વચનને તેઓ ઇશ્વરપ્રેરિત માનતા હોય એમ દેખાતું હતું." સ્પેન્ડર કહે છે કે એમને ૧૮૯૬ ની સાલનું એક પ્રસિદ્ધ ઉપહાસચિત્ર યાદ આવ્યું. તેમાં મિ. ગ્લૅડસ્ટન મોંમાં એક કલમ ખોસીને બેઠા હતા; બીજી એક કલમથી લખતા હતા; આંખો ધગધગતી હતી; માથા પરનો એકેએક વાળ ઊભો થયેલો હતો; સામેના મેજ પર કાગળિયાં — ભાષણોનાં ટાંચણ, નેતાઓને સલાહ વગેરે — વેરણ-છેરણ પડ્યાં હતાં. ચિત્રની નીચે મથાળું કરેલું હતું 'રાજકીય દૃષ્ટિએ મરી ગયેલા'. સ્પેન્ડર કહે છે: "ઇંગ્લંડમાં એવા શંકાખોર માણસો હતા જે મિ. ગ્લૅડસ્ટનને સંત માનવા રાજી નહોતા. પણ મહાત્મા ગાંધીના સંતપદનો કે રાજકીય નેતૃત્વનો ઇનકાર કરે એવો કોઈ હિંદી મારા જોવામાં આવ્યો નથી."

*

૧૯૨૪ ના ગાંધીજીના ઉપવાસને વિષે સ્પેન્ડર લખે છે: "ધારો કે છાપાંમાં એમ જાહેર થયું હોત કે ખાણોના મજૂરોએ હડતાળ પાડવાની ધમકી આપી અથવા તો પ્રધાનમંડળમાં લૉર્ડ બર્કનહેડે બખેડો કર્યો ત્યારે મિ. બાલ્ડવીને ઉપવાસ આદર્યો, — એ તો ગાંધીજીના ઉપવાસને વધારેમાં વધારે મળતું દૃષ્ટાન્ત હું કલ્પી શકું એમ છું......ગાંધીજીએ આ ઉપવાસની આધ્યાત્મિક અસરનો જે ખુલાસો આપ્યો તે જરા પણ આવેશ વિના આપ્યો; જાણે એનાં કાર્યકારણનો ક્રમ સ્વયંસિદ્ધ ન હોય." બેશક હિંદીઓ માને છે કે ગુરુ પારકાને બદલે પોતે તપ કરે એની કંઇક ગૂઢ અસર થવા પામે છે; અને તેમના આત્માની વતી ગાંધીજી પોતાનું બલિદાન આપવા તૈયાર થયા તેને લીધે, પોતે મહાત્માજીની અમૂલ્ય જિંદગી જોખમમાં નાખી છે એવું ભાન થવાથી એ લોકોને અતિશય ઊંડો ખેદ ને પશ્ચાત્તાપ થતો હતો. ગાંધીજી જેમ તમાચો મારનાર સામે બીજો ગાલ ધરવાનું કામ શાસ્ત્રીય રીતે કરે છે, તેમ ઉપવાસ પણ શાસ્ત્રીય રીતે કરે છે. ઉપવાસ વખતે રાખવાની આરોગ્યને લગતી સાવચેતી વિષે તેમણે શિષ્યોને જે સૂચનાઓ આપેલી તે જાણે નિસર્ગોપચારના નિષ્ણાત બરનાર મેકફેડને જ ન આપી હોય એવી હતી. વહેવારુ રાજકારણમાં ઉપવાસનો પ્રયોગ કરવાની વાત પશ્ચિમવાસીઓના કાનને વિચિત્ર — ગાંડપણ જેવી — લાગે છે. એ ઉપવાસ આખા હિંદની પોલીસ ફોજના કરતાં વધારે

કામ કરે છે, એમ હું કહું છું ત્યારે પશ્ચિમવાસીઓ હોઠ બીડીને કહે છે: "એમાં કંઈક કરામત છે ખરી!" સાચી વાત એ છે કે ઇસુના આત્મબલિદાનમાં હતી એના કરતાં વધારે કરામત આમાં જરાયે નથી. ગાંધીજીને તો એ વસ્તુ સ્પષ્ટ, અચૂક, ને પ્રામાણિક લાગે છે. ગૂઢવાદ એ યોગી કે ભક્તની નજરને ગૂઢ નથી લાગતો. પણ તો જગત હજારો બાલ્ડવીન ને ખોબા જેટલા જ ગાંધી પેદા કરે છે ને!

*

દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીને જે જીત મળી તે આધ્યાત્મિક જીત હતી, ને રાજ્યકર્તા વર્ગની ન્યાયવૃત્તિ જાગૃત થવાને લીધે જ તે મળી હતી. ગાંધીજીએ પહેલાં તો માનેલું કે એ જ પ્રકારની અગાઉના કરતાં મોટી જીત હિંદમાં મેળવી શકાશે. પણ અનુભવે એમને શીખવ્યું છે કે એમને સામાના અંતરાત્માને વિનંતી કરીને નહીં પણ આત્મબળ પર આધાર રાખીને કામ લેવું પડશે. મિ. ઇનૉક નામના એક અમેરિકન મિશનરીએ તેમને પૂછેલું કે "લૉર્ડ રીડિંગ અને હિંદી નેતાઓ વચ્ચેની ગોળમેજી પરિષદમાં સામેલ થવાની વધારે તત્પરતા આપે કેમ ન બતાવી?" મહાત્માજીએ જે જવાબ આપ્યો તે નવા એશિયામાંથી બહાર પડેલાં સૌથી અગત્યનાં બયાનોમાંનું એક છે; અને પૂર્વમાં છેક ચીન ને જપાનથી માંડીને પશ્ચિમમાં છેક ઇજિપ્ત (અને કદાચ અમેરિકા પણ) સુધી જે અનેક બનાવો બની રહ્યા છે તેની ચાવી એમના આ જવાબમાંથી મળી રહે છે. તેમણે કહ્યું: "વીસ વરસ સુધી હું એમ માનીને ચાલ્યો કે ગોરા લોકો આગળ જો કેસ યોગ્ય રીતે રજૂ કરવામાં આવે તો તેઓ 'કાળા' લોકોની જોડે ન્યાયથી વર્તશે. પણ હવે હું એથી ઊલટા નિર્ણય પર આવ્યો છું — કે 'કાળા' લોકો જોડે ન્યાયથી વર્તવું એ વસ્તુ ગોરા લોકોના સ્વભાવમાં જ નથી; અને એવી રીતે ન્યાયથી વર્તતાં એમને કદી સંતોષ જ નહીં થાય; અને આ પરિસ્થિતિ એવી છે જેમાં ગોળમેજી પરિષદમાં કરેલી કોઈ વાતોથી ફેરફાર થાય એમ નથી."

*

ગાંધીજીના જીવનનો વિકાસ સ્પષ્ટ ને સરળ છે. "એમના કરતાં વધારે મિત્રતા કોઈ બતાવી ન શક્યું હોત; છતાં હું એવો ખ્યાલ લઈને નીકળ્યો કે એમનું મન એવી સપાટી પર કામ કરી રહ્યું છે જેની સાથે મારાથી સંસર્ગ

સાધી શકાય એમ નથી." સ્પેન્ડરની આ ફરિયાદમાં ગાંધીજીના માનસની સાથે ફરિયાદ કરનારનું માનસ પણ દેખાઈ આવે છે. મુત્સદ્દી અને સંતનો સંયોગ આપણા આધુનિક માનસને એવો અસાધારણ લાગે છે કે ગાંધીજીનાં વિચારો ને કથનોનું અત્યંત વિસ્તૃત વિવેચન આપણી આગળ કરવું પડે છે. તિલકને આપણે વધારે સમજી શકતા, કેમકે તેઓ કહેતા કે રાજકારણનું ક્ષેત્ર સાધુસંતોને માટે નથી. પણ મહાત્માજીના કહેવા પ્રમાણે તો ધર્મ વિનાનું રાજકારણ એ નર્યા શોષણરૂપ બની જાય છે. તેમણે કહ્યું છે: "ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબન્ધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતાં મને સંકોચ નથી થતો, એમ કહેવામાં હું અવિનય નથી કરતો." "મારા નમ્ર મત પ્રમાણે ઈસુ મુત્સદ્દીઓમાં શિરોમણિ હતા. તમે મને કહો છો કે ઈસુએ રાજકાજમાં દખલ કરેલી નહીં. હું એમ માનતો નથી. પણ તમારું કહેવું સાચું હોય તો ઈસુ એટલે અંશે ઓછા ખ્રિસ્ત હતા. આજે રાજ્યતન્ત્ર આપણા જીવનના પ્રત્યેક અંગ પર અસર કરે છે; તે કદાચ આપણી હસ્તીને સુદ્ધાં જોખમમાં નાખે એવો સંભવ રહે છે. એટલે રાજ્યતન્ત્રના કામમાં રસ લેવો એને ધર્મના વિષયમાં રસ લેવા સમાન ગણવું જોઈએ, અને આપણા રાજ્યકર્તાઓ નીતિના નિયમોને અનુસરીને ચાલે એવો આગ્રહ આપણે રાખવો જોઇએ." છતાં મુત્સદ્દીને કરવાના રોજેરોજના કામમાં મહાત્માજીને કશો ઉત્સાહ આવતો નથી. કોઈ પણ લડતમાં તેની જુદી જુદી ચાલોના કરતાં તેના મૂળમાં રહેલા સિદ્ધાન્તની જ કિંમત વધારે છે, એ પોતાની જૂની શ્રદ્ધા વર્ણવતાં તેઓ કહે છે: "રાજ્યપ્રકરણી ક્ષેત્રમાંના મારા પ્રયોગોની કિંમત મારે મન ઓછામાં ઓછી છે." વૂડરો વિલસને જે વાતની ભલામણ કરેલી તે ગાંધીજીએ આચરી બતાવી છે: ખુલ્લમખુલ્લા ચલાવેલી ખુલ્લેખુલ્લી મુત્સદ્દીગીરી. ગાંધીજીનું પોતાનું રાજકીય જીવન સ્પષ્ટવક્તૃત્વ ને આદર્શનિષ્ઠાના જ્વલંત ઉદાહરણરૂપ છે. ફ્યુલોપ-મીલરે કહ્યું છે:

"ગાંધીજીએ તેમની આખી જિંદગીમાં ગુપ્ત વાટાઘાટો, ભરમાવનારા ખુલાસા, દગાવાળી ચાલબાજી, કે અણધાર્યા ઘા એમાંથી કશું એક પણ વેળા કર્યું નથી. આ જે છૂપા વહેવારો અત્યાર સુધી અનિવાર્ય ગણાતા હતા તેને તેમણે રાજકીય જીવનમાંથી દેશવટો આપ્યો છે, ને તેને અણછાજતા કહીને નિંદ્યા છે.

"જે યોજનાઓ શંકાસ્પદ હોય તેને જ પૂરેપૂરી જાહેરાતરૂપી પ્રકાશનો ડર રાખવાપણું હોઈ શકે, એવી તેમની પાકી ખાતરી છે. એટલે તેઓ જે કંઈ પગલાં લેવા ધારતા હોય તે દરેકને વિષે પોતાના પ્રતિપક્ષીઓને તેમણે હંમેશાં અગાઉથી ખબર આપી છે, બધી ચર્ચાઓ ને વાટાઘાટોના પૂરા ને સાચા હેવાલો પ્રસિદ્ધ કર્યા છે, અને નિષ્ફળતાને કદી ઢાંકી નથી કે તેને માટે બહાનાં કાઢવાનો પ્રયત્ન પણ કર્યો નથી. આ બીનશરતી સરળતા વડે તેમણે પોતાના શત્રુઓનાં મનનો ડંખ હરી લીધો છે. અને તેથી દિલ્હીની સરકારને છેવટે છૂપી પોલીસ મારફતે તેમનાં કામની દેખરેખ રાખવાનું કામ નકામું ગણીને છોડી દેવું પડ્યું છે."

*

ગાંધીજીએ આ લેખકને ૧૯૨૬ માં કહેલું : "મારા હૃદયમાં એક પણ અંગ્રેજ પ્રત્યે દ્વેષ ઊપજી શકતો જ નથી." પણ ગોરા લોકોની ન્યાયવૃત્તિ વિષે તેમના મનમાં જે ભરોસો હતો તે એક ભ્રમણા હતી, એમ એમને કંઇક અંશે લાગ્યું હોય એમ દેખાય છે. છતાં તેઓ એમ તો માને જ છે કે અહિંસક કષ્ટસહન અને બલિદાન દ્વારા પ્રગટ થયેલી પ્રેમની ગૂઢ શક્તિમાં અંગ્રેજોનો પણ હૃદયપલટો કરાવવાનું સામર્થ્ય રહેલું છે. "ક્રોધને અક્રોધથી, દુષ્ટતાને સાધુતાથી, લોભને ઉદારતાથી, ને અસત્યને સત્યથી જીતવાં," એ જે યુદ્ધનીતિ ઇસુએ, ને તેમની પહેલાં બુદ્ધે, ઉપદેશેલી તેને તેઓ વહેવારમાં અનુસરે છે.

*

આ વિશાળ અર્થમાં — મેકેબસ કે કમાલ કે સન યાત સેનના અર્થમાં નહીં — ગાંધીજી રાષ્ટ્રવાદને ટેકો આપે છે. "હું હિંદની સ્વતંત્રતા માટે કામ કરું છું. હું હિંદુસ્તાનમાં જન્મ્યો છું. મને એના સંસ્કાર વારસામાં મળ્યા છે. ને મને મારા દેશની સેવા કરવાને જ જન્મ મળ્યો છે. પણ મારા સ્વદેશપ્રેમમાં બીજા કોઈ પણ દેશને નુકસાન કરવાની જરા પણ ઇચ્છા નથી; ઊલટું બીજા બધા દેશોની સાચામાં સાચી સેવા કરવાનો બનતો બધો પ્રયત્ન કરવાનું ધ્યેય તે રાખે છે." રાષ્ટ્રવાદની ઘેલછાવાળી આજની દુનિયામાં રાષ્ટ્રવાદનો આવો અર્થ કરનાર મહાત્માજી એકલા જ છે.

અતિશય ગરમી ને ધમધમાટવાળા રાજકીય કટોકટીના પ્રસંગો દરમ્યાન પણ, ગાંધીજી એ વાત ભૂલી શક્યા નથી કે તેમનું મુખ્ય કામ દેશની સંસ્કૃતિનાં રક્ષા ને સંવર્ધનનું છે. તેથી ૧૯૨૦ માં તેમણે અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી. તેના પાયામાં હિંદુ ને ઇસ્લામી સંસ્કૃતિનો સમન્વય સાધેલો હતો. દેશની ભાષાઓ તેમજ ફારસી ભાષાની રક્ષા કરવી, એશિયાની સંસ્કૃતિનો અભ્યાસ કરવો, ને તેને પશ્ચિમના વિજ્ઞાન કરતાં જરાયે ઓછું મહત્ત્વ ન આપવું, એ તેનું ધ્યેય હતું. "ભૂતકાળની પ્રણાલિકાના પાયા પર નવી સંસ્કૃતિની રચના કરવી, ને તેને પછીના જમાનાઓના અનુભવથી સમૃદ્ધ બનાવવી," એ કામ આ વિદ્યાપીઠ કરે એવી ગાંધીજીની ઇચ્છા હતી. ત્યાં સંસ્કૃતિનો સહિષ્ણુતા ને એકરાગથી ભરેલો સમન્વય થાય એવી એમની ધારણા હતી. એ સાંસ્કારિક વિશાળતા સામાજિક અભિમાનનો નાશ કરે એવી અપેક્ષા રખાયેલી હતી. મહાત્માજીએ કહેલું: "માનવજાતિમાં અસ્પૃશ્ય કોઈ જ નથી." લેનીનની પેઠે તેઓ પણ માનતા કે લોકશિક્ષણ ઘણા મોટા પ્રમાણમાં ફેલાય તો તેથી વર્ણાવર્ણીનો ભેદભાવ નીકળી જાય. હાથઉદ્યોગ — મુખ્યત્વે કાંતણવણાટ — અને વિદ્યાર્થીઓનું સ્વાવલંબન એ એમની શિક્ષણ-પદ્ધતિના મુખ્ય સિદ્ધાંતો હતા.

રોલાં કહે છે કે ગાંધીજીની શિક્ષણસંસ્થાઓ નિશાળો કરતાં સાધુઓના મઠ જેવી વધારે લાગે છે. નિશાળોની જે કલ્પના આપણાં મનમાં છે તેની નજરે જોતાં એમ લાગે ખરું. સત્યાગ્રહાશ્રમની જે આદર્શ શાળા છે તેમાં સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્વાદ, અસ્તેય (જીવનની ઓછામાં ઓછી જરૂરિયાતોથી વધારે ચીજો લેનાર કે રાખનાર માણસ ચોરી જ કરે છે), સ્વદેશી, અને નિર્ભયતા (ચોરચખાર ને જંગલી જાનવરોથી પણ ન ડરવું તે) એ ગુણોનું પાલન આવશ્યક ગણાય છે. ત્યાં વિદ્યાર્થીઓ ગમે તે વર્ણના હોય તોપણ વારા પ્રમાણે હલકામાં હલકું ગણાતું કામ કરે છે. ગાંધીજીની નિશાળોમાં બીજી ભાષા તરીકે અંગ્રેજી શીખવાય છે; અને તેમણે વિદ્યાપીઠમાં બાઇબલના વર્ગો લીધા એથી દેશનો જૂના વિચારનો રૂઢિપૂજક વર્ગ ખળભળી ઊઠ્યો હતો.

ગાંધીજીનું શિક્ષણકાર્ય સંસ્થાઓથી અટકતું નથી. તેમનાં ચાર સારામાં સારાં પુસ્તકો — 'હિંદ સ્વરાજ', 'નીતિધર્મ', 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન', અને 'આત્મકથા' — એ પણ લોકશિક્ષણની તેમની પ્રવૃત્તિનાં જ

અંગો છે. પોતાના દેશબન્ધુઓની શારીરિક જરૂરિયાતો માટે તેઓ જે કાળજી રાખે છે તેમાં તેમનો તીવ્ર માનવપ્રેમ અને તેમના ધાર્મિક સિદ્ધાન્તોનો સંયોગ થાય છે. મેલ અને ગંદકીની સામે તેમનો સંગ્રામ નિરંતર ચાલ્યાં જ કરે છે.

*

પ્રત્યેક હિંદીની જેમ ગાંધીજીમાં પણ સૌન્દર્યપ્રેમનો અભાવ નથી. તેમના આશ્રમમાં શ્રેષ્ઠ પ્રકારનું ધાર્મિક સંગીત ગવાય એવો આગ્રહ તેઓ રાખે છે. પણ તેઓ સાચા સમાજસુધારક છે; એટલે તેમણે, પ્રાચીન કનફ્યુશિયસ અને અર્વાચીન ટૉલસ્ટૉયની પેઠે, કલાનું મૂલ્ય મુખ્યત્વે તે રસવૃત્તિને કેટલી પોષે છે તે પરથી નહીં પણ તે સમાજનું હિત સાધવામાં કેટલો ફાળો આપે છે તે પરથી કરવું રહ્યું.

ગાંધીજીના શિક્ષણના કાર્યક્રમની ધારણા સ્વદેશની સંસ્કૃતિમાં રહેલા ઉત્તમ અંશને કાયમને માટે સાચવી રાખવાની છે. ભારતવર્ષનું જીવન સંપૂર્ણ છે એવો એમનો દાવો જરાયે નથી. પણ યંત્રપ્રધાન સમાજના પાયામાં જ જેમ નિરાશા રહેલી તેમને દેખાય છે, તેમ ભારતવર્ષની સંસ્કૃતિના પાયામાં જ પૂર્ણત્વની શક્યતા રહેલી તેઓ જુએ છે. ગાંધીજી એ સંસ્કૃતિને સાચવી કાયમ ટકાવવા માગે છે તેનું કારણ માત્ર એ જ નથી કે તે ઈશ્વરે ભારતવર્ષને આપેલી ખાસ ભેટ છે; તેનું બીજું કારણ એ પણ છે કે વ્યવહારદૃષ્ટિએ જોતાં તે ભારતવર્ષને અનુકૂળ આવે એવી એકમાત્ર આર્થિક વ્યવસ્થા છે. મિલોમાં થતું માલનું ઉત્પાદન ગામડી ઉદ્યોગોને ભાંગી નાખે છે, ને ગામડાંની મોટા ભાગની વસ્તીને ગરીબ ને રખડુ બનાવી મૂકે છે; જ્યારે બીજી બાજુ હિંદીઓ આધુનિક ઉદ્યોગમાં બીજા દેશોના લોકો જોડે હરીફાઈમાં ટકી શકતા નથી; તેઓ પરદેશીઓને હાથે શોષાય છે, અને પોતાની રાષ્ટ્રીય સંપત્તિ નિરંતર પરદેશ ઘસડાઈ જતી જુએ છે. જેમાં પ્રજાનો ઘણો મોટો ભાગ ફાળો આપી શકે એવો સાદો ગૃહઉદ્યોગ ફરી દાખલ કરવાની જરૂર છે. ને તેથી જ તેમણે રેંટિયાની હિલચાલ ચલાવી છે.

*

ગાંધીજીએ આ લેખકને કહેલું: “અમેરિકામાં દેખાવની વસ્તુ થઈ પડવાને બદલે, મારાથી જો અમેરિકનોને કશી મદદ થઈ શકતી હોય તો તે

મદદ કરવા માટે હું ત્યાં જાઉં ખરો. તમારા લોકોની દશા મને બહુ દયામણી લાગે છે. તેઓ દુન્યવી સાહસોને માટે મોટામાં મોટાં જોખમો ખેડે છે — ભારેમાં ભારે વીરતા દાખવે છે. પણ તેમના આધ્યાત્મિક પ્રયોગોમાં નુકસાન થાય તેને માટે અગાઉથી વીમો ઉતારાય એમ તેઓ ઇચ્છે છે."

મેં કહ્યું: "તેઓ મૂંઝાઈ ગયેલા છે. સાચો ધર્મ શો એ તેમને કહેવામાં આવે તો સંભવ છે તેઓ એને અનુસરે."

ગાંધીજીએ કહ્યું: "કોઈને પણ સમજાય એવી ધર્મની સ્પષ્ટ વ્યાખ્યા આ પ્રમાણે છેઃ હું અત્યારે જેવો ખરેખાત જીવું છું તેવો હંમેશાં જીવીશ, અને હું મારી સ્થિતિ સુધારી શકું એમ છું, એવી જે શ્રદ્ધા તેનું નામ ધર્મ છે. અમેરિકન લોકો મૂંઝાઈ ગયેલા છે? કે જેમ અર્થપ્રાપ્તિ પણ સહેલાઈથી કરવાને તેઓ ટેવાયેલા છે તેમ તેમને આત્મપ્રાપ્તિ પણ સહેલાઈથી કરવાની સરળતા કોઈ કરી આપે એમ તેઓ ઇચ્છે છે?"

*

સન યાત સેન, કમાલ પાશા કે ઈટો, જેમણે પોતાની પ્રજા માટે પશ્ચિમની પાસેથી આદર્શો ને રહેણીની ઢબ લીધાં, તેમના કરતાં ગાંધીજી બહુ જુદી કોટિના છે. પણ તેઓ પોતાના દેશના જૂની ઢબના યોગી કે ફકીર કરતાં પણ જુદી કોટિના છે. નવા એશિયાના તેમના સમકાલીન રાષ્ટ્ર-નિર્માતાઓના જેટલા જ તેઓ પણ પૂર્વ ઉપર પડેલી પશ્ચિમની અસરનું સંતાન છે. પણ પશ્ચિમના અટપટા સુધારામાંથી તેમના સર્વગ્રાહી માનસે પેલા બીજા નેતાઓના કરતાં જુદી રીતે પસંદગી કરી છે. તેમની હિલચાલમાં ભારતવર્ષનો પ્રાચીન આદર્શવાદ છે ખરો; પણ વહેવારકુશળ પશ્ચિમની પાસેથી લીધેલી માનવકલ્યાણની કલ્પનાની મદદથી ગાંધીજીએ એ આદર્શ-વાદને નવું જ રૂપ આપ્યું છે. "દુકાળથી પીડાતા ને બેકાર લોકોને તો ઈશ્વર કામ અને રોજી રૂપે જ દર્શન આપવાની હામ ભીડી શકે," એ હિંદુ ધર્મસૂત્રોમાં થયેલો એક ચોંકાવનારો ઉમેરો છે.

*

ગાંધીજી આવ્યા ત્યારે હિંદુસ્તાન પોતાની પ્રાચીન પ્રણાલિકાઓના કળણમાં ખૂંપી ગયેલું હતું. એમાંથી તેમણે એક સુસંગત સિદ્ધાન્ત અને

પ્રગતિશીલ હિલચાલ પેદા કર્યો; તેમાં ઈસુના ગિરિપ્રવચનની નિશ્ચિતતા ઉમેરી; પશ્ચિમનાં વ્યવહારકુશળતા ને જોશ બંનેનો ઉપયોગ કરીને હિલચાલ ચલાવી; અને એમાં પોતાના સ્વાર્પણમય જીવનનું બળ ઉમેર્યું. ભારતવર્ષનો અંતરતમ આત્મા શાની ઝંખના કરે છે, ને એ વસ્તુ મેળવવાને તેણે શું કરવું જોઇએ, એ તેમણે ભારતવર્ષને શીખવ્યું છે. તેમની પદ્ધતિને લોકો અનુસરે યા ન અનુસરે, અને તેમની હિલચાલમાંથી આદર્શ પરિણામ આવે યા ન આવે, પણ તેઓ તો છેવટે ઘડાઇને ઉત્પન્ન થનાર હિંદી પ્રજાના સર્જક તરીકે જ ઈતિહાસમાં વિખ્યાત થઈ જવાના છે. હિંદુસ્તાનના જનસમૂહને તેમણે લડતમાં મહત્ત્વનો ભાગ ભજવતો કર્યો છે. રાજદ્વારી લોકો એ જનસમૂહને કદી ન પહોંચી શકત — એને માટે તો સંતની જ જરૂર હતી. અલાહાબાદનું 'લીડર' પત્ર કહે છે: "નિષ્ક્રિયતાનો વિશાળ સાગર ચેતનથી મસ્ત બની ગયો છે. સ્વાશ્રયનો પાઠ લોકોને ગળે ઊતર્યો છે. આખી પ્રજાને એમ શીખવવામાં આવ્યું છે કે તેને જે કંઈ જોઈતું હશે તેને માટે તેણે પુરુષાર્થ કરવો રહેશે; અને જે વસ્તુ સ્વપ્રયત્નને બળે ન મળી હોય તે મેળવવા લાયક ન ગણી શકાય."

બ્લેચ વૉટસન કહે છે તેમ ગાંધીજીની ભૂલો પણ તેમને જીત અપાવે છે. એવી ભૂલો ઘણી જ થોડી છે — અને એ પણ સફળ થઈ છે. "મારા બધા મિત્રો ભલે નારાજ થાય તોપણ હું તો જેનાથી ઈશ્વર રાજી થાય એવું જ કામ કરીશ," એમ જે માણસ કહે છે; જે ઈશ્વરને રસ્તો બતાવવા માટે પ્રાર્થના કરે છે ને જેને ઈશ્વર રસ્તો સુઝાડતો લાગે છે; જે એકવાર ચાલ્યા પછી પાછો વળતાં ડરતો નથી; એવા માણસને અન્તે વિજય મળ્યા વિના રહે જ નહીં." બેશક એમાં વખત ઘણો લાંબો જાય છે. ગાંધીજીએ આ લેખકને કહેલું: "હું ચાળીસ વરસ, કે ચારસો પણ, — મારે મન એ સરખાં છે — રાહ જોઈ શકું એમ છું. જીવન તો અનંત કાળ ચાલવાનું છે. આપણે કોઈ ને કોઈ રૂપે જીવતા રહેવાના જ છીએ, ને છેવટે આપણો વિજય થયા વિના રહેવાનો નથી." આ બાબતમાં તેઓ પશ્ચિમના કરતાં ચડિયાતા છે. કેમકે પશ્ચિમ રાહ જોઈ શકતું નથી; અને તેને મન જીવન અનન્ત નથી પણ એક ભવ જેટલું જ છે.

રવીંદ્રનાથ ઠાકુર કહે છે: "મહાત્માજી મુક્તાત્મા હોઈ ભૂતમાત્રમાં

પોતાના આત્માને ને પોતાના આત્મામાં ભૂતમાત્રને જુએ છે." ગાંધીજી કહે છે: "આ ઉપનામથી મને કદી પણ હર્ષ ઊપજ્યો છે એમ હું કહી શકતો નથી. ટોળાંની પ્રશંસાથી હું તો સાવ કંટાળી ગયો છું." પણ એ પ્રશંસા વાજબી ને સકારણ છે. ચાર્લી ઍંડ્રુઝ, જેમની વિવેકબુદ્ધિ ઝાંખી પડી ગઈ નથી, તેઓ કહે છે: "લગભગ સંપૂર્ણ એવી નિઃસ્વાર્થવૃત્તિને લીધે ગાંધીજી બીજા માણસોના કરતાં વધારે યથાર્થ ને સ્પષ્ટ રીતે જોઈ શકે છે, ને અજોડ નિશ્ચયપૂર્વક પોતાને સ્પષ્ટ દેખાયેલી કલ્પનાનો સાક્ષાત્કાર કરી શકે છે." ગોખલેજીએ એમને વિષે કહેલું: "જે માટીમાંથી વીરો ને શહીદો પાકે છે તે જ માટીના તેઓ ઘડાયેલા છે, એમાં શંકા નથી. ના, એથી પણ કંઈક વિશેષ વસ્તુ એમનામાં છે. તેમની આસપાસના સાધારણ માણસોને વીરો ને શહીદો બનાવવાનું અદ્‌ભુત આત્મબળ તેમનામાં છે." આ મૂલ્યાંકન તેમણે તેમની કારકિર્દીના પાછળના ભાગમાં સાચું પાડ્યું છે. 'તમારામાંથી કોણ મારા પર પાપનો આરોપ મૂકી શકે એમ છે?' એવો પડકાર આપનાર ઈસુએ ઠરાવેલા આદર્શની નજીક જેટલું ગાંધીજીનું અંગત જીવન પહોંચ્યું છે તેટલું આપણા જમાનાના કોઈ પણ માણસનું જીવન પહોંચી શક્યું નથી.

એમનું આ જીવન ભવિષ્યના સર્વ યુગના સર્વ મનુષ્યોને માટે રહી જશે. રોમે રોલાં માને છે કે મહાયુદ્ધ પછીના આપણા યુગમાં ગાંધીજીએ એક ખાસ ફાળો આપ્યો છે: "જગતમાં હિંસાનો પ્રબળ વાયુ વાઈ રહ્યો છે. દરેક પ્રજા બીજી પ્રજાને એના એ જ સિદ્ધાંતોને નામે હણે છે. તેઓ નામ તો સિદ્ધાંતોનું દે છે, પણ એની પાછળ એક જ પ્રકારનાં લોભ અને ભ્રાતૃહત્યાની વૃત્તિ છુપાયેલી હોય છે. રાષ્ટ્રવાદીઓ, ફાસિસ્ટો, બોલશેવિસ્ટો, પીડિત વર્ગના લોકો, જુલમગારો, સહુ કહે છે કે અમને પશુબળ વાપરવાનો હક છે, ને એ હક અમારા સિવાય બીજા કોઈને નથી." ગાંધીજી કહે છે: નામર્દાઈ કરતાં તો હિંસા સારી; પણ હિંસા નિષ્ફળ નીવડે છે. "એ શ્રદ્ધા કોણ સાચી પુરવાર કરી બતાવશે? અને અશ્રદ્ધાવાળા જગતમાં એ પુરવાર કરશે પણ કેવી રીતે? શ્રદ્ધા પુરવાર થાય છે કર્મ દ્વારા. યુરોપ યુદ્ધો વિપ્લવોથી લોહીલુહાણ થઈ ગયું છે; ગરીબ બની ગયું છે; થાકીને લોથ થઈ ગયું છે; જેના પર તે અગાઉ જુલમ કરતું હતું તે એ એશિયાની નજરમાં તેની પ્રતિષ્ઠા ઘટી ગઈ છે; અને ઇસ્લામ, હિંદ, ચીન અને જપાનની

જાગૃત પ્રજાઓની આકાંક્ષાઓનો વિરોધ તે એશિયાની ભૂમિ પર હવે પછી કરી શકે એમ નથી. પણ એટલાથી ઝાઝો લાભ થવાનો નથી; પછી ભલેને થોડીક વધારે પ્રજાઓ માનવસમાજના સંગીતમાં પોતાના ખાસ સૂર ઉમેરે. એશિયાની ભાવનામાં જે જુવાળ આવ્યો છે તેની વાટે જીવનમરણનો — એટલું જ નહીં પણ સમગ્ર માનવજાતિ માટે આચરણનો — નવો આદર્શ પ્રગટ થાય એ જરૂરનું છે. એ ભારતવર્ષનો જગતને આપવાનો નવો સંદેશો છે. પશુબળનું સ્થાન શું, એ જે પ્રશ્નને અંગે આજનો યુગ મૂંઝાઈ રહ્યો છે તે પ્રશ્નનો આ જ ખુલાસો છે." અમેરિકન લેખિકા બ્લૅંચ વૉટસન પણ ગાંધીજીના કાર્યને એ જ દૃષ્ટિએ જુએ છે: "અસહકારની લડતના રાજકીય ભાગમાં ભરતીઓટ થયા જ કરવાની. કેટલીક લડાઇમાં હાર ને કેટલીકમાં જીત મળવાની. ગાંધીજી જશે તોયે ગાંધીજીની કલ્પના તો કાયમ રહી જ જશે. અને જગતના ભાગમાં એનો જે રચનાત્મક અમલ થશે તેને પશ્ચિમની હિંસા ને લોહીની તરસના સામા ત્રાજવામાં મૂકતાં બે પલ્લાં સરખાં થઈ રહેશે." 'પશ્ચિમની' એ શબ્દની સાથે હું તો ઉમેરું કે 'ચેતનથી થનગનતા નવા પૂર્વની પણ'.

*

ગાંધીજી હિંદુસ્તાનને રાજકીય સ્વાતંત્ર્ય મળે એમ ઇચ્છે છે ખરા, પણ તેની કિંમતરૂપે તે પોતાના આદર્શોનો ભોગ આપે ને આદર્શોના ક્ષેત્રમાં પારકાનું ગુલામ બને એમ તેઓ નથી ઇચ્છતા. પૈસાને પૂજનારું જડવાદી જગત હિંદુસ્તાન પ્રત્યે આદર ધરાવે એમ તેઓ ઇચ્છે છે ખરા, પણ એ આદર મેળવવા તેને પોતાની વિશિષ્ટ પ્રતિભાનો ભોગ આપવો પડે એ તેમને રુચે એમ નથી. હિંદીઓને સારો ખોરાક ને સારાં ઘર મળે એમ તેઓ ઇચ્છે છે, પણ તેઓ આત્માની સાધના કરતાં દેહની આળપંપાળમાં વધારે પડી જાય એ તેમને ગમતું નથી. તેમના આવા વિચારો હોવાથી એમ કહી શકાય કે રાજધુરીણો ને મુત્સદ્દીઓની શ્રેણીમાં તેઓ એક ઋષિ છે. રાજ્યતંત્ર વિષેના તેમના સિદ્ધાન્તને કનફ્યુશિયસના સિદ્ધાન્તની સાથે સરખાવવામાં આવ્યો છે, કેમકે કનફ્યુશિયસ પણ કહેતા કે જે પ્રજાની ઇચ્છા તે જ ઇશ્વરની ઇચ્છા... ગાંધીજી એશિયાના મોટામાં મોટા ઘડવૈયા અથવા નિર્માતા છે; કેમકે બીજા નિર્માતાઓ જે એક વસ્તુ કરવા તૈયાર નથી તે કરવા તેઓ તૈયાર છે. સ્વાતંત્ર્ય

મેળવવા માટે હિંસા કે છળકપટનું એક પણ કામ કરવા કરતાં તેઓ, જરૂર પડે તો, પોતાના દેશના સ્વાતંત્ર્યની આશા જતી કરવાનું વધુ પસંદ કરે એમ છે. તેઓ જગતના અજોડ ને અદ્વિતીય નેતા છે. તેઓ પ્રેમધર્મનો ઉપદેશ કરનાર વર્તમાન યુગના પેગંબર છે; અને એ વિષયમાં તેઓ બુદ્ધ, મો તી, ઈસુ, સંત ફ્રાન્સીસ અને ટૉલસ્ટૉયના આધ્યાત્મિક વારસ છે. વીસમી સદીની નવી હિંદી પ્રજાને મન ગાંધીજી પોતાના જ્યૉર્જ વૉશિંગ્ટન ભલે હોય. પણ એ પ્રજાની આ મોંઘામૂલી આશા પણ સફળ થશે, ફાલશે, ને અંતે અશોકના સામ્રાજ્યની પેઠે નામશેષ બની જશે, ત્યારપછી પણ ઘણી જુદી જુદી સંસ્કૃતિવાળી પ્રજાઓ, ઈસુ ખ્રિસ્તની પેઠે ગાંધીજીને, અનેક ભિન્ન ભિન્ન જાતિઓના મિલનનો ઉપદેશ કરનાર પેગંબર રૂપે, પૂજવાનું ચાલુ રાખશે.*

(૧૯૨૯)

## ૫૯. ગાંધીજીની ફિલસૂફી

### અરદેશર રતનજી વાડિયા

ફિલસૂફીના અભ્યાસ માટે જેવી અનુકૂળ પરિસ્થિતિ હિંદુસ્તાનમાં છે તેવી દુનિયાના બીજા કોઈ દેશમાં નથી. હિંદે ફિલસૂફીના શુદ્ધ રૂપને જીવન-માર્ગ બનાવી છે; પશ્ચિમને એને જીવનની તટસ્થ સમીક્ષા બનાવી છે. આ બે પાયાની કલ્પનાઓના સમન્વયની આપણને જરૂર છે. એવો સમન્વય સર્વશ્રેષ્ઠ હિંદી — મહાત્મા ગાંધી — એ કરી બતાવ્યો છે. તેઓ આ તત્ત્વજ્ઞાન પરિષદના વિધિસર સભ્ય ભલે ન હોય. પણ સત્ય પર કોઈનો ઇજારો નથી; અને સૈંકડો વરસ પછી આપણને એક એવા ગુરુ મળ્યા છે જેઓ શાસ્ત્રોમાંથી વાક્યો ટાંકીને સન્તોષ માનતા નથી, પણ જીવનની સમસ્યાઓનો સામનો કરી શકે છે, વિચાર કરી શકે છે, ને શીખવી શકે છે.

મહાત્મા ગાંધીની ફિલસૂફી વિષે ચર્ચા કરવી એ એકંદરે સહેલું કામ નથી, કેમકે તેઓ જગદ્‌ગુરુ છે તેની સાથે રાજ્યપ્રકરણી પુરુષ પણ છે. જગતના ઇતિહાસમાં એમના જેટલી વિખ્યાતિવાળા કોઈ પણ વિચારકે એમના જમાનાના ચાલુ બનાવોમાં ઊતરવાની પરવા કરી નથી. પણ આવા

* આ લેખકના 'એમીનન્ટ એશિયન્સ' નામના પુસ્તકમાંથી.

હસ્તક્ષેપને માટે હવે સમય આવી પહોંચ્યો છે; કેમકે આજની દુનિયામાં રાજકારણ સર્વોપરી પદ લઈ બેઠું છે, ને તેથી તે એવું ગર્વિષ્ઠ બની ગયું છે કે સાદા નીતિનિયમો પણ પોતાને લાગુ પડતા નથી એમ તે માને છે. એટલે એવા કોઈ ગુરુની આજે જરૂર છે જે રાજકારણને વિશ્વની વ્યવસ્થામાં તેનું યોગ્ય સ્થાન લેતાં શીખવે. રાજકારણ નીતિમય બને એવું સ્વપ્નું તો ઘણાખરા રાજદ્વારી વિચારકોએ સેવેલું. પણ એ વસ્તુ વ્યવહારમાં સિદ્ધ કરી બતાવવાનું સ્વપ્નું તો મહાત્મા ગાંધીએ જ સેવ્યું છે.

મહાત્મા ગાંધીની આખી કારકિર્દીમાં દૃષ્ટિની એક પ્રકારની વિશાળતા દેખાઈ આવે છે. એક કાળ એવો હતો જ્યારે તેમનું મન ખ્રિસ્તી ધર્મ અને સ્વધર્મની વચ્ચે ઝોલાં ખાતું હતું. છેવટે જ્યારે તેઓ હિંદુ ધર્મને વળગી રહ્યા ત્યારે તે તેમના વિચારરૂપી પાત્રમાં અગ્નિતપ્ત થઈ શુદ્ધ થયેલો ને નવજીવન પામેલો નવો હિંદુ ધર્મ હતો. ગીતા એમની સદાની સોબતી બની ગઈ છે, અને નવા કરારનો ધર્મસિદ્ધાન્ત એમની રગેરગમાં ઊતરી ગયો છે. એટલે જ તેઓ કહે છે કે 'મારા ધર્મને ભૌગોલિક મર્યાદા નથી.' એટલે, 'અહિંસક સાધનો વડે કરેલી સત્યની શોધ' એવી હિંદુ ધર્મની વ્યાખ્યા તેમણે આપી છે તેમાં પણ નવાઈ નથી. હિંદુ ધર્મ એટલે સત્યની શોધ એવી જો એની વ્યાખ્યા આપવામાં આવે તો હિંદુ ધર્મ એક ધર્મ કે એક ફિલસૂફી મટી જાય છે; ને એ અર્થમાં 'હિંદુ' કહેવાનો કશો ચોકસ અર્થ રહેતો નથી. જૂના શબ્દોને નવા અર્થમાં વાપરવાની ગાંધીજીની ટેવ હવે જૂની થઈ ગઈ છે. એટલે તેમના શબ્દો વસ્તુતાએ તેમનો વિશ્વકુટુંબભાવ વ્યક્ત કરતા હોય ત્યારે પણ, ઉપરટપકે જોતાં જાણે તેમની રાષ્ટ્રીય કે ભૌગોલિક સંકુચિતતા વ્યક્ત કરતા હોય એવા લાગે છે. તેમણે પોતે કબૂલ કર્યું છે કે તેમના પર ભારેમાં ભારે અસર બાઇબલના નવા કરારની ને ત્યારપછી રસ્કીન અને ટૉલસ્ટૉયની પડી છે. સત્યશોધકે તો સત્ય તેને જ્યાં દોરી જાય ત્યાં જવું જ રહ્યું. દેશાભિમાનનો વિચાર તેની શોધના ક્ષેત્ર પર મર્યાદા ન મૂકી શકે. તે જ પ્રમાણે શારીરિક આરોગ્યના વિષયમાં તેઓ ડૉ. કયુની ને ડૉ. જુસ્ટની પ્રેમપૂર્વક સ્તુતિ કરે છે. એવો માણસ, એવો હિંદુ સચ્ચાઇથી કહી શકે છે કે "મારે મન સ્વદેશપ્રેમ એટલે માનવમાત્ર પ્રત્યેનો પ્રેમ છે."

સત્યના પ્રવાહ જ્યાંથી આવે ત્યાંથી તેને અપનાવવાને જ્યારે માણસ

તૈયાર હોય ત્યારે તેને પોતાની બુદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ કરવો આવશ્યક થઈ પડે છે. "હું ધર્મને વિષે અંધશ્રદ્ધા નહીં રાખું. ધર્મના પવિત્ર નામનો આધાર લઈને હું કોઈ પણ કુરિવાજને વાજબી ઠરાવી શકતો નથી. હું માણસની બુદ્ધિને સ્પર્શ કરીને મારું કહેવું તેને ગળે ઉતારી ન શકું તો મારું કહેવું એક પણ માણસની પાસે કબૂલ કરાવવાની મને જરાયે ઇચ્છા નથી. હું તો એટલે સુધી કહું છું કે પ્રાચીનમાં પ્રાચીન શાસ્ત્રવચનોને જો મારી બુદ્ધિ સ્વીકારી ન શકે તો હું તેને ઇશ્વરપ્રણીત ગણવાની ના પાડું." ભારતીય તત્ત્વચિન્તનના ઇતિહાસમાં આ સાવ નવો સૂર છે. કોઈ એક બાબતમાં કુરાનથી જુદો મત દર્શાવવાની તેમણે હામ ભીડેલી, તેનાથી ક્રોધે ભરાઈને મૌલાના ઝફરઅલીખાને તેમને લખ્યું ત્યારે તેમણે હિંમતભેર આ પ્રમાણે જવાબ દીધેલો: "ખુદ કુરાને શરીફનો ઉપદેશ પણ ટીકામાંથી મુક્ત રહી ન શકે. દરેક સાચા ધર્મશાસ્ત્રને ટીકાથી લાભ જ થાય છે. આપણે ઇશ્વર-પ્રેરિત શ્રુતિજ્ઞાન શાને માનવું ને શાને નહીં એ કહેવા માટે પણ આપણી પાસે આપણી બુદ્ધિ સિવાય બીજો માર્ગદર્શક નથી." આમ કહેવામાં તેઓ પરંપરાગત હિંદુ તત્ત્વવિચારના શબ્દપ્રામાણ્યથી માઈલોના માઈલ આગળ ચાલી ગયા છે. તેમનાં આ વચનો વિચારના એક નવા જ યુગની આગાહી આપે છે. અને છતાં આ શબ્દો તેમણે નર્યા બુદ્ધિવાદીના ગર્વથી નથી કહ્યા, પણ નમ્ર ભક્તની વૃત્તિથી કહ્યા છે. તેઓ એકલા વેદને જ ઇશ્વરપ્રણીત નથી માનતા; પણ બાઇબિલ, કુરાન અને ઝંદ અવસ્તાને પણ 'વેદના જેટલાં જ ઇશ્વર-પ્રણીત' માને છે.

ઘણીવાર તર્કે સ્વીકારેલી વસ્તુ કેવળ માણસની બુદ્ધિમાં જ રહી જાય છે, ને તેના આચરણમાં ઊતરતી નથી. પણ ગાંધીજી તો માને છે કે જે માન્યતા સત્કર્મમાં ન પરિણમે તે સાવ નકામી છે. પોતાને જે સત્ય ભાસે તે પ્રમાણે આચરવાની તેમની આ જે હિંમત છે તેને લીધે તેઓ ઇતિહાસના મોટામાં મોટા કર્મયોગી બન્યા છે. તેમણે હિંદુસ્તાનની મોટામાં મોટી સેવા એ કરી છે કે તેમણે ભયની સામે સંગ્રામ ચલાવ્યો છે, અને પોતે તેના પર જીત મેળવી બીજાઓને એવી જીત મેળવતાં શીખવ્યું છે. જે દેશમાં લોકો ભયને લીધે — પોલીસનો ભય, લશ્કરનો ભય, લોકમતનો ભય, સામાજિક બહિષ્કારનો ભય, ભૂતપ્રેતનો ભય, પડછાયાનો ભય, એમ સર્વ પ્રકારના ભયને

લીધે—સ્થગિત બની ગયા છે, તે દેશમાં આ કંઈ નાનીસૂની સિદ્ધિ ન કહેવાય.

નિર્ભયતા એટલે કંઈ આંધળું સાહસ કે ગુના કરવાની હિંમત નથી. એ તો ઉગ્ર તપસ્યાની તાવણીમાં તવાયેલા, સત્યનિષ્ઠાની શુદ્ધમાં શુદ્ધ વૃત્તિથી ઘડાઇને પાકા થયેલા, આત્માની વીરવૃત્તિ છે. ગાંધીજીના પોતાના શબ્દોમાં કહીએ તો, "એના ગર્ભમાં બળવાનની અહિંસા રહેલી છે. એવો માણુસ કોઇનો જીવ નહીં લે, પણ સત્યનું પાલન કરતાં પોતાનો જીવ આપવો પડે તો આપવા ખુશીથી તૈયાર થશે." તેઓ આ શબ્દો કહે છે તે માને છે, ને તે પ્રમાણે તેમણે આચરણ કરી બતાવ્યું છે. તેમના પ્રેમાળ હૃદયનું ઊભરાતું હેત, ને તેમના પ્રસન્નતા ફેલાવતા સ્મિતને લીધે તેઓ જીવતા લોહચુંબક જેવા બન્યા છે. કરોડો માણુસનાં હૃદય સ્વેચ્છાએ તેમને ચરણે શ્રદ્ધાંજલિ અર્પે છે. અને લોકનેતા-ઓને વિષે જે જાતનો સંશય ઊપજે છે તે જાતના સંશયથી તેમની અત્યંત સાદાઈએ તેમને ઉગારી લીધા છે. એમની આસપાસ ધર્મનિષ્ઠા, તથા ઈશ્વરના અસ્તિત્વ ને તેના દૈવી અમલ વિષેની, બુદ્ધિથી પર ને બુદ્ધિને અગમ્ય એવી, શ્રદ્ધાની સુવાસ ફેલાયેલી હોય છે. પરમાત્માની શાન્તિ તેમના મુખારવિંદ પર પ્રકાશે છે ને તેમના હૃદયમાં વસે છે.

એવું એ પુરુષનું વ્યક્તિત્વ છે. પણ આપણે તો મુખ્યત્વે એમના વિચારની ચર્ચા કરવાની છે. પોતે કહેલું બધું સ્વીકારવું એમ તેઓ આપણુને ફરમાવતા નથી. કોઈ પણ વસ્તુ પર બુદ્ધિ મંજૂરીની મહોર ન લગાવે ત્યાં સુધી આપણે તે સ્વીકારવાને બંધાયેલા નથી. તેઓ પોતે કહે છે: "આ કર્મયુગમાં અંધપૂજાની કશી જ કિંમત નથી." તેમનો ઉપદેશ આમ તો સાવ સાદો છે. એમાં અટપટું કે ગુહ્ય એવું કશું નથી. એની ચર્ચા કરવામાં હું એમના ઉપદેશના વિશ્વવ્યાપી અંશોને જ લઈશ, કેમકે એ અંશો જ કાયમના મહત્ત્વના ગણી શકાય એવા છે.

છેક ૧૯૦૮ માં પ્રસિદ્ધ થયેલા 'હિંદ સ્વરાજ' માં ગાંધીજીએ લખેલું: મને તો ધર્મ વહાલો છે, એટલે પ્રથમ દુઃખ તો એ છે કે હિંદુસ્તાન ધર્મભ્રષ્ટ થતું ચાલ્યું છે. ધર્મનો અર્થ હું અહીં હિંદુ કે મુસલમાન કે જરથોસ્તી એમ નથી કરતો; પણ એ બધા ધર્મમાં જે ધર્મ રહ્યો છે તે જતો રહે છે; આપણે ઈશ્વરથી વિમુખ થતા જઈએ છીએ." ઈશ્વર વિષેની સાક્ષાત્કારના પાયા પર રચાયેલી શ્રદ્ધા એ એમના ધર્મનું સારભૂત તત્ત્વ છે; ને તેથી જ

તેને તર્કથી પુરવાર કરી શકાતી નથી. પણ ઈશ્વરને સદાચાર જ પ્રિય છે એમ ભાર દઈને કહેતાં તેઓ કદી થાકતા નથી. 'આત્મકથા' માં તેઓ કહે છે: "મારા પ્રયોગોમાં તો આધ્યાત્મિક એટલે નૈતિક; ધર્મ એટલે નીતિ; આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ." 'નીતિધર્મ' માં તેઓ ધર્મ અને નીતિ વચ્ચે ભેદ કરવાની ના પાડે છે. એમની નીતિ-વ્યવસ્થામાં સત્ય એ સર્વોચ્ચ સિદ્ધાંત છે, એટલે તેઓ ઈશ્વર અને સત્ય વચ્ચે અભેદ માને છે, ને ઈશ્વરને 'સત્યનારાયણ' એ નામે ઓળખે છે. કેટલાંક વરસ પર તિબેટમાં એવી વાત ચાલી હતી કે ભગવાન બુદ્ધે ભારતવર્ષમાં ફરી જન્મ લીધો છે, ને 'મહાત્મા ગાંધી' એ નામ ધારણ કર્યું છે. એક વાત તો ચોકસ છે કે બુદ્ધના જમાના પછી કોઈ પણ હિંદીએ — કદાચ કબીરને અપવાદરૂપ ગણી શકાય — શુદ્ધ સદાચારને ગાંધીજીના જેટલું મહત્ત્વ આપ્યું નથી કે તેને વિષે એમના જેટલી છટાદાર વાણીમાં ઉપદેશ આપ્યો નથી. એમનો ધર્મ એ સેવાનો ધર્મ છે, વહેવારુ આદર્શવાદ છે, ને તે "કેવળ ઋષિઓ ને સાધુસંતોને માટે નથી; સાધારણ લોકોને માટે પણ છે."

ધર્મના ક્ષેત્રમાં ગાંધીજીએ કંઈ નવી શોધો કરી છે એમ ન કહી શકાય. પણ ધાર્મિક સત્ય જ્યાં મળે ત્યાંથી મેળવવા માટે તેમણે ખરી ધગશથી કરેલી સાધનાનું દૃષ્ટાંત માણસોને પ્રેરણા આપે એવું છે. તેઓ સનાતની હિંદુ તરીકે ઓળખાવાને આતુર છે, પણ તે પોતાની શરતે. કોઈ પણ ધર્મમત બીજાના કહેવાથી સાચો ન માને એટલા તેઓ મહાન છે. પોતાનું હૃદય કબૂલ ન કરે એવી માંડવાળો બીજાઓ સાથે ન કરે એટલા તેઓ સત્યનિષ્ઠ છે. તેમનો સનાતન હિંદુ ધર્મ સામાન્ય લોકોમાં જોવામાં આવે છે તેના કરતાં ઘણો ઊંડો ને ઘણો ઉન્નત છે. તેઓ હિંદુ શાસ્ત્રોનું પ્રામાણ્ય સ્વીકારે છે, જોકે તેઓ અભ્યાસ તો એકલી ગીતાનો જ કર્યો હોવાનો દાવો કરે છે. તેઓ વર્ણાશ્રમધર્મને માને છે, પણ તે "તેના શુદ્ધ વેદકાલીન રૂપમાં; આજના લોકપ્રિય ને અણઘડ રૂપમાં નહીં." તેઓ "લોકપ્રિય અર્થ કરતાં ઘણા વિશાળ અર્થમાં ગોરક્ષાને" માને છે. છેવટે તેઓ કહે છે કે તેમને "મૂર્તિપૂજાને વિષે અનાસ્થા નથી."

આ પરથી સહેજે જોઈ શકાય છે કે ગાંધીજીનો સનાતન ધર્મ બહુ હળવા પ્રકારનો છે. નહીં તો તેઓ પીડિત ને દલિત લોકોના સહાયક ન બની

શકત; ને બુદ્ધ તથા ઈસુ સાથેનું એમનું જે આધ્યાત્મિક ને નૈતિક સગપણ છે તે સિદ્ધ ન કરી શકત. ગાય વિષેનો તેમનો પૂજ્યભાવ એ જીવમાત્ર પ્રત્યેના તેમના પૂજ્યભાવનું પ્રતીકમાત્ર છે: "ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે......લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂક સૃષ્ટિની રક્ષા છે." ગાય મારફતે તેઓ ઉપનિષદમાં બતાવેલી જીવમાત્રની એકતાનું આકલન કરે છે. મૂર્તિપૂજા વિષે તેઓ સાવચેતીથી બોલે છે, પણ તેમનું કહેવું બુદ્ધિ ન સ્વીકારી શકે એવું જરાયે નથી. તેમને મૂર્તિપૂજા વિષે અનાસ્થા નથી. અને જો મૂર્તિ એ માત્ર પ્રતીક છે એમ મૂર્તિપૂજક હંમેશાં સમજતો હોય, તો મૂર્તિપૂજા વિષે અનાસ્થા ધરાવવાની કોણ પરવા કરે? પણ બુદ્ધ અને ઈસુની પેઠે ગાંધીજીની પણ જન્મસિદ્ધ વૃત્તિ કર્મકાંડથી જુદી દિશામાં જવાની છે, એમ તો સહેજે દેખાઈ આવે છે. 'આત્મકથા'નાં જે પાનાંમાં તેમણે જનોઈનો પ્રશ્ન ચર્ચ્યો છે તેના જેટલાં રસિક કે તત્ત્વચિન્તનથી ભરેલાં બહુ થોડાં પાનાં એ પુસ્તકમાં હશે. ડૉ. મૅકનીકલે ગાંધીજીના ધર્મને 'સેશ્વર અજ્ઞેયવાદ' એ નામ આપ્યું છે. એ ભાષાનો દુરુપયોગ કહેવાય. એમના ધર્મનું ખરું વર્ણન તો 'નીતિમય સેશ્વરવાદ' એ શબ્દથી જ થઈ શકે.

એમની નીતિવ્યવસ્થા સત્ય અને અહિંસા એ બે સિદ્ધાન્તોના આધાર પર રચાયેલી છે. તેઓ મનુષ્યમાં પરમાત્માને જુએ છે; અને તેથી તેમણે પાપ અને પાપી વચ્ચે સાવ નવો જ ભેદ પાડી બતાવ્યો છે. એટલે જ તેઓ જનરલ ડાયરને વિષે કહે છે: "એણે જે કામ કર્યું છે તેને વિષે મને તિરસ્કાર છે; પણ એ જો માંદો પડે તો હું તેની પાસે જઈ તેની સારવાર કરું, ને બની શકે તો તેને સાજો કરું."

આ વચનમાં આપણને એમની અહિંસાનું વહેવારુ દૃષ્ટાન્ત મળી રહે છે. તેમનો ધર્મ બૂરાઈ જ્યાં જોવામાં આવે ત્યાં બધે તેનો દ્વેષ કરવાનો છે, તે બૂરાઈ કરનાર માણસનો નહીં; કેમકે બૂરાઈ કરનાર કંઈ માણસ મટી જતો નથી, ને પરમાત્મા તો દરેક પ્રાણીમાં વાસ કરે જ છે. અહિંસા તો બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ જેટલી જૂની છે. પણ ગાંધીજીની પ્રતિભાએ તેનો સત્યની રક્ષાને અર્થે જેટલા મોટા પાયા પર ઉપયોગ કર્યો છે તેટલા મોટા પાયા પર એનો ઉપયોગ થયાનો બીજો દાખલો માનવજાતિના ઈતિહાસમાં

ઐક્ય મળતો નથી. જે જગત યુદ્ધથી થાકી ગયું છે તેને ગાંધીજીનું આ નવું હથિયાર બહુ આકર્ષક લાગે છે. પણ મનુષ્યનાં ઘણાંખરાં હથિયારની પેઠે આના પણ સદુપયોગથી જેમ લાભ સાધી શકાય છે તેમ એનો દુરુપયોગ થવો પણ શક્ય છે. શસ્ત્રયુદ્ધની પશુતાઓની અવેજી તરીકે એમે હરખભેર વધાવી લેવામાં આવ્યું છે. પણ બે વિરોધી રાષ્ટ્રોની વચ્ચે સફળ સત્યાગ્રહની મુખ્ય શરત — શત્રુને પ્રેમ દ્વારા જીતવા માગનાર પ્રેમની શરત — કદી પણ પૂરી પડે કે કેમ એ શંકાપડતી વાત છે.

દેશના આંતરિક વહેવારમાં સત્યાગ્રહનો પ્રયોગ વધારે સહેલાઇથી થઈ શકે એવો છે. પણ પ્રયોગ જેટલો સહેલો તેટલી તે શરૂ કરનારની જવાબદારી વધારે. આ વસ્તુનું ભાન તેના પ્રણેતાને છે એટલું બીજા કોઈને નહીં હોય. તેમણે 'હિંદ સ્વરાજ' માં એને માટે અશક્ય નહીં તો અતિ કઠણ એવી શરતો બતાવી છે: "અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણે સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઈએ, ગરીબાઈ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે, અને અભયતા આવવી જોઇએ." આ શરતો સચોટ રીતે બતાવે છે કે ગાંધીજી કેટલી ગંભીરતાથી આ પ્રશ્નનો વિચાર કરે છે. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહને ભારે સફળતા મળી તેને લીધે તે લોકપ્રિય બન્યો છે. હિંદુસ્તાનમાં તેનો પ્રચાર ઘણો થયો છે. એનો તટસ્થ વિચાર કરવાનું કામ તો ભવિષ્યના ઇતિહાસકારનું છે. પણ માનો કે સિદ્ધાન્તની દૃષ્ટિએ તે બરાબર હોય, તોપણ તેના અમલી પ્રયોગમાં કેટલીક મુસીબતો ને ખામીઓ રહેલી છે, તેના તરફ શાણા લોકનેતાને દુર્લક્ષ કર્યે પાલવે એમ નથી.

છેક ૧૯૧૫ માં, જ્યારે ગાંધીજી બ્રિટિશ સામ્રાજ્યના વફાદાર નાગરિક હતા ત્યારે, તેમણે કહેલું: "હું કોઈ પણ સરકારનો પક્ષપાતી નથી; અને મેં અનેકવાર કહ્યું છે કે જે સરકાર ઓછામાં ઓછો અમલ ચલાવે તે સરકાર સારામાં સારી. અને મેં જોયું છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં મારે રાજ્યના ઓછામાં ઓછા અમલમાં રહેવું શક્ય છે. તેથી હું બ્રિટિશ સામ્રાજ્યને વફાદાર છું." ટૉલસ્ટોયની પણ આવી જ વૃત્તિ હતી; માત્ર એમને બ્રિટિશ સરકાર સાથે કશો સંબન્ધ નહોતો એટલું જ. આ બંને મહાપુરુષો અરાજકતાને આદર્શ સ્થિતિ ગણે છે એમ કહી શકાય. બંને પ્રેમરૂપી પરમેશ્વરના ભક્ત છે. બંને

આધુનિક સુધારાની અટપટી જાળથી થાકેલા છે, ને જાતમહેનતથી પ્રાચીન સાદાઈને બને તો ફરી સજીવન કરવા ઇચ્છે છે. બંને માણસમાત્રના હૃદય પર એવો પ્રભાવ પાડવા મથે છે જેથી તે અંતર્યામી આત્માને જોઈ શકે. બંનેને પોતાના આંતરિક બળનું ભાન હોવાથી તેઓ સરકારોને અવગણે છે. એક રશિયામાં ને બીજા ભારતવર્ષમાં જન્મ્યા એ ઇતિહાસનો એક આકસ્મિક યોગ છે. તેઓ ગમે ત્યાં જન્મ્યા હોત તોયે રાજસત્તા જોડે અથડામણમાં આવત; કેમકે તેઓ દુનિયાને સુધારવા માટે માણસને બહારની સત્તા તરફ નહીં પણ અંતરમાં વસતા આત્મા તરફ જોતાં શીખવે છે. ટૉલસ્ટૉયને ભારે કષ્ટ ન વેઠવું પડ્યું, કેમકે તેમણે લખ્યું ને ઉપદેશ આપ્યો, છતાં પોતે તો અમીર જ રહ્યા. ગાંધીજીને ગીતાના કર્મયોગનો વારસો મળેલો, એટલે તેઓ ભલે અહિંસક પણ યોદ્ધા બનીને નીકળી પડ્યા. અને જેલના સળિયાથી પણ તેમની આંતરિક સ્વતંત્રતા કે અંતર્યામી ઇશ્વર પરની શ્રદ્ધા પર અંકુશ મુકાતો તેમણે અનુભવ્યો નથી.

અરાજકતાને આદર્શ સ્થિતિ માનવી યોગ્ય છે કે કેમ એ એક સ્વતંત્ર પ્રશ્ન છે. દરેક મનુષ્યમાં પરમાત્મા વસે છે; પરમાત્મા પ્રત્યેનો પ્રેમ એટલે તેનાં સરજેલાં પ્રાણીમાત્ર પ્રત્યેનો પ્રેમ છે; અને તેથી કોઈ પણ માણસને ઇજા કરી હોય તો ઇશ્વર દુભાયા વિના ન રહે; દરેક માણસ બીજા દરેક માણસમાં પરમાત્માનું દર્શન કરે તો હિંસા કે દ્વેષને માટે અવકાશ જ ન રહે; આટલું જો દરેક માણસ સમજે તો અરાજકતાને આદર્શ સ્થિતિ ગણવી એ યોગ્ય ઠરે ખરું. એવી સ્થિતિ આવે ત્યારે સરકારની જરૂર જ કોને પડે? જ્યાં ઇશ્વરની શાન્તિ હોય ત્યાં બીજા કશાની જરૂર ન રહે. પણ એવી શાન્તિ ક્યાં છે? એને શોધે છે તો ઘણા, પણ એ મળે છે બહુ થોડાને. ગાંધીજીની 'આત્મકથા' બતાવે છે કે તેઓ પોતે આત્મવિકાસમાં કેવા ધીરે ધીરે આગળ વધ્યા છે. અને આખરે તેઓ કબૂલ કરે છે કે "મનના વિકારોને જીતવા જગતને શાસ્ત્ર યુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે." એટલે જ્યાં માણસો અંતરાત્માની જ પ્રેરણાથી ન ચાલતા હોય ત્યાં કંઈક બાહ્ય સત્તા હોવી જ જોઈએ — કાં તો ધર્મસંઘની, કાં તો રાજ્યતંત્રની હોય; અથવા વધારે સારું તો એ કે બંનેની સંયુક્ત હોય. પણ આ બાહ્ય સત્તા પોતાનો સ્વાર્થ સાધવાને નહીં, પણ જે લોકો તેને અધીન છે તે લોકોનું હિત સાધવાને, હસ્તી ધરાવે છે.

એટલે આખરે તો રાજ્યની બાહ્ય સત્તાની પાસે શરીરબળનો નહીં પણ નીતિબળનો જ સંગ્રહ હોવો જોઈએ. ગાંધીજી કહે છે: "ધર્મને રાજકાજ સાથે કશી લેવાદેવા નથી એમ કહેનાર માણસ ધર્મને સમજતો જ નથી." રાજ્યતંત્ર વિષેના ગાંધીજીના વિચારો પરત્વે આપણને ભલે તેમની સાથે મતભેદ હોય; પણ રાજ્યતંત્ર હોવું આવશ્યક હોય, ને તેણે નીતિપ્રચારનું પોતાનું ધ્યેય સાધવું હોય, તો ગાંધીજીના દૃષ્ટાન્ત તરફ ને તેમની કારકિર્દીમાંથી મળતી પ્રેરણા તરફ જગતે ધ્યાન આપ્યે જ છૂટકો છે. "અમારાં કુટિલ હેતુઓ ને ગુપ્ત ખટપટોથી જગતને હાનિ થઈ છે; અને અમે જો સરળતાથી વર્તીએ, ને અમારી પ્રજા તેમજ બીજાઓની પ્રજાઓ સાથે ન્યાયથી વર્તવાની ઇચ્છા રાખીએ, તો જગતને લાભ થશે;" એટલું જો જગતના રાજ્યકર્તાઓ સમજતા થાય, તો ગાંધીજીનું જીવ્યું એળે નહીં જાય. નીતિના નિયમો સામે — પ્રેમધર્મ એ જેનું ઉચ્ચતમ રૂપ છે તેની સામે — છેક છેવટ સુધી ટક્કર ઝીલનાર છેક છેલ્લો ગઢ રાજકારણનો રહ્યો છે. એ છેલ્લો ગઢ જીતવામાં જો હિંદુસ્તાન મદદ કરી શકે તો તેણે પોતાનું શુદ્ધમાં શુદ્ધ જીવનકાર્ય સફળ કર્યું ગણાય.

૧૯૦૮ માં ગાંધીજીએ 'હિંદ સ્વરાજ' લખ્યું, તેમાં સુધારાની બહુ જ સખત ઝાટકણી કાઢી છે. દક્ષિણ આફ્રિકામાં ખ્રિસ્તી ધર્મને લજવનારી ને મનસ્વી નોકરશાહીએ જાણીબૂજીને કરેલાં અપમાનોથી તેમનો સૌમ્ય ને ભાવનાશીલ આત્મા અત્યંત દુભાયેલો હતો એવે વખતે એ પુસ્તક લખાયેલું. એ અપમાનો સામેના રોષને લીધે તેઓ એ વિષયના મૂળ સુધી — એટલે કે પશ્ચિમના સુધારા સુધી — ઊતર્યા હોય એ વસ્તુ, સાવ વાજબી ન હોય તોપણ, સમજી શકાય એવી છે. મનમાં કડવાશ હોય એવે વખતે લખેલા પુસ્તકમાં ખામીઓ રહેવાનો સંભવ છે, અને હું તેના પ્રત્યે દુર્લક્ષ કરત. પણ દુર્ભાગ્યે જાન્યુઆરી ૧૯૨૧ ના 'યંગ ઇન્ડિયા' માં તેમણે એને પોતાની સંમતિની સંમતિની મહોર મારી તેને ફરી આશીર્વાદ આપ્યા છે; અને ૧૪ મી ઑગસ્ટ ૧૯૨૪ ના અંકમાં તેઓ કહે છે કે 'હિંદ સ્વરાજ' માં "આદર્શ સ્થિતિનો ચિતાર આપેલો છે." એટલે મને એ ગમે તેટલું અણગમતું હોય છતાં તેના પ્રત્યે દુર્લક્ષ કરવું અશક્ય છે. મને એ ગમતું નથી એનું કારણ એ છે કે એમાં ગાંધીજી જગદ્‌ગુરુનું નહીં પણ સંકુચિત રાષ્ટ્રવાદીનું વલણ ધારણ કરે

છે, અને એથી હિંદુસ્તાન હજારો વરસ પાછળ જાય એમ છે. એમને ન્યાય કરવા ખાતર એટલું કહેવું જોઈએ કે 'યંગ ઇન્ડિયા'નાં પાનાંમાં એમણે એવી ઘણી કબૂલાતો કરી છે જેનાથી 'હિંદ સ્વરાજ'ની કડકાઈ ઘણી ઓછી થાય છે. પણ તેઓ પાછળ એવી છાપ મૂકે છે જાણે એમને એ કબૂલાતો ન કરવી પડી હોત તો સારું લાગત. એમના આદર્શ રાજ્યમાં વકીલો, ડાકટરો ને શિક્ષકોના સ્થાન વિષે જે વિચારો તેમણે દર્શાવ્યા છે તેને વિષે તો એમ માની શકાય કે જે માણસ એમાંથી એકેની જરૂર ન પડે એટલે ઊંચે પદે પહોંચ્યા છે તે માણસનાં એ નિર્દોષ ચિન્તનો છે. પણ યન્ત્રો વિષેના એમના વિચારો વિષે એમ ન કહી શકાય, કેમકે એથી તો એમના ઉપદેશના મૂળ ઉપર અસર થાય છે. યન્ત્રોને વિષે તેઓ કહે છે: "સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નિશાની છે, ને તે મહાપાપ છે......સંચાનો ગુણ તો મને એકે યાદ નથી આવતો." પણ ત્યારપછી તેમણે રેલવે, મોટર, તાર ને છાપખાનાંને વિષે વસ્તુ સ્થિતિ ધ્યાનમાં લઈ ઘણી બાબતમાં છૂટછાટ મૂકી છે. 'યંગ ઇંડિયા'માં તેમનો એક સંવાદ પ્રસિદ્ધ થયો છે તેમાં તેણે સિંગર સોઇંગ મશીનને વિષે અપવાદ કર્યો છે. તેઓ કહે છે: "એ અતિશય ઉપકારક વસ્તુઓમાંની એક છે; અને એની આસપાસ કેવી પ્રેમશૌર્યની કથા રહેલી છે! સિંગરે તેની સ્ત્રીને કપડાં ઉપર વાંકી વળી આખો દિવસ ધીમે ધીમે આંખ તાણતી, ટાંકા મારતી, સીવીને થાકી લોથ થતી જોઈ. તે તેને સાલ્યાં કીધું, અને આખરે તેણે પોતાના અતિશય પ્રેમના બળે કરીને સીવવાનો સંચો ઉત્પન્ન કર્યો. તેમ કરીને તેણે કેવળ પોતાની સ્ત્રીની જ મહેનત ન બચાવી પણ દરેક જણની બચાવી." આ જ દલીલને આગળ લંબાવો, તો ગાંધીજી પણ ઇનકાર નહીં કરી શકે કે યંત્રમાત્ર મૂળે શ્રમ બચાવવાની ને તેનો કંટાળો ઓછો કરવાની યુક્તિ જ છે. યંત્રોને આધ્યાત્મિક માર્ગે ચલાવવાનો પ્રયત્ન અશક્ય લાગે છે એમ ગાંધીજી કહે છે એમાં તેઓ પોતાને અન્યાય કરે છે. વિજ્ઞાન અનેયંત્રોએ સંહાર કર્યો હોય, તો તેમણે માણસોને ઉગાર્યાં પણ છે. પશ્ચિમને યશ આપે એવી નર્સોની ફોજને આપણે યાદ કરવી ઘટે છે. તેઓ એક પથારીથી બીજી પથારી આગળ દોડાદોડ કરે છે, ને દર્દીઓનું દુઃખ હળવું કરે છે. તેમાંની ઘણી કુલીન હોય છે, કેટલીક તો બહુ ઊંચાં કુટુંબની હોય છે, બધી સુશિક્ષિત ને તાલીમ

પામેલી ને સંસ્કારી હોય છે, છતાં તેઓ આ કામ કરે છે. હિંદુસ્તાનમાં આ જ કામ કરવા માટે કરોડો માણસોને સુધરેલા સમાજથી બહિષ્કૃત રાખવામાં આવ્યા છે; તેમને અસ્વચ્છતાનો શાપ પેઢી દર પેઢી ચોંટેલો રહે છે; અને ટનના ટન સાબુ વાપર્યે પણ તેમાંના કોઈને ઈશ્વરના મંદિરમાં કે જૂના વિચારના હિંદુના ભોજનગૃહમાં દાખલ થવા દેવામાં આવતા નથી. આ વસ્તુનું ભાન મહાત્માજીના કરતાં વધારે કોને છે? આ લોકોની ઉન્નતિ સાધવાને, તેમનાં હૃદયમાંથી ભય કાઢી નાખવાને, અને તેમનામાં દૈવી પ્રેમના વિચારનું બીજારોપણ કરવાને તેમના જેટલી મથામણ કોણે કરી છે? હિંદુસ્તાનની ભાવના એટલી વિશાળ છે કે તે પોતાના હૃદયમાં વિવિધ સંસ્કૃતિઓ ને વિવિધ ધર્મોને સમાવી શકે એમ છે — એ આપણી બડાશ જો આપણે સાચી પાડી બતાવવી હોય, તો આપણે ઉદ્યોગવાદનો રસ્તો રોકી શકતા નથી. આપણે તેને આત્મસાત્ કરી લઈ તેના પર હિંદી સંસ્કૃતિના ઉત્તમોત્તમ અંશનું સિંચન કરવું ઘટે છે. પશ્ચિમનો ઉદ્યોગવાદ ખરેખર દુષ્ટ ને આત્મહીન હોય, તો હિંદે તેનાથી ભાગી છૂટવું લાજમ નથી; તેણે તો એમાં આત્મજ્ઞાનનું સિંચન કરવું જોઈએ, ને તે પરથી તેની પોતાની અધ્યાત્મવૃત્તિની પણ પરીક્ષા થશે. પશ્ચિમના ઘણા લોકો આને માટે પૂર્વ તરફ નજર નાખે છે. અધ્યાત્મવાદ એટલે કંઈ શૂન્યવાદ નથી. ગમે તેવી કઠણ વસ્તુને પણ તેણે આધ્યાત્મિકતાનો રંગ લગાડવાનો છે. ભારતવર્ષનો ગ્રન્થ એ ગીતા છે; અને શૂરાતન, કર્મયોગ એ ગીતાનો સંદેશો છે.

ઉપસંહાર કરતા પહેલાં, આજના મારા ભાષણ માટે અતિશય રૂઢિબાહ્ય ગણાય એવો વિષય લીધાનો આરોપ હું સ્વીકારી લઉં એ સારું છે. પણ મને લાગે છે કે આપણે વિચાર કરતાં ડરવાનું છોડી ન દઈએ ત્યાં સુધી આ પરિષદ કશું સંગીન ફળ મેળવવાની આશા નહીં રાખી શકે; અને આપણા જમાનાના કોઈ પણ હિંદીએ એવા રૂઢિબાહ્ય મતો મહાત્મા ગાંધીના જેટલા દર્શાવ્યા નથી કે તેમના જેટલી સત્યનિષ્ઠા ને ધગશથી તેનું અનુશીલન કર્યું નથી. સંમત થવું ને કદર કરવી તેમજ અસંમત થવું ને ટીકા કરવી એ આપણો વિશેષ અધિકાર છે, ને મેં એ બંનેનો ઉપયોગ કર્યો છે. આજે હિંદુસ્તાનમાં તેઓ એક જ શિક્ષક કે ગુરુ એવા છે જેમની તરફ જગત આશા ને આદરની નજરે જોઈ રહ્યું છે; અને આપણે આ પરિષદના સભ્યોએ પણ એમની

પાસેથી કંઇક બહુ મહત્ત્વનો પાઠ શીખવાનો રહેલો છે. તેમની નિર્ભયતા, અને શાસ્ત્રવચનોના જુલમને તાબે ન થવાની તેમની સ્વતંત્ર વૃત્તિ, ખરેખરી પ્રેરણા આપે એવાં છે. નીતિધર્મનું અનુશીલન એ જીવનનો સર્વોચ્ચ સિદ્ધાન્ત છે એ વસ્તુ પર તેમણે જે ભાર મૂક્યો છે, તેને લીધે એવી ભારે આશા બંધાય છે કે ઇશ્વરના આત્માને પ્રગટ કરવાને બદલે તેના પર આવરણ ફેલાવનાર જે કર્મકાંડના વિધિઓ છે તેની જંજાળમાંથી મુક્ત એવું ધર્મનું પુનરુત્થાન આપણે જોવા પામીશું. આ બધાથી અન્તે લાભ જ થવાનો છે; અને ઇતિહાસને ઘડનારા જે ઋષિમુનિઓ ને મહાપુરુષો થઈ ગયા છે તેમાંના એક તરીકે તેમને વધાવી લેવામાં આવ્યા છે એ યોગ્ય જ છે. *

(૧૯૩૦)

## ૬૦. દાદાભાઈ અને ગાંધીજી

### સર રૂસ્તમજી મસાણી

૧૮૯૪ ની સાલમાં ગાંધીજીએ નાતાલ ઇન્ડિયન કૉંગ્રેસની સ્થાપના કરી, અને દક્ષિણ આફ્રિકાની સરકારના અન્યાય સામે માત્ર દક્ષિણ આફ્રિકામાં જ નહીં પણ વિલાયતમાં ચળવળ ચલાવવી શરૂ કરી. તેઓ હિંદી રાષ્ટ્રીય મહાસભાની બ્રિટિશ કમિટીના સભ્ય તરીકે દાદાભાઈને, અને પ્રમુખ તરીકે વેડરબર્નને, દર અઠવાડિયે કાગળ લખતા. અરજીઓની નકલો મોકલવાની જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ઓછામાં ઓછા દસ પાઉંડ, ટપાલ ખરચ અને બીજા ખરચ માટે, દાદાભાઈને મોકલવામાં આવતા.

દાદાભાઈએ સ્વેચ્છાએ ને તત્પરતાથી આપેલી મદદનો સ્વીકાર કરતાં મહાત્મા ગાંધી 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' માં લખે છે:

"દાદાભાઈ એ કમિટીના પ્રમુખ ન હતા. છતાં અમને તો એમ જ લાગ્યું કે પૈસા એમની મારફતે મોકલવા એ જ શોભે, અને એઓ અમારી વતી ભલે પ્રમુખને આપે. પણ પહેલા જ પૈસા જે મોકલ્યા તે દાદાભાઈએ

---

*અખિલ ભારતીય તત્ત્વજ્ઞાન પરિષદ (ઑલ ઇન્ડિયા ફિલૉસૉફીકલ કૉંગ્રેસ)ના ઢાકામાં મળેલા અધિવેશનને પ્રમુખસ્થાનેથી તા. ૨૦ મી ડિસેમ્બર ૧૯૩૦ ને રોજ આપેલા વ્યાખ્યાનમાંથી; વ્યાખ્યાનકર્તાના સૌજન્યથી.

પાછા વાળ્યા, અને સૂચવ્યું કે પૈસા મોકલવા વગેરેનું કમિટીને લગતું કામ સર વિલિયમ વેડરબર્નની મારફતે જ અમારે લેવું જોઈએ. દાદાભાઈની મદદ તો હોય જ. પણ કમિટીની પ્રતિષ્ઠા સર વિલિયમ વેડરબર્નની મારફતે જ કામ લેવામાં વધે."

ગાંધીજીએ દાદાભાઈને જે પહેલો કાગળ લખેલો (૫ મી જુલાઈ ૧૮૯૪) તે વિશેષ રસપ્રદ છે, કેમકે એમાં અતિશય નમ્રતાપૂર્વક તેમણે પોતાનો પરિચય આપ્યો છે:

"બે શબ્દ મારે વિષે કહીને હું આ કાગળ પૂરો કરીશ. હું હજુ બિનઅનુભવી ને જુવાન છું, ને તેથી મારે હાથે ભૂલો થાય એ સાવ સંભવિત છે. મેં જે જવાબદારી ઉઠાવી છે તે મારી શક્તિના પ્રમાણમાં ગજા ઉપરવટની છે. હું એટલું કહું કે હું આ કામ કશું મહેનતાણું લીધા વિના કરી રહ્યો છું. એટલે આપ જોશો કે મેં આ ગજા ઉપરવટનું કામ હિંદીઓને ભોગે મારાં ખીસાં ભરવા માટે ઉપાડ્યું નથી. આ સવાલને હાથમાં લઈ શકે એવો હું એક જ માણસ અહીં મળી શકું એમ છે. એટલે આપ મને દોરશો ને દિશા બતાવશો ને જરૂરજોગી સૂચનાઓ કરશો તો હું આપનો ઘણો જ અહેસાનમંદ થઈશ. આપની સૂચનાઓ પિતા તરફથી પુત્રને મળેલી શિખામણ છે એમ જ હું માનીશ."

૧૮૯૫ ના જાન્યુઆરીમાં ગાંધીજીએ ડરબનમાં સાંભળ્યું કે નાતાલમાં હિંદીઓનો મતાધિકાર છીનવી લેવાને લગતા બીલને બ્રિટિશ સરકારે નામંજૂર કર્યું છે. આ ખબર ખરી છે કે કેમ તેની ભાળ કાઢવી જરૂરની હતી. એટલે ગાંધીજીએ ૨૫ મી જાન્યુઆરી ૧૮૯૫ ને રોજ લખ્યું: "સરકાર તો ચૂપ છે, પણ છાપાંએ લોકોને એવી ખબર આપી છે કે મતાધિકાર બીલને બ્રિટિશ સરકારે નામંજૂર કર્યું છે. આપ એ વિષે અમને કંઈ ખબર આપી શકશો?" આ રીતે પાર્લમેંટના આ હિંદી સભ્ય પાસે આફ્રિકામાં વસતા તેમના દેશભાઈઓ ઠીકઠીક કામ લેતા. પણ આવું બધું કામ એમને મન તો પ્રેમની સેવારૂપ જ હતું.

દાદાભાઈની મદદ માટે તેમનો આભાર માનવાનો ઠરાવ દક્ષિણ આફ્રિકાના હિંદીઓએ કરેલો તે મોકલતાં સમિતિના માનાર્હ મન્ત્રી તરીકે

ગાંધીજીએ સાથે ડરબનથી એક કાગળ ૨૦ મી ઑગસ્ટ ૧૮૯૮ ને રોજ લખેલો. તેની 'તાજાકલમ' નીચે પ્રમાણે હતી:

"આપને આપની છબિ મોકલવાની મહેરબાની કરવાનું લખવાની ધૃષ્ટતા કરું? હું એટલું કહું કે હિંદી કોમના નેતાઓના, અને ખાસ કરીને જેમણે આ દેશના હિંદીઓના સવાલને અંગે કામ કર્યું છે તેમના, ફોટાઓનાં 'એનલાર્જમેંટ' ખુલ્લાં મૂકવાનો વિચાર અમે ઘણા વખતથી કરી રહ્યા છીએ."

ગાંધીજીએ દર અઠવાડિયે દાદાભાઇને કાગળ લખી તેમને પરિસ્થિતિથી વાકેફ કરવાનું ચાલુ રાખ્યું હતું. ૩ જી નવેંબર ૧૯૦૩ ના પત્રમાં તેમણે લખેલું:

"આપ જોશો કે સ્થિતિ ઘણી નાજૂક છે ... આ કાગળ આપને ચાલુ માસની આખરે મળશે. એટલે આ કાગળ આપને મળે તેની અને બજારો ખસેડવાની મુદતની વચ્ચે એક મહિનાનો ગાળો રહેશે. હું આશા રાખું છું આપ મિ. બ્રોડરીક અને મિ. લીટલટન પાસેથી એવું વચન મેળવશો કે જેમની પાસે અત્યારે પરવાના છે તેમને હેરાન કરવામાં નહીં આવે."

બોઅર યુદ્ધમાં હિંદીઓએ સ્વેચ્છાએ જે સેવા આપી હતી તેનો આવો બદલો તેમને મળી રહ્યો હતો. છતાં ગાંધીજીની એ વિશેષતા છે કે ૧૯૦૬ માં ઝુલુ બળવો ફાટી નીકળ્યો ત્યારે નાતાલના લશ્કર સાથે રહીને સેવા કરવા માટે હિંદીઓનું એક શુશ્રૂષાપથક તેમણે ઊભું કર્યું. દાદાભાઇએ એમને તાર કર્યો હતો કે ઇંગ્લંડના સત્તાવાળાઓને જાગૃત કરી કંઇક પગલાં ભરાવવાનો એક બીજો સબળ પ્રયત્ન કરવા માટે ગાંધીજીએ ઇંગ્લંડ જવું. તેના જવાબમાં ૮ મી જૂન ૧૯૦૬ ને રોજ ગાંધીજીએ લખ્યું:

"હું એ પ્રમાણે તૈયારી કરતો હતો; એટલામાં નાતાલ સરકારનો કાગળ આવ્યો, તેમાં હિંદી શુશ્રૂષાપથક બનાવવાની હિંદી કોમની ઑફરનો સ્વીકાર કરેલો હતો. એટલે હું કોઈ પણ દિવસે રણક્ષેત્ર પર જવા નીકળવાની તૈયારી કરીને બેઠો છું. આ સંજોગોમાં અમે સહુએ નક્કી કર્યું છે કે આ પથકની રચના એ અમારી વિલાયતની મુલાકાત કરતાં ઘણી વધારે અગત્યની વસ્તુ છે. સહુ એમ પણ સમજે છે કે મારે એ પથકની સાથે, ઓછામાં ઓછું શરૂઆતમાં કેટલોક વખત, રહેવું જ જોઇએ. ઘાયલોને ઉપાડી જવાના કામ માટે હિંદીઓની શક્તિ કેટલી છે તેની કસોટી કરવાનો નાતાલ સરકારનો

ઇરાદો હોય એમ દેખાય છે... એટલે અમે અહીંવાળાઓ એવી આશા રાખીએ છીએ કે જે કમિટી દક્ષિણ આફ્રિકાના હિંદીઓના હિત વિષે કાળજી રાખે છે તે ખરી પરિસ્થિતિ સરકાર સમક્ષ રજૂ કરવાને જરૂરી પગલાં લેશે."

પચીસ માણસના બનેલા આ પથકે રણક્ષેત્ર પર મહિનો કામ કર્યું ત્યાં ગાંધીજી પર તારો ને કાગળોનો વરસાદ વરસ્યો, તેમાં તેમને એકદમ ટ્રાન્સવાલમાં બોલાવ્યા હતા કેમકે ત્યાં તોફાન સખત જામ્યું હતું. ગાંધીજી તરત જ જોહાનીસબર્ગ ગયા, ને ત્યાંથી ૩૦ મી જુલાઈએ દાદાભાઈને કાગળ લખ્યો કે "હું હમણાં જ રણક્ષેત્ર પરથી આવ્યો છું. દક્ષિણ આફ્રિકાનું બંધારણ કમિટીને મોકલી આપ્યું છે તે વિષેનો આપનો કાગળ મળ્યો." વેડરબર્નને પોતે લખેલા કાગળની નકલ સાથે બીડી. તેમાં લખેલું કે "અત્યારે હું બંધારણ કમિટીને અંગે તો કશા કામમાં નહીં આવી શકું. છતાં બ્રિટિશ ઈંડિયન એસોસિયેશનની હજુ એવી ઇચ્છા છે કે એકબે વેપારીની સાથે મારે ઈંગ્લંડ જવું — દક્ષિણ આફ્રિકાને જે રાજ્યબંધારણ અપાશે તેની પર અસર પાડવાને નહીં, પણ સત્તાવાળાઓ આગળ હિંદીઓની સ્થિતિ રજૂ કરવાને. આવું ડેપ્યુટેશન ઉપયોગી નીવડે કે કેમ એ જાણવા હું આતુર છું."

વસાહત ખાતાના મંત્રીનો દાદાભાઈને જે જવાબ મળ્યો તેમાં લખેલું કે "ટ્રાન્સવાલથી આ દેશમાં ડેપ્યુટેશન મોકલવાથી કશું ઉપયોગી કામ થવાનો સંભવ છે એમ મને લાગતું નથી. છતાં જો પ્રતિનિધિઓ મોકલવામાં આવશે તો તેમને તેમના વિચારો રજૂ કરવાની તક અપાશે." આ પ્રમાણેનો તાર ગાંધીજીને કરવામાં આવ્યો. પણ આ સંદેશો તેમને પહોંચે તે પહેલાં તો ક્ષિતિજ પર વાદળ ઘેરાયાં હતાં. દક્ષિણ આફ્રિકાની સરકાર જે કાયદો કરવા માગતી હતી તેનો ખરડો વાંચીને હિંદી કોમ રોષથી ખળભળી ઊઠી હતી. કાયદો થાય તો તેને તાબે ન થવું ને, બંધારણી ઉપાયો કામ ન લાગે તો, સત્યાગ્રહ કરવો એવો ઠરાવ કરવામાં આવ્યો. ગાંધીજી અને હબીબશેઠનું બનેલું ડેપ્યુટેશન ઈંગ્લંડ ગયું. તેઓ દાદાભાઈને મળ્યા, ને તેમની મારફતે હિંદી રાષ્ટ્રીય મહાસભાની બ્રિટિશ કમિટી સાથે તેમનો પરિચય થયો.

ભારેમાં ભારે વિષમ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. દાદાભાઈ નકામી અરજીઓ મોકલીને થાકી ગયા હતા, એટલે ટ્રાન્સવાલ સરકાર સામે જરૂર પડે તો સત્યાગ્રહ કરવાના દક્ષિણ આફ્રિકાના હિંદીઓના નિર્ણયને તેમણે વધાવી

લીધો. બંધારણી ઉપાયો વડે દાદ મળી શકે તો મેળવવાના કામમાં અંગ્રેજ અને હિંદી મિત્રોની મદદ કેવી રીતે મેળવવી એ વિષે પ્રતિનિધિઓને સલાહ આપી. ભાવનગરી તે વેળા આમની સભાના સભ્ય હતા; તેમણે ખાસ મદદ કરી. સર લેપેલ ગ્રીફીન હિંદમાં મહાસભાની હિલચાલના વિરોધી હતા, છતાં દક્ષિણ આફ્રિકાની લડતમાં ભારે રસ લેતા હતા. તેમની આગેવાની નીચે પ્રતિનિધિમંડળ લૉર્ડ એલગીન અને લૉર્ડ મોરલીને મળ્યું, ને તેઓએ સમભાવ બતાવવામાં તો મણા રાખી નહીં. પ્રતિનિધિમંડળે આશા પણ એટલાની જ રાખી હશે. આ બે મુત્સદ્દીઓ મોઢાના આશ્વાસન ઉપરાંત વધારે સંગીન કશું આપીને તેમને રાજી કરી શકે એમ હતું નહીં. દક્ષિણ આફ્રિકાથી આવેલા પ્રતિનિધિઓએ ઇંગ્લંડ છોડતા પહેલાં, તેમના કામમાં મદદ કરવા માટે દાદાભાઈ તથા બીજા અંગ્રેજ મિત્રોને ચાપાણી પાયાં. આ બે પ્રતિનિધિઓએ દાદાભાઈને જુદો કાગળ પણ લખ્યો, તેમાં ખરાબ હવા છતાં લૉર્ડ એલગીન પાસે ગયેલા ડેપ્યુટેશનમાં હાજર રહેવા માટે, ને તેમની લડતને ભારે ટેકો આપવા માટે, દાદાભાઈનો આભાર માન્યો હતો.

ગાંધીજી ઇંગ્લંડમાં હતા તે દરમ્યાન મિ. પોલાક, જેમણે પૂરા તનમનથી લડતમાં ઝંપલાવ્યું હતું, તેઓ બ્રિટિશ ઇન્ડિયન એસોસિયેશનના કામચલાઉ માનાર્હ મંત્રી તરીકે દાદાભાઈને સતત કાગળો લખતા. ૨૯ મી અકટોબરના કાગળમાં તેમણે લખ્યું :

" ડેપ્યુટેશન ઇંગ્લંડ પહોંચ્યું છે એટલે અહીંનાં છાપાં ફફડી ઊઠ્યાં છે. ગયે મંગળવારે સાંજે જોહાનીસબર્ગના ' સ્ટાર ' પત્રે એક લેખ પ્રસિદ્ધ કર્યો છે. તેમાં દેખીતી રીતે ડેપ્યુટેશનના કામ વિષે લખ્યું છે, પણ વસ્તુતઃ ગાંધીજી પર અતિશય ઝેરથી ભરેલો અંગત આક્ષેપ છે. મને કહેવામાં આવે છે કે આ લેખથી એમની બદનક્ષી થયેલી છે. આ લેખની નકલ હું ગાંધીજીને મોકલું છું. "

પણ જે નેતાની બદનક્ષી થયેલી તેઓ તો એટલે ઊંચે ઊડતા હતા કે જોહાનીસબર્ગે 'સ્ટાર'ના બખાળા તરફ ધ્યાન આપવાની તેમને પરવા નહોતી.

જે કાયદા સામે હિંદી કોમનો વિરોધ હતો તે ૧૯૦૭ ની ૨૧મી માર્ચે ટ્રાન્સવાલની ધારાસભામાં પસાર થયો; અને મહાત્મા ગાંધીની આગેવાની નીચે હિંદી કોમ જે ઐતિહાસિક લડત આદરવાની હતી તેના સિવાય બીજા

કશાનો વિચાર કરવાનો તેમને વખત નહોતો. કાયદો પસાર થયા પછી બે દિવસે ગાંધીજીએ દાદાભાઈને લખ્યું: "મને એમ જરૂર લાગે છે કે 'ઇન્ડિયા' પત્રે દર અઠવાડિયે આ વિષયને મોખરે રાખી તેની ચર્ચા કરવી જોઈએ. ટ્રાન્સવાલમાં જે કંઈ બને છે તેનું અનુકરણ બીજી બધી વસાહતોમાં થશે. અને આ કાયદાના મૂળમાં રહેલો કોમી ભેદભાવનો સિદ્ધાન્ત એકવાર સ્વીકારવામાં આવશે તો હિંદીઓ પછી આ દેશમાં આવી નહીં શકે."

છેવટે, જે સુવ્યવસ્થિત, અહિંસક ને વીરતાભરી ઢબે સત્યાગ્રહ સૈન્યના સૈનિકોએ એ મહાભારત લડત ચલાવી તેનાં, તેઓ જેમની સામે લડતા હતા તે સત્તાધીશોએ પણ વખાણ કર્યાં. ૧૯૧૪ ની અધવચમાં લડતની પૂર્ણાહુતિ થઈ. સત્યાગ્રહીઓને સન્તોષ આપે એવું સમાધાન થયું. આ જગતમાં નિશ્ચિત ને અફર ઘટના જેવું કંઈ છે જ નહીં, ને કોઈ પણ સત્કાર્યને માટે એકધારી ચળવળ ચલાવી હોય તો વિઘ્નમાત્ર ઘસાઈ ગયા વિના રહેતાં નથી, એમ જે દાદાભાઈ જિંદગીભર કહેતા આવેલા, તેનું પૂરતું સમર્થન તેમણે આ લડતમાં જોયું. સત્યાગ્રહની લડતના વિજયી સેનાપતિ હિંદ પાછા ફર્યા. તે વખતે એમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હોય કે સ્વદેશમાં એમને એથીયે મોટી સત્યાગ્રહની લડતોની આગેવાની લેવી પડશે.

(૧૯૩૮)

[ ઉપરનો લેખ સર રૂસ્તમજી મસાણીએ અંગ્રેજીમાં લખેલા દાદાભાઈ નવરોજીના જીવનચરિત્રમાંના 'દક્ષિણ આફ્રિકાના હિંદી' એ નામના પ્રકરણના સારરૂપે આપવામાં આવ્યો છે. આ પુસ્તકની પ્રસ્તાવના ગાંધીજીએ લખી છે, તેમાં દાદાભાઈ સાથેના પોતાના સંબન્ધનું વર્ણન કરતાં લખ્યું છે: ]

"૧૮૮૮ ના સપ્ટેંબરની ચોથી તારીખે હું મુંબઈથી વિલાયત જવા ઊપડ્યો ત્યારે મારી પાસે ઓળખાણના ત્રણ કાગળ હતા. તેમાં સૌથી કીમતી કાગળ તે હિંદના દાદા દાદાભાઈ નવરોજી પરનો હતો. લખનાર અમારા કુટુંબના મિત્ર એક મહારાષ્ટ્રી ડાક્ટર હતા. તેમણે મને કહ્યું: 'હું દાદાભાઈને જાતે ઓળખતો નથી. મેં તેમનાં દર્શન પણ કદી કર્યાં નથી. પણ તેથી શું? તેમને સહુ હિંદના મહાન સુપુત્ર ને લડવૈયા તરીકે ઓળખે છે ને પૂજે છે. તેમણે આપણે ખાતર સ્વેચ્છાએ દેશવટો લીધો છે. તેમણે

હિંદની જે સેવા કરી છે તે પરથી હું તેમને ઓળખું છું. તમે જોશો કે મારે એમની સાથે અંગત ઓળખાણ હોય એવી રીતે જ મારો આ કાગળ તમને કામ લાગશે. ખરી વાત એ છે કે એમની પાસે તમારે ઓળખાણના કાગળની જરૂર જ નથી. તમે હિંદી છો એટલું ઓળખાણ જ પૂરતું છે. પણ તમે જુવાન છો, તમે મુસાફરી કરી નથી, ને શરમાળ છો. આ કાગળ તમને દાદાભાઈ પાસે જવાની હિંમત આપશે, અને તમારું કામ સરળ થઈ જશે.' અને બન્યું પણ એમ જ. લંડન પહોંચ્યા પછી થોડા વખતમાં મને જણાયું કે હિંદી વિદ્યાર્થીઓ દાદાભાઈની પાસે દિવસમાં ગમે ત્યારે છૂટથી જઈ શકતા. વસ્તુત: તેઓ તે દરેકને પિતાને સ્થાને હતા, પછી તે વિદ્યાર્થી ભલે ગમે તે પ્રાન્ત કે ધર્મના કાં ન હોય. તેમની મુશ્કેલીઓમાં દાદાભાઈ તેમને સલાહ આપતા ને રસ્તો બતાવતા. હું હંમેશનો વીરપૂજક રહ્યો. એટલે દાદાભાઈ મારા ખરેખરા દાદા થઈ પડ્યા. દક્ષિણ આફ્રિકામાં એ સંબન્ધ વધુ ગાઢ બન્યો, કેમકે હું તેમની પાસેથી હંમેશાં સલાહ અને પ્રેરણા લેતો. દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સ્થિતિનું વર્ણન આપનારો કાગળ મેં એમને ન લખ્યો હોય એવું એક પણ અઠવાડિયું ભાગ્યે જ ગયું હશે. અને મને બરાબર યાદ છે કે જ્યારે જ્યારે એમના જવાબની અપેક્ષા રાખી હોય ત્યારે તેમણે હાથે, ને એમની અજોડ સાદાઈવાળી શૈલીમાં, લખેલો એમનો જવાબ આવ્યા વિના રહેતો નહીં. એમના તરફથી ટાઈપ કરેલો કાગળ મને કદી મળ્યો નથી. દક્ષિણ આફ્રિકાથી હું વિલાયત ગયો ત્યારે મેં જોયું કે આઠેક ફીટ લાંબું ને છએક ફીટ પહોળું એક કાતરિયું એ જ એમની ઑફીસ હતી. એમાં એકથી બીજી ખુરસી મૂકવાની જગા પણ ભાગ્યે જ હતી. એમનું ટેબલ, એમની ખુરસી, ને કાગળોની ફાઈલો, એટલાથી ઓરડી ભરાઈ રહેતી. મેં જોયું કે તેઓ કાગળો 'કૉપીઈંગ' શાહીથી લખતા, ને તેને જાતે દબાવીને નકલ કરી લેતા.

આવા ખાનદાન ને છતાં આવા સાદા એમના જીવનની કથાને મારી કે બીજા કોઈની પ્રસ્તાવનાની જરૂર નથી. જીવતા દાદાભાઈ જેમ મને પ્રેમરૂપ હતા તેમ આ પુસ્તક વાચકને પ્રેરણાદાયી નીવડો! [૧૯ ઑકટોબર ૧૯૩૮]*

---

* સર રૂસ્તમજી મસાણીના અંગ્રેજી પુસ્તક 'દાદાભાઈ નવરોજી' (પ્રકાશક: જ્યૉર્જ ઍલન ઍંડ અનવીન કંપની લી., લંડન) માંથી; લેખક અને પ્રકાશકના સૌજન્યથી.

# ૬૧. એ ચિરસ્મરણીય દિવસો !

## કુમારી ઍગેથા હૅરીસન

ગયા ચાર મહિના (૧૯૩૪ના માર્ચથી જૂન) હું હિંદુસ્તાનમાં ‘જોવાને અને સાંભળવાને’ જઈ આવી. મારા જેવું માણસ, જે બે દેશોની વચ્ચે સદ્ભાવ પેદા કરવાના પ્રયત્નમાં ફાળો આપતું હોય, તેને માટે આવી રીતે હિંદુસ્તાન જઈને જાતે સ્થિતિ જોઈ આવવાની બહુ જરૂર રહે. ખાસ તો મારે ગાંધીજીને મળવું હતું ને તેમની સાથે વાતો કરવી હતી.

*

ગાંધીજીએ સવિનય ભંગ મોકૂફ રાખવાનું પ્રસિદ્ધ નિવેદન લખ્યું ત્યારે હું તેમની સાથે હતી. બાબુ રાજેન્દ્રપ્રસાદની સાથે ગાંધીજી ધરતી કંપથી ખેદાનમેદાન થઈ ગયેલી બિહારની ભૂમિમાં ફરતા હતા એ પ્રવાસમાં હું તેમની સાથે ફરી હતી. રાંચીમાં રાજદ્વારી મંત્રણાઓ ચાલી ત્યારે હું હાજર હતી. મે માસમાં પટનામાં મહાસમિતિની બેઠક થઈ ત્યાં પણ હાજર રહેવાનો લાભ મને મળ્યો હતો. અને છેવટે ગાંધીજીની સાથે ઉત્કલના દક્ષિણ ભાગમાં પદયાત્રામાં હું સામેલ હતી.

*

ઉત્કલ જવા નીકળતા પહેલાં હું કલકત્તાની યંગ વિમેન્સ ક્રિશ્ચિયન ઍસોસિયેશનમાં રહી હતી. મને ગાડીની મુસાફરીમાં વાંચવા માટે ત્યાંની હેતાળ બહેનોએ કેટલુંક સાહિત્ય આપ્યું હતું, તેમાં ‘ક્રિશ્ચિયન સેંચરી’ના કેટલાક અંકો પણ હતા.

હું પહોંચી તેને બીજે દિવસે સોમવાર — ગાંધીજીનો મૌનવાર — હતો. ગરમીનો તો પાર નહોતો. અમે બધાં ઝાડની છાયામાં બેસી પોતપોતાનું કામ કર્યા કરતાં હતાં. ગાંધીજીની આસપાસ કાગળો, તારો, લેખો વગેરેના ઢગલા પડ્યા હતા. હું બેઠીબેઠી ‘ક્રિશ્ચિયન સેંચરી’ના અંકો વાંચતી હતી.

એકાએક ૧૪ મી માર્ચના અંકમાં મારી નજર આ વાક્ય પર પડી: “અમે શાંતિ માટેના નોબલ પ્રાઈઝને સારુ ગાંધીનું નામ સૂચવીએ છીએ.” એ કંડિકા હું આખી નીચે આપું છું:

“શાન્તિ માટેનું નોબલ પ્રાઈઝ ગાંધીને કેમ ન આપવું? એ કંઈ

એમના પર મહેરબાની કરી નહીં ગણાય. એમને તો એવી મહેરબાની જોઈતી પણ ન હોય. તેઓ એ માનથી ફુલાઈ નહીં જાય. અને એ પૈસા સેવાકાર્યમાં આપી દેવા સિવાય એમની પાસે એનો બીજો કશો ઉપયોગ પણ નહીં હોય. એ જ આ ઇનામ માટેની ભારે યોગ્યતા છે. ૧૯૩૩ ને માટે કોઈ સુપાત્ર વ્યક્તિ પારિતોષિક સમિતિને જડી નહોતી. બત્રીસ વરસમાં આ સાતમીવાર, શાન્તિ માટેનું ઇનામ જેને આપી શકાય એવું કોઈ જડ્યું નથી. જે પચીસવાર ઇનામ આપાયું છે તેમાં ઘણીખરીવાર તો મોટા દેશોના પ્રમુખો, પ્રધાનો ને મોટા અમલદારોને ગયું છે, અને શાન્તિ તથા શસ્ત્રસંન્યાસના ખરા હિમાયતીઓને તો બહુ જ ઓછીવાર મળ્યું છે. એમ કહેવાય છે કે આ ઇનામ કાઢનારાઓનો ઉદ્દેશ એવો ન હતો કે ખુનામરકી અટકાવવાના મનુષ્યના પ્રયત્નમાં વ્યવહારમાં રચ્યાપચ્યા જે મુત્સદ્દીઓનો ફાળો એટલો જ હોય કે તેમણે એકાદ તહનામું કર્યું કે થોડીક ખાઈઓ સર કરી, એવાને તેમના કામનો બદલો આપવો. એ ઇનામ કાઢનારાઓનો ઉદ્દેશ તો એ હતો કે જે ધીર સ્વપ્નદ્રષ્ટાઓ ને આર્ષદૃષ્ટિવાળા આત્માઓના વિચારો એમના યુગ કરતાં ઘણા આગળ વધેલા હોય તેમને બહારની કશી મદદ વિના જગતની નજરે લાવવામાં ઉત્તેજન આપવું. બંને જાતની સેવા પ્રશંસાપાત્ર છે. પણ જો આ ઇનામનો ઇતિહાસના વહેણ ઉપર કંઈ ખરેખરો પ્રભાવ પડે એવી તેના વ્યવસ્થાપકોની ઇચ્છા હોય, તો એ ઇનામ મુત્સદ્દીઓને આપવા કરતાં આદર્શસૃષ્ટિના રચનાર ઋષિસમા વીર પુરુષોને આપવું જોઈએ. ગાંધીમાં, તેમના કઠોરમાં કઠોર ટીકાકારો કહે છે તેમ, અવહેવારુ ઝનૂનીનાં બધાં લક્ષણો હોય તોપણ, તેઓ જગતમાં અહિંસાના સિદ્ધાન્તના મોટામાં મોટા પ્રતિનિધિ છે એ વાત તો સાચી છે જ. એમને જો શાન્તિ માટેના નોબલ પ્રાઇઝને સારુ સૌથી યોગ્ય વ્યક્તિ ન ગણવામાં આવે, તો એ ઇનામના ઉદ્દેશ વિષે લોકોનાં મનમાં જે ખ્યાલ છે તે બદલાવો જોઈએ."

*

સામે કાગળોના ઢગલાની વચ્ચે શાન્ત, ધીર, પ્રસન્ન મુખમુદ્રાવાળા ગાંધીજી બેઠા હતા તેમના તરફ મેં દૃષ્ટિપાત કર્યો. આ મૌનવારની વિશ્રાન્તિ મળે છે એટલે જ તેઓ એ કાગળોને કંઈક પહોંચી શકે છે. થોડેક દૂર ગામડાંના લોકોનું એક ટોળું બેઠું હતું; અને આ પુરુષ, જે તેમને સારુ આ

કઠોર જગતમાં ધૈર્ય અને આશ્વાસનની મૂર્તિરૂપ ને નોધારાંના આધારરૂપ હતા, તેમને એ લોકો નિહાળી રહ્યા હતા. એ પુરુષ અકિંચન બનીને એમની પાસે આવ્યા હતા. એમણે જગતમાં પોતાની એવી એક કોડી સરખી રાખી નહોતી. જે જીવનમાર્ગે પોતે ચાલતા હતા તે માર્ગે ચાલવાનો લોકોને ઉપદેશ કરવા તેઓ આવ્યા હતા.

ઉપર જે કંડિકા આપી છે તેના પર પેનસીલની નિશાની કરીને હું એ લેખ એમની પાસે લઈ ગઈ. તેઓ તે બેવાર વાંચી ગયા. પછી એક કાગળની કાપલી ઉપાડીને લખ્યું: “ બહારની મદદને લીધે જગતની નજરે ચઢ્યો હોય એવો કોઈ સ્વપ્નદ્રષ્ટા તમે જાણ્યો છે ? ”

બસ, એમણે જરાક સ્મિત કરીને એ કાપલી અને મારું છાપું મને આપી દીધાં. મેં પૂછ્યું: “ આપને બીજું કંઈ કહેવું છે ? ” એમણે માથું ધુણાવી ના કહી.

પછી જ્યારે એમનું મૌન છૂટ્યું ને અમારો સંઘ ચાલતો બીજે ગામ જવા નીકળ્યો ત્યારે રસ્તામાં મેં ફરી પેલા લેખની વાત કાઢી, અને કહ્યું કે “ આજે જ્યારે શાન્તિ સ્થાપવા મથતા મુત્સદ્દીઓના પ્રયત્નોમાં નિરાશા મળતી દેખાય છે એવે વખતે, જે લેખકને આ સૂચના કરવાનો સુવિચાર આવ્યો તેને હું આ કાપલી મોકલી આપીશ. ”

[ નોંધ :—આ વાતચીત થયા પછી તરત જ મેં ‘ ક્રિશ્ચિયન સૅંચરી ’ના તન્ત્રી, જેમને હું ઓળખું છું, તેમને ગાંધીજીએ લખેલા વાક્યવાળી કાપલી મોકલી આપેલી. તન્ત્રીએ વળતી ટપાલે જવાબ આપ્યો કે “ તમારા લેખની સાથે એ વાક્યની ગાંધીજીના હસ્તાક્ષરની જ પ્રતિકૃતિ છપાય એવી ગોઠવણ કરીએ છીએ. ” આ છાપું શિકાગોમાં છપાય છે, ને અમેરિકા તેમજ બીજા દેશોમાં તેનો બહોળો ફેલાવો થાય છે. ]

*

હવે હું વિલાયત પાછી આવી છું. મને લોકો રોજ પૂછે છે: “ગાંધીજીનો પ્રભાવ ઊતરી જતો તમે ન જોયો ? ”

મારા મનમાં એ મહિનાઓનાં સ્મરણો ઊભરાય છે. દાખલા તરીકે ધરતીકંપના પ્રદેશમાં મેં નવ દિવસ સુધી ગાંધીજીની મોટરમાં પ્રવાસ કર્યો

હતો, અને જાનમાલની અકલ્પિત ખુવારી નજરે જોઈ હતી. ગાંધીજી જે સભાઓમાં ગયા ત્યાં બધે હું ગઈ હતી. મને એવો ખ્યાલ હતો કે લોકોનાં ટોળાંનો મને કંઈક અનુભવ છે. પણ એ પ્રદેશમાં જે માનવસાગરો ઊલટતા એવા તો મેં કદી દીઠા નથી. અને ગાંધીજી એમની આ આપત્તિમાં એમના પ્રત્યે દયા બતાવતા હતા એમ પણ ન હતું. ગાંધીજીના મનમાં તો એમને વિષે કરુણા ને સમભાવ ઊભરાઈ જતાં હતાં, પણ તેઓ લોકોને પડકારીને પૂછતા: "આ આફતમાંથી તમે શો પાઠ શીખ્યા છો? સરકાર અને મહાસભા, હિંદુ અને મુસલમાન, સ્પૃશ્ય અને અસ્પૃશ્ય, એવા ભેદ કરવાનો આ વખત નથી. તમે પોતાની દયા ન ખાતા, પણ આ આફતમાંથી પાઠ શીખીને મનમાંથી ઊંચનીચનો ભાવ કાઢજો. તમે સંકટનિવારણ ફંડમાંથી મદદ લો તો કંઈક મહેનત પણ કરજો." બિહારમાં ઘણી સ્ત્રીઓ હજુ પડદામાં છે. એ સ્ત્રીઓને ગાંધીજી કહેતા: "આ આફતમાંથી તમે કંઈ નથી શીખ્યાં? તો આ પડદાનો ભૂંડો રિવાજ શા માટે રાખો?" ગાંધીજીની વ્યવહારનિષ્ઠા મેં અહીં પણ જોઈ. કેમકે આ પ્રદેશમાં પણ તેઓ દરેક સભામાં પૈસા ઉઘરાવતા. સ્ત્રીઓ પોતાનાં ઘરેણાં ઉતારી આપતી.

કેટલાક જિલ્લામાં થોડાક માઈલ બાદ કરતાં આખે રસ્તે અમારે માણસોની દીવાલોની વચ્ચે થઈને મોટર લઈ જવી પડતી. અમે કોઈ ગામડા પાસે આવવાનાં થઈએ એટલે આ 'દીવાલો' ગાંધીજીનાં જરાક દર્શન કરી લેવાને એટલી નજીક આવતી કે અમને થતું કે આમાં ક્યાંક ગૂંગળાઈ જઈશું. કેટલીકવાર ગાંધીજી છેક થાકી જાય ત્યારે મોટરની બેઠક પર સૂઈ જતા ને હું નીચેની જગામાં બેસી જતી. ગામડું આવવાનું થાય એટલે મોટર ધીમી પડે, અને એક બાજુ રાજેન્દ્રબાબુ ને બીજી બાજુ મોટર હાંકનાર ધીમે અવાજે લોકોને કહે: 'સૂઈ ગયા છે.' લોકો એ શબ્દો ઝીલી લઈને પાછળના લોકોને પહોંચાડે. છતાં લોકો મોટર તરફ ધસતા અટકે નહીં; જોકે તેમને સૂતેલા જોવાને ચૂપચાપ આવે. હું નીચે બેઠીબેઠી એમનાં મોઢાં પરના ભાવ જોતી ને અવાક્ બની જતી. એ લોકોએ જાણે ભગવાન જોયા ન હોય એવો ભાવ એમનાં મોં પર દેખાતો.

*

બીજું એક સ્મરણ આપું. એ હરિજન યાત્રાનું છે. ઉત્કલમાં અમે

રેલવેથી ને મોટાં ગામોથી માઈલોને છેટે એક ગામડેથી બીજે ગામડે ચાલીને જતાં. ઘણીવાર રસ્તાની બાજુમાં કોઈ ખેતરમાં કે કોઈ આશ્રમમાં રાતવાસો કરતાં. ખેતરમાંનું કામ છોડીને અમારી જોડે ચાલવા આવનારાં ટોળાંમાં સ્ત્રી પુરુષ બાળકો સહુ હોય. પાછળથી ગાંધીજીએ આની મનાઈ કરી, અને પૂછ્યું: " તમારા કામનું ને ઢોરઢાંખરનું શું થયું ? એ છોડીને કેમ આવ્યાં ?" મોટી મોટી સભાઓ થતી, હરિજનવાસની મુલાકાતો લેવાતી, સ્થાનિક હરિજન સેવક સંઘોની સાથે વાતો ચાલતી. આ પુરુષ વિરોધી સનાતનીઓ જોડે કેવી રીતે કામ લે છે એ પણ જોવાનું મળતું. આવી અનેક આહ્લાદક, સ્ફૂર્તિદાયી, રોમાંચકારી ઘટનાઓમાં દિવસો કેવી રીતે પસાર થઈ જતા તેની ખબર પણ પડતી નહીં.

ગાંધીજીનો સંગ્રામ અસ્પૃશ્યતા સામે છે, પણ એમાં આખા જગતને માટે પણ સંદેશો રહેલો છે. તેઓ ધાર્મિક અસહિષ્ણુતા, અત્યાચાર અને દુ:ખની જડ ઉપર ઘા કરી રહ્યા છે, ને ધનિક અને રંક વચ્ચેની ભયાનક વિષમતાને ઓછી કરવા મથી રહ્યા છે. છતાં તમે પશ્ચિમના દેશોમાં કોઈ રસ્તે જતા સામાન્ય માણસને પૂછો કે એને આ બધાની કેટલી ખબર છે, તો તમે સાંભળશો કે એને માત્ર નાગપુરના વિદ્યાર્થીની સભામાં પડેલાં ઈંડાંની, ગાંધીજીની સામે યાત્રામાં કેટલીક જગાએ થયેલા કાળા વાવટાના દેખાવોની, અને પૂનામાં ફેંકાયેલા બૉંબની જ ખબર છે. આ બધી વસ્તુઓ બની તો છે જ; પણ એને જ અહીંનાં છાપાંએ મોટું રૂપ આપ્યું છે, તેની જ મોટે અક્ષરે જાહેરાત કરી છે, ને બીજું જે ઘણું જાણવા જેવું છે તે છાપવાની દરકાર નથી કરી.

આ બધું જોઈને મને બીજા એક પુરુષનો ઇતિહાસ યાદ આવે છે. એમણે લોકોને અણગમતો રસ્તો બતાવવાની હિંમત કરી હતી, ને તેના બદલામાં લોકોએ એમને મૃત્યુદંડ દીધો હતો.

*

આ વિરોધી દેખાવોમાંના કેટલાક મેં જાતે જોયા છે. એવા સંજોગોમાં મહાત્માજી કેવી રીતે વર્તે છે એ પણ મેં જોયું છે. દક્ષિણ બિહારમાં એક બેહૂદો બનાવ બનેલો, અને ઝપાઝપીમાં કેટલાક સનાતનીઓનાં તેમજ ગાંધીજીના સ્વયંસેવકોનાં પણ માથાં ફૂટેલાં. અહિંસાના ઉપાસક ગાંધીજીને એ

અસહ્ય થઈ પડ્યું. એમણે કહ્યું: "આ જોઈને મારું હૈયું હચમચી જાય છે."

તે દિવસે બપોરે બીજું વિરોધનું પ્રદર્શન થવાનું હતું એમ એમણે સાંભળ્યું. એની સામે એમણે અજબ ઉપાય ખોળી કાઢ્યો. સભાની જગા એક માઇલ દૂર હતી, ત્યાં તેમણે એકલા ચાલતા જવાનો નિર્ધાર કર્યો. એમના સાથીઓએ એમને ઘણું વીનવ્યા કે "અમને સાથે આવવા દો, ને આપની પાછળ પાછળ મોટરને ચાલવા દો." પણ ગાંધીજી ડગ્યા નહીં, અને શ્રી. ઠક્કરબાપાને એકલાને સાથે લઈ તેમણે ચાલવા માંડ્યું. ઘણાને ભય પેઠો કે રખેને આજે તેઓ જીવતા પાછા ન આવે. મને એવી બીક નહોતી. આ મૂઠી હાડકાંની કાયા ચાલવા લાગી તે વખતે મને થઈ ગયું કે જગતમાં શસ્ત્રસંન્યાસના જે સવાલો ચર્ચાય છે તે બધાનો જવાબ ગાંધીજી દઈ રહ્યા છે. જગતમાં જે રસ્તે કોઈ વિરલા જ ચાલે છે એ રસ્તે તેઓ ચાલી બતાવતા હતા. વિરોધીઓની સામે તેઓ નિ:શસ્ત્ર અને નિર્ભય બની, પ્રેમભાવથી સજ્જ થઈને જતા હતા. વેરની સામે અવેરનો, ક્રોધની સામે અક્રોધનો એ પ્રયોગ મારી નજરે મેં જોયો, ને મેં ધન્યતા અનુભવી.

ગાંધીજીનાં ચિત્રો તો પાર વિનાનાં છે. એમાંનાં ઘણાં અતિશય બેડોળ ને બેહૂદાં હોય છે. પણ ચિત્રકાર કનુ દેસાઈએ એમનું એક સુન્દર ચિત્ર આલેખ્યું છે, તેમાં મહાત્માજીને હાથમાં લાકડી લઈને અંધારા ઘોર અરણ્યમાં ચાલ્યા જતા ચીતર્યા છે; તેમની આસપાસ તેજોમંડળ છે તેમાંથી પ્રકાશ સ્ફૂરે છે ને અંધારાને અજવાળે છે. કનુ દેસાઈનું એ ચિત્ર મને આ પ્રસંગે યાદ આવ્યું. મેં ગાંધીજીની આસપાસનું એ તેજોમંડળ જોયું, અને મનમાં ધારણ રાખી કે એમના શરીરને આંચ નહીં આવે. અને બન્યું પણ એમ જ. તેમને કશી ઈજા થઈ નહીં; કશો બખેડો પણ થયો નહીં.

હું વિલાયત આવતી આગબોટ પર હતી તે વખતે વાયરલેસનો આટલો ટૂંકોટચ સંદેશો આવ્યો: "પૂનામાં મહાત્માજી ઉપર બૉબ ફેંકાયો હતો." હમણાં જ જે 'હરિજન'નો અંક મને મળ્યો છે તેમાં એ પ્રસંગ વિષે ગાંધીજીએ લખ્યું છે:

"ગમે તેણે બૉંબ નાખ્યો હોય, મને તેના પ્રત્યે ઊંડી દયા સિવાય બીજી કશી જ લાગણી ઉદ્ભવતી નથી. જો મારું ચાલે અને એ બૉબ

ફેંકનારને હું જાણું તો હું જરૂર તેને છોડી દેવાની માગણી કરું. દક્ષિણ આફ્રિકામાં મારા ઉપર હુમલો કરનારાઓને વિષે મેં એમ જ કર્યું હતું.”

*

“ગાંધીનો પ્રભાવ ઘટતો જાય છે.” આ શબ્દો સાંભળી મને હસવું આવે છે. મેં ચાર મહિનામાં જે અનેક પ્રસંગો જોયા તે પરથી મારી ખાતરી થઈ છે કે સ્થિતિ એથી ઊલટી છે. અનેક ભિન્ન ભિન્ન શક્તિઓને ગાંધીજી સાંકળની જેમ સાંધી રહ્યા છે. એમના નિર્ણયો વિષે એમના ઉગ્ર કે નરમ અનુયાયીઓ કોઈ કોઈવાર ટીકા કરે; પણ એમનો નૈતિક પ્રભાવ અને એમણે આપેલી તાલીમ એટલાં ભારે છે કે હું ખાતરીપૂર્વક કહી શકું છું કે હજુ આજે હિંદુસ્તાનમાં મોટામાં મોટી શક્તિ તે ગાંધીજી છે.

“અમે શાંતિ માટેના નોબલ પ્રાઈઝને સારુ ગાંધીનું નામ સૂચવીએ છીએ.”

દુનિયાના ડાહ્યા લોકો કહેશે: “જાઓ જાઓ, હસવા જેવી વાત મા કરો. હિંદુસ્તાનમાં તો લોકો એવા જ છે. તેઓ તો ધર્મગુરુઓ પ્રત્યે એવી ઘેલી ભક્તિ બતાવતા આવ્યા છે !”

પેલા ચાર મહિનાનાં અનેક સ્મરણો મનમાં હજુ તાજાં છે, એટલે આમ કહેનારાઓને હું જવાબ દઉં: “તમે જોઈએ તો ૭૫ ટકા ભક્તિના ગણીને બાદ કરો, અને મારે માટે ૨૫ ટકા રહેવા દો. અને છતાં જે બાકી રહે છે તે આજે દુનિયાના કોઈ નેતાને તેની પ્રજા તરફથી મળતું નથી. કેમકે આત્માની દૃષ્ટિએ આ ભાવના અણમોલ છે.”

*

‘ક્રિશ્ચિયન સેંચરી’ના તન્ત્રીએ કરેલી સૂચના પર નોબલ પ્રાઈઝની વ્યવસ્થાપક સમિતિ ગંભીરપણે વિચાર કરે, અને જે પુરુષ અહિંસાને વિષે અડગ શ્રદ્ધા રાખે છે અને બહેરા ને આંધળા જગતની સામે એ અહિંસા આચરી બતાવે છે તેમને, ઘણા લોકોની લોભી નજર જેના પર હોય છે એવું આ ઇનામ આપે, તો જગતના ગૂંગળામણથી ભરેલા વાતાવરણમાં કેવી તાજી હવાનો સંચાર થાય !*

(૧૯૩૪)

* અમેરિકન સાપ્તાહિક ‘ક્રિશ્ચિયન સેંચરી’માં આવેલો લેખ; લેખિકાના સૌજન્યથી.

## ૬૨. ગાંધીજી નિષ્ફળ નીવડચા છે ?

### ડબલ્યુ. એસ. ડેમિંગ

ગાંધીજી નિષ્ફળ નીવડ્યા છે? ઉપરટપકે જોતાં એનો જવાબ 'હા' આપી શકાય. જે રાજકીય સંસ્થાને વિકસાવવામાં તેમણે ઘણો મોટો ફાળો આપ્યો છે તે સંસ્થાને તેમના ઘણા જીવનસિદ્ધાન્તો પર હવે આસ્થા રહી નથી. ઘણા અનુયાયીઓએ અહિંસાને વ્યવહારનીતિ તરીકે સ્વીકારી છે; ગાંધીજી પોતે તેને અનિવાર્ય જીવનધર્મ માને છે. કેટલાક મહાસભાવાદીઓને લાગે છે કે અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ પ્રજાને મુખ્ય કામમાંથી આડે દોરી જાય છે, ને તેથી તેઓ ચિડાય છે. ગાંધીજી એને અત્યંત ધાર્મિક અને નૈતિક પ્રશ્ન ગણે છે. ગાંધીજીએ હમણાં જ મહાસભાની સખત ઝાટકણી કાઢી ત્યારે એને લગતા નિવેદનમાં તેમણે સાફસાફ કબૂલ કર્યું હતું કે મહાસભામાં રહેલો બુદ્ધિશાળી વર્ગ જાતે કાંતતો લગભગ મટી ગયો છે. સમાજવાદીઓ આગળ આવ્યા એટલે એમ દેખાઈ આવ્યું કે તેમનાં ધ્યેયો ને કલ્પનાઓ પ્રત્યે ગાંધીજીને સમભાવ નથી. એકંદર પરિસ્થિતિ જોઈને તેમને એમ લાગ્યું કે જે નેતૃત્વને તેમના અનુયાયીઓ અંતરના ઉત્સાહથી અનુસરતા મટી ગયા છે તે નેતૃત્વ છોડી દેવા સિવાય બીજો માર્ગ તેમની પાસે રહ્યો નથી.

પણ ઊંડા ઊતરીને જોવા બેસીએ તો આપણે ખાતરીપૂર્વક કહી શકીએ કે ગાંધીજી નિષ્ફળ નીવડ્યા નથી. કેમકે તેઓ પેગંબરોની હારના છે. અને ઇતિહાસે એવી નોંધ કરી છે કે પેગંબરોના પરિશ્રમનાં ફળ મળતાં ઘણીવાર વિલંબ થાય છે. ગાંધીજીને વિષે કાલગણના કામ આવે એવી નથી; ને એ બાબતમાં તેઓ અજોડ છે. કામચલાઉ પીછેહઠો કે નિરાશાઓની તેમના પર કશી અસર થતી હોય એમ દેખાતું નથી.

વળી એવાં ચિહ્નો પણ દેખાય છે કે ગાંધીજીની આધ્યાત્મિક દૃષ્ટિ નિત્ય તત્ત્વનું દર્શન કરે છે એ ખરું, છતાં તેમના પગ તો આ પૃથ્વી પર જ ચોંટી રહેલા છે. ઘડીભર માની લો કે તેમના કેટલાક વિચારો — ખાસ કરીને આર્થિક વિષયોને લગતા તેમના મતો — ભૂલભરેલા છે. એ તો સહુ સહુના મતની વાત છે. છતાં ગાંધીજી પોતે શું કરવા માગે છે તેનો તેમના મનને ચોકસ ખ્યાલ હોય એમ દેખાય છે. તેમણે મહાસભાથી છૂટા પડતાં તેને આ

સંદેશો આપેલો કે " હું ગ્રામઉદ્યોગની સંસ્થા મારફતે બ્રિટિશ સરકાર પાસેથી સ્વરાજ લેવાનો છું." દેશ આખો તેની રાજકીય આકાંક્ષાઓ સિદ્ધ કરી શકે તે પહેલાં તેના માર્ગમાં પડેલા મોટા સામાજિક ને આર્થિક અંતરાયો દૂર કરવા જોઈએ એ વસ્તુ ગાંધીજી સમજે છે ને સ્વીકારે છે, એમ એમની ગ્રામનવરચના ને અસ્પૃશ્યતાનિવારણની હિલચાલો પરથી નથી દેખાઈ આવતું ? ખરા કે ખોટા પણ એ નિર્ણય પર ગાંધીજી આવ્યા લાગે છે. એ કામને તેઓ પોતાનાં સમય ને શક્તિ અર્પણ કરી રહ્યા છે.

ના, તેઓ નિષ્ફળ નીવડ્યા નથી. તેમનું ખમીર તો અનેક વિઘ્નો છતાં કામ કરી રહ્યું જ છે. દાખલા તરીકે, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના પ્રમાણમાં હિંદની અસહકારની હિલચાલમાં નિયમપાલન ઓછું છે એ હકીકત એમના કાર્યક્રમની આડે આવે છે. આજે લડાયક દુનિયાને ગાંધીજીના અહિંસા વિષેના આગ્રહની તાકીદની જરૂર છે. ચોમેર ચાલી રહેલા શોષણને જગત અશ્રદ્ધા-પૂર્વક સ્વીકારી લે છે તેની સામે અસ્પૃશ્યતાનિવારણની તેમની હિલચાલ ઠપકારૂપ છે. આવું કામ ચાલુ રહેવું જ જોઈએ, કેમકે તેના મૂળમાં શાશ્વત સત્યો રહેલાં છે. આખરે એનો વિજય અચૂક થવાનો જ છે. ગાંધીજીને એવો વિજય મળવા વિષે શ્રદ્ધા છે તેને લીધે જ, આટલાં બધાં વિરોધ ને ગેરસમજ હોવા છતાં, તેઓ અંતરની શાંતિ ને સ્વસ્થતા અચળ ટકાવી શકે છે.*

(૧૯૩૫)

---

* 'ક્રિશ્ચયન સેંચરી' નામના અમેરિકન પત્રમાંથી.

## ૬૩. ગાંધીજીનો અજોડ પ્રભાવ

### વિલિયમ પેટન

ઇતિહાસકારો ગાંધીજીને ભલે ગમે તે સ્થાન આપે, — તેમણે ગાંધીજીને કંઈક સ્થાન તો આપવું જ પડશે, કેમકે નવા એશિયાના એક નિર્માતા તરીકે તેઓ સન યાત સેનની હારમાં બેસે છે, — પણ એટલું તો નિર્વિવાદ છે કે ગાંધીજી જે યુગમાં વિખ્યાત છે તે યુગને તેઓ ડગલે ડગલે પડકાર આપે છે. તેઓ યંત્રયુગમાં રેંટિયાની હિમાયત કરે છે. જે વખતે જગતની સુવ્યવસ્થા ને સુરક્ષિતતાને ખાતર માણસો પ્રજાઓના મોટા મોટા સમૂહો કે સંઘો તરફ વધારે

ને વધારે નજર નાખતા જાય છે તે વખતે તેઓ રાષ્ટ્રીય સ્વતંત્રતાની વાત કરે છે. જે જમાનામાં સર્વત્ર હિંસા પ્રતિષ્ઠિત હતી તે જમાનામાં તેમણે હિંદી રાષ્ટ્રીય હિલચાલને એકંદરે હિંસક સાધનો વાપરતાં રોકી છે. તેમણે રાજકાજ ને મુત્સદ્દીપણું પોતાની અનોખી ઢબે ચલાવ્યાં છે; તેમાં અતિશય જક્કી આગ્રહની સાથે આકર્ષક મિત્રતાનો સંયોગ થયેલો છે, ને એ મિત્રતા તેમણે લખેલા લાંબા ને આત્મપૃથક્કરણથી ભરેલા કાગળોમાં પ્રગટ થાય છે.

જેઓ મિત્રભાવે કે શત્રુભાવે ગાંધીજીને વિષે ચર્ચા કરે છે તેઓ તેમના વ્યક્તિત્વને વધારે પડતું સાદું માનવાની ભૂલ કરે છે. તેમને કોઈ પણ એક એક કોટિમાં મૂકી શકાય એમ નથી. તેઓ માત્ર જ્યૉર્જ ફૉક્સ, કે જ્યૉર્જ વૉશિંગટન, કે સંત ફ્રાન્સીસના જેવા જ નથી. તેમજ તેમને રાજદ્રોહી ચળવળખોર કહેવાથી પણ તેમનું પૂરું વર્ણન થઈ જતું નથી. જે લોકોને ગાંધીજીનો મારા કરતાં વધારે પરિચય છે તેઓ આ યાદીમાં બીજાં પણ કેટલાંક વર્ણન કદાચ ઉમેરશે. પણ હું તો એમ કહેવાની હામ ભીડું છું કે એમના વ્યક્તિત્વરૂપી મિશ્રણમાં આટલાં મુખ્ય મુખ્ય દ્રવ્યોની મેળવણી થયેલી છે — વ્યક્તિગત વર્તનમાં ભલાઈ, તીવ્ર રાષ્ટ્રીય ભાવના, મનુષ્ય અને જગત વિષેની હિંદુને છાજે આવે ઊંડી સમજ ને સહૃદયતા, આહાર વિષેના વિચિત્ર લાગે એવા આગ્રહો, સમાજસુધારાની ધગશ, અતિશય ઊંડી રાજદ્વારી કુનેહ, અને એ બધાની સાથે રોજેરોજ રાજ્યકારભારના તન્ત્રની ધરેડ ચલાવવા પ્રત્યે સ્વભાવગત અરુચિનો સંયોગ.

એમને કોઈ પણ જાણીતા વર્ગમાં સમાવી શકાતા નથી, તેને લીધે તેમને સારી રીતે ન ઓળખનાર ઘણા અંગ્રેજ લોકો તેમના પ્રભાવને વિષે છે તે કરતાં ઓછો આંક બાંધે છે. ખરું જોતાં એમનો પ્રભાવ ઘણા વખતથી હિંદમાં બીજા કોઈ પણ માણસના પ્રભાવ કરતાં ઘણો વધારે છે. ૧૯૨૨ પછી વચ્ચે વચ્ચે ઘણા પ્રતિષ્ઠિત માણસોએ મને કહ્યું છે કે 'ગાંધીની શક્તિ ખૂટી ગઈ છે.' સાચી વાત તો હંમેશાં એ હતી કે એમના જેટલો પ્રભાવ હિંદના કોઈ નેતાએ પ્રાપ્ત કર્યો નથી. વિશાળ જનસમુદાય તો ગાંધીજીને જ પહેલા માને છે, ને તેમની સરખામણીમાં બીજાની તો કશી વિસાત નથી. ૧૯૨૪ માં તેમના પર ઑપરેશન કરવામાં આવ્યું ને તેમને જેલમાંથી છોડવામાં આવ્યા તે પછી તરત હું તેમને મળેલો, ત્યારે મને કંઈક આ પ્રકારની

લાગણી ઊપજેલી. હું તો જોઈને ગભરાઈ જ ગયો કે જમીન પર અમારી આસપાસ બેઠેલાં ઘણાં માણસોની હાજરીમાં મારે ગાંધીજી સાથે વાતચીત કરવાની હતી. પણ એથી કંઈ અડચણ આવી નહીં, કેમકે એ લોકોને તો ત્યાં બેસી મહાત્માજીને જોવાનું મળે એટલાથી સન્તોષ હતો. તેમની ટ્રેન સ્ટેશન પર થોભે ત્યાં પણ એ જ દેખાવ જોવામાં આવતો. ગાંધીજીમાં સૂક્ષ્મ દૃષ્ટિ ને રાજકીય કુનેહ પૂરેપૂરી હોવા છતાં, સામાન્ય ગ્રામવાસીના હૃદયને સ્પર્શ કરવાની કળા જેવી તેમને આવડે છે તેટલી હિંદના બીજા કોઈ મુત્સદ્દી કે નેતાને આવડી નથી.

ગાંધીજીનાં રાજદ્વારી કામો કેટલીકવાર શંકાસ્પદ જણાયાં છે ત્યારે સુદ્ધાં કોઈ પણ માણસને તેમની અંગત ભલાઈને વિષે કશી શંકા આવી શકી નથી. એના બે પુરાવા મારા ધ્યાનમાં છે. મારો એમને વિષે જે ટૂંકો અનુભવ છે તેમાં મેં જોયું છે કે સ્ત્રીઓ ને બાળકો બંનેને તેઓ સાદા, પાસે જઈને વાત કરી શકાય એવા, ને આકર્ષક લાગે છે. બીજો પુરાવો તે તેમની આસપાસના જુવાન માણસોના ગુણ ઉપરથી મળે છે. એ જુવાનોનાં મનમાં કેટલીક વિચિત્ર રાજદ્વારી કલ્પનાઓ કદાચ હશે. પણ જે સામાન્ય કોટિના મુત્સદ્દીઓ હિંદમાં (કે બીજા ઘણા દેશોમાં પણ) જોવા મળે છે તેમની સાથે આ જુવાનોની તુલના કરીએ તો આમનામાં અમુક નૈતિક ધગશ અને આચરણની કડકાઈ ખાસ ધ્યાન ખેંચે એવી છે. ઊંચા પ્રકારના નૈતિક બળની અસર તળે તેઓ ઘડાયા છે, એમ જોનારને લાગ્યા વિના રહેતું નથી. આ લખતાં હું એ ભૂલી જતો નથી કે કેટલીકવાર ગાંધીજી વજ્ર જેવા કઠોર પણ થઈ શકે છે.

ગાંધીજીના સામાજિક વિચારો અમુક અંશે જુનવાણી ને અમુક અંશે ક્રાંતિકારક છે. એક તરફ તેઓ યંત્રયુગ ને તેની સર્વ કૃતિઓ વિષે અણગમો ધરાવે છે, અને એમના જેવું મહત્ત્વનું સ્થાન ધરાવનાર માણસથી રહી શકાય એટલી વધારેમાં વધારે સાદાઈથી રહે છે. બીજી તરફ તેમણે અસ્પૃશ્યતાની આખી કલ્પના સામે જે ઝુંબેશ ઉપાડી છે તે ખરેખરી ને જોરદાર છે એમ દેખાઈ આવ્યા વિના રહેતું નથી. એ પાપ સામેની લડતમાં ગાંધીજીએ જે ધગશ બતાવી છે તેની કદર કર્યા વિના આપણાથી રહેવાય એમ નથી. એ વિષય પર મારે એમની સાથે એકવાર વાત થયેલી તેમાં તેમણે કહ્યું હતું:

"અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું અવિભાજ્ય અંગ છે એવી મારી ખાતરી થાય તો હું આવતી કાલે હિંદુ મટી જાઉં." અને ગાંધીજીનું કામ, ને તે ઉપરાંત બેશક આપણા જમાનાના કેટલાક વિચારપ્રવાહો, એ બેને લીધે હિંદમાં અસ્પૃશ્યતાનિવારણના કામને આગળપડતું સ્થાન મળ્યું છે, એ મતને વિષે ખરેખરી શંકા કોઈ ઉઠાવશે એમ હું માનતો નથી.

ગાંધીજીની રાષ્ટ્રીયતા ને તેમની ધર્મભાવના બેને બહુ નિકટનો સંબન્ધ છે એમ મને લાગ્યું. હિંદી જીવનનું સારભૂત તત્ત્વ તેમને હિંદુ ધર્મમાં જડતું દેખાયું. પ્રાચીન હિંદુ પ્રણાલિકા એ જ ભારતવર્ષની સાચી ને પ્રમાણભૂત પ્રણાલિકા છે એવો તેમનો મત હોય એમ દેખાયું. ખ્રિસ્તી પાદરીઓના ધર્માન્તરના કામની સામે ગાંધીજીનો જે ઉગ્ર વિરોધ છે તેમાં તેમનો આ મત બહુ તીવ્ર રૂપમાં દેખાઈ આવે છે. એ પાદરીઓમાંથી ઘણા એમના મિત્ર છે. પણ ગાંધીજી ખ્રિસ્તીઓના મતથી દૂર ને દૂર ખસતા ગયા છે. તેઓ 'સ્વદેશી'ની કલ્પનાને ઘણે દૂર સુધી ખેંચી જાય છે; અને તેઓ એમ માનતા લાગે છે કે માણસ જે ધર્મમાં જન્મે તેને વળગી રહે એ સિવાય ધર્મના વિષયમાં બીજું કશું સત્ય જ નથી. (અને છતાં એકવાર લાંબી વાતચીતને અંતે તેમણે મને કહેલું: "બેશક જો હૃદયનું પરિવર્તન થયું હોય તો કોઈ વાંધો ઉઠાવી જ ન શકે.") ખ્રિસ્તી ધર્મને તેઓ સારી રીતે સમજે છે એમ ન કહી શકાય. આફ્રિકાના કેટલાક પાદરીઓ, જેમણે પોતાના અંગત આચરણથી ગાંધીજી પર ભારે છાપ પાડેલી, તેમના સાંકડા ધાર્મિક વિચારોએ ગાંધીજીના મનમાં કાયમનું ઘર ઘાલ્યું છે.

તેમનો અહિંસાનો સિદ્ધાન્ત એ બેશક તેમના કામનું ને ઉપદેશનું વિશેષ અંગ છે, ને તે તેમના નામની સાથે હંમેશાં જોડાયેલું રહેશે. અહિંસાના આચારવિચારમાં તેઓ ભારે ધગશભેર ગરકાવ થઈ ગયેલા છે, એ વિષે કોઈ શંકા ઉઠાવી શકે એમ નથી. એમને માટે એ અભાવાત્મક વસ્તુ નથી, તેમ કેટલાક કહે છે તેમ એ નબળા લોકોએ પસંદ કરેલું હથિયાર પણ નથી. તેઓ અહિંસાને ભાવાત્મક અને આક્રમણકારી માને છે, ને તેમાં સત્યનિષ્ઠા ને પ્રેમનો સંયોગ થયેલો કલ્પે છે. ઊંડામાં ઊંડી લાગણીઓ ઉશ્કેરાયેલી હતી ત્યારે પણ હિંદની રાષ્ટ્રીય લડત કેટલા આશ્ચર્યકારક પ્રમાણમાં અહિંસક રહી

છે તે બ્રિટિશ લોકમત કદી સમજી શક્યો નથી. એ અહિંસા મુખ્યત્વે ગાંધીજીને આભારી છે.

ગાંધીજી એમના જમાનાના મોટામાં મોટા હિંદી અને એશિયાના મહાનમાં મહાન સુપુત્રોમાંના એક છે. બીજા કોઈના કરતાં અધિક અંશે ગાંધીજીએ હિંદને અને હિંદીઓને તેમનું સ્વમાન પાછું અપાવ્યું છે એમ કહું, તો તેમણે જે કામ કર્યું મને લાગે છે તેનું સાદામાં સાદું વર્ણન કર્યું ગણાય. (હું આમ કહું તો હિંદીઓની લાગણી નહીં દુભાય એવી આશા હું રાખું છું.) તેમને લાગે છે કે ગાંધીજી તેમના એક એવા પ્રતિનિધિ છે જેમને આખી દુનિયા ઓળખે છે ને માન આપે છે. આખું હિંદ (ઘણા મુસલમાનો સુદ્ધાં) એ વાતથી હરખાય છે ને એને વિષે ગર્વ ધરાવે છે.*

(૧૯૪૩)

---

* લંડનના સાપ્તાહિક પત્ર 'સ્પેક્ટેટર'માંથી.

## ૬૪. આખા જગતને કાજે

### ચક્રવર્તી રાજગોપાલાચાર્ય

આપણી માતૃભૂમિએ આખા જગતના લાભને માટે મહાત્મા ગાંધીને જન્મ આપ્યો છે. એક પલ્લામાં ભૌતિક વિજ્ઞાનની તમામ શોધો — જેનો ઉપયોગ માનવજાતિના અધઃપાત ને અચૂક વિનાશ માટે થયો છે તેટલી સચોટ રીતે તેના કલ્યાણ માટે નથી થયો એમ દુઃખની સાથે કહેવું પડે છે — તે મૂકો; અને બીજા પલ્લામાં મહાત્મા ગાંધીની સેવા ને તેમનું જીવનકાર્ય મૂકો; તો માનવકલ્યાણની દૃષ્ટિએ આ બીજું પલ્લું નમશે. જે મહાન પ્રયોગ દ્વારા સત્ય અને પ્રેમ અસત્ય અને પશુબળની સામે પોતાનું અમર્યાદ ને સ્વભાવગત બળ અજમાવી શકે છે, અને જ્ઞાન મનુષ્યનું બૂરામાં બૂરું જુલમગાર ને શત્રુ બનવાને બદલે તેનું દાસ બને એવી વ્યવસ્થા કરી શકે છે, તે પ્રયોગની પાછળ મહાત્મા ગાંધીએ પોતાનું જીવન અર્પણ કર્યું છે, અને હિંદમાં હજારો મનુષ્યોને પોતાનું સર્વસ્વ અર્પણ કરવા સમજાવ્યા છે. એ પ્રયોગમાં આપવા પડનારા આપભોગની પરવા કર્યા વિના, ગાંધીજીના ઉપદેશને અનુસરીને, જગતની સર્વે પ્રજાઓની માતા હોવાનો પોતાનો દાવો સિદ્ધ કરો; અને

પોતાનાથી જેટલે ઊંચે ચડાય તેટલે ઊંચે ચડીને કહો કે 'હે મૃત્યુ! ક્યાં છે તારો ડંખ?' *

* 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના ૧૯૩૮ના વાર્ષિક અંકમાંથી; તે પત્રના તન્ત્રીના સૌજન્યથી.

## ૬૫. મૅસૅરીક અને ગાંધીજી

### મહાદેવ હરિભાઈ દેસાઈ

શ્રીમતી સરોજિનીદેવી થોડાંક વરસ યુરોપયાત્રા કરીને પાછાં ફર્યાં ત્યારે તેમણે જે કેટલીક રસિક ખબરો અમને કહેલી તેમાંની એક એ હતી કે તેઓ જ્યારે ચેકોસ્લોવેકિયાના પ્રમુખ મૅસૅરીકને પ્રાગમાં મળ્યાં ત્યારે તેઓ ગાંધીજીની આત્મકથાના બે ભાગનો અભ્યાસ કરતા હતા, ને કોક દિવસ ગાંધીજીને મળવા આતુર હતા. ૧૯૩૧માં અમે વિલાયતમાં હતા ત્યારે વયોવૃદ્ધ પ્રમુખ મૅસૅરીકે તેમની દીકરીને મોકલી ગાંધીજીને ખાસ સંદેશો કહેવડાવેલો કે 'તમારે બને તો બે દિવસ તો પ્રાગ આવવા માટે કાઢવા જ જોઈએ.' પણ હિંદમાંની પરિસ્થિતિને લીધે ગાંધીજીને બનતી ઉતાવળે પાછા આવવું પડ્યું, એટલે પ્રાગ જવાનું તો રહી જ ગયું. પણ ગાંધીજીને મળવાની વયોવૃદ્ધ પ્રમુખ મૅસૅરીકની જે ઉત્કંઠા હતી તેની પાછળ એ બે પુરુષોમાં રહેલું કેટલાંક આધ્યાત્મિક તત્ત્વોનું સામ્ય હતું, એ વિષે લવલેશ શંકા નથી. હવે તો યુરોપના એ વૃદ્ધ પુરુષનો સ્વર્ગવાસ પણ થઈ ગયો છે, એટલે એમના જીવનનાં જે કેટલાંક પ્રકરણો ગાંધીજીના જીવનપ્રસંગો સાથે સામ્ય ધરાવે છે તેના તરફ દૃષ્ટિપાત કરવો અનુચિત નહીં જ ગણાય.

ઉપરટપકે જોતાં કેટલીક બાબતોમાં મરહૂમ પ્રમુખ મૅસૅરીકના અને ગાંધીજીના જીવનમાં ઘણું જ વૈષમ્ય છે. મૅસૅરીક ભારે વિદ્વાન, મોટા ભાષાશાસ્ત્રી, ને ઇતિહાસની કેટલીક મોટામાં મોટી ચોપડીઓના લેખક હતા. તેમણે ઢગલાબંધ પુસ્તકો વાંચ્યાં હતાં, ને તેમની વાંચવાની ઇચ્છા તૃપ્ત જ થતી નહીં. ગાંધીજીને વિષે આમાંની એકે વસ્તુ કહી ન શકાય. મૅસૅરીક ગાડીવાનના દીકરા હતા, તેમણે એક લુહારને ત્યાં ઉમેદવારી કરી હતી, ને ગરીબાઈમાં ઊછર્યા હતા. ગાંધીજી દીવાનના દીકરા હતા; અને મોજશોખમાં

ઊછર્યા હતા એમ જોકે ન કહી શકાય, છતાં તેમને દારિદ્રયનો અનુભવ તો નહોતો જ કરવો પડ્યો. ગાંધીજી સ્વભાવે ધર્મપરાયણ છે; જ્યારે મૅસૅરીકમાં ધર્મનિષ્ઠ સ્વભાવ કરતાં તત્ત્વચિંતન અને ફિલસૂફી તરફ ઝોક વધારે હતો. ગાંધીજીએ પ્રતાપ, શિવાજી ને ગુરુ ગોવિંદસિંહ જેવા આપણા મધ્યયુગીન વીર પુરુષો કરતાં વધારે અંશે ગીતા, ઉપનિષદો ને પ્રાચીન ઋષિમુનિઓ પાસેથી પ્રેરણા મેળવી છે. મૅસૅરીક તો તેમના દેશના ઇતિહાસમાં તરબોળ હતા; ને તેમણે હસ અને ઝીઝકા, ચેલસીકી, સિમેનિયસ અને પાલાકી જેવા જે પુરુષો ચેક પ્રજાના નિર્માતા હતા, તેમની પાસેથી પ્રેરણા મેળવી હતી.

પણ આ ભેદ ઉપરઉપરના છે; અને તેનું કારણ બીજા કશા કરતાં વધારે તો વાતાવરણના ભેદ છે. ગાંધીજી અને મૅસૅરીક બંને આધ્યાત્મિક વિષયમાં જે સમાન વિચારો ધરાવતા હતા તેની વચ્ચેના સામ્યના અંશો ઘણું વધારે ધ્યાન ખેંચે એવા હતા; ને તેનો અભ્યાસ કરવા જેવો છે. મૅસૅરીકના જીવનનો સારામાં સારો અભ્યાસ તેમના પોતાના મહાગ્રન્થ 'ધી મેઇકિંગ ઑફ એ સ્ટેટ' (રાજ્યનું ઘડતર) ઉપરથી, તથા કારેલ કૅપેકની 'પ્રેસીડંટ મૅસૅરીક આત્મકથા કહે છે' એ નામની સુંદર નાનકડી ચોપડી પરથી થઈ શકે એમ છે.

જેઓ ગયાં ૪૫ વરસના ગાંધીજીના જીવન અને કાર્યથી પરિચિત છે તેમને એ બધાં વરસ દરમ્યાન ગાંધીજીએ નિષ્કામ કર્મયોગનું આચરણ કેવી અદ્ભુત રીતે કર્યું છે તે કહેવાની જરૂર નથી. મૅસૅરીકે વિશ્વવિદ્યાલયના અધ્યાપક અને લેખકનું પ્રવૃત્તિમય જીવન ગાળ્યા પછી, સાઠ વરસની ઉંમરે દેશવટો લીધો; યુરોપને એક છેડેથી બીજા છેડા સુધી આથડ્યા; તેમનું જીવન પ્રતિક્ષણ જોખમમાં હતું એની તેમને ખબર હતી છતાં તેમણે એની પરવા ન કરી; પોતાના જે દેશભાઇઓ સ્વદેશ છોડીને પરદેશમાં જઈ વસ્યા હતા તેમાંથી જ તેમણે પચાસ હજારનું સૈન્ય ઊભું કર્યું; અને અઢાર વરસ સુધી પોતાની સર્વ શક્તિ એક સ્વતન્ત્ર રાજ્યની નવરચના પાછળ વાપરી;—આના કરતાં એમના કામની અધિક સ્તુતિ શી કરી શકાય? આ અત્યંત કઠણ ને પ્રવૃત્તિમય જીવન પાછળ ભાવના તો નિષ્કામ પણ સહેતુક કર્મની જ હતી. કારેલ કૅપેકને તેમણે કહેલું: "તમે જાણો છો, હું લુહારને ત્યાં ઉમેદવારી કરતો હતો ત્યારથી મેં કામ કરવાનું કદી બંધ જ કર્યું નથી? મને

પ્રમુખ બનાવવામાં આવ્યો ત્યારે જર્મન ફિલસૂફ ફ્રિટ્ઝ માઉથનર મને મળવા આવ્યા. તેમણે કહ્યું: 'સુખી માણસ કેવો દેખાય એ મારે જોવું છે માટે આવ્યો છું.' સુખી? કેમ નહીં? પણ મેં લુહારનું કામ ચાલુ રાખ્યું હોત તોયે હું તો એટલો જ સુખી હોત. મોટી વાત તો એ છે કે માણસના જીવનમાં ઘટનાઓની ને આત્મવિકાસની સમૃદ્ધિ હોવી જોઇએ — ને એ બાબતમાં તો હું સન્તોષ લઇ શકું એમ છું." વળી પોતાના જીવનનો સાર આપી દેતાં તેમણે કહ્યું: "ઘણા માણસો વધારેપડતાં સુખચેનમાં જીવન ગાળે છે ને તેમને કશું કરવાની ઇચ્છા નથી હોતી, તેને લીધે જ તેઓ ઘરડા થઈ જાય છે."

એક વસ્તુ જોતાં આશ્ચર્ય ઉપજાવે છે. મેસેરીક અને ગાંધીજી બંનેનાં જીવન અત્યંત પ્રવૃત્તિમાં વીત્યાં છે, છતાં બંનેએ ઘણીવાર કહ્યું છે કે તેઓ કામને શોધવા નહોતા ગયા, કામ તેમને શોધતું આવ્યું છે. ગાંધીજીએ બેત્રણવાર દક્ષિણ આફ્રિકા છોડવાની તૈયારી કરી, પણ એમની તૈયારી કશા કામમાં આવી નહીં. એ જ વખતે અણધાર્યું કંઇક કામ આવી પડ્યું, તેણે તેમને રોકી લીધા. તેઓ ચંપારણ ગયા તે હિંદુસ્તાનમાં સત્યાગ્રહનું બીજારોપણ કરવાના ઇરાદાથી નહોતા ગયા. એક અજ્ઞાન ને ભોળો ખેડૂત તેમને ત્યાં ખેંચી ગયો હતો. ત્યાં ગયા પછી બે જ દિવસમાં, તેમની સાવ અનિચ્છા હતી છતાં, તેમની સામે એક એવો મહાપ્રશ્ન પડેલો દેખાયો જેના ઉકેલ પાછળ તેમણે ત્યારપછીનાં અનેક વરસ ગાળ્યાં છે. તે જ પ્રમાણે મેસેરીકે પણ ઘણીવાર કહેલું કે તેમનું કામ તેમની અનિચ્છા છતાં પરાણે તેમને ઘસડી ગયું છે. તેઓ કહે છે: "સંભવ છે કે હું ગભરાટિયો ને અધીરો હઇશ. હું ખરેખર નામરજી છતાં પ્રાગ ગયો હતો. મેં પોતાની એવી કશી ખાસ ઇચ્છા રાખ્યા વિના જેમ બન્યું તેમ બનવા દીધું. વસ્તુતઃ, પરિસ્થિતિના મારા અજ્ઞાનને લીધે મેં ભૂલો કરી ત્યારે પણ, મારી બધી લડાઈઓમાં હું અજાણે ને અનિચ્છાએ જ ખેંચાયો છું."

અને એમાંથી આપણને આ બંને પુરુષોના શરમાળપણાનો પણ ખુલાસો મળે છે. દાખલા તરીકે ગાંધીજી એમની વિદ્યાર્થીદશામાં, ને પછી વકીલ થયા બાદ પણ, કેટલા શરમાળ હતા તે જાણીતું છે. તેઓ જીવનની પ્રત્યેક ક્ષણ જાહેરમાં ગાળે છે છતાં એ શરમાળપણું એમના સ્વભાવમાં

અમુક અંશે રહી ગયું છે. મૅસેરીક પણ તેમના વિદ્યાર્થીઓ ને શ્રોતાજનોની આગળ બોલવા ઊભા થતાં શરમાતા; અને પાછલા જીવનમાં દેશના પ્રજાસત્તાક રાજ્યનું પ્રમુખપદ લેતાં પણ તેમને ઘણો સંકોચ થયેલો. તેમણે કારેલ કેપેકને કહ્યું છે: "એ કદાચ મારી નબળાઈ હોય, પણ હું લોકોની આગળ શરમાઉં છું. મને જાહેરમાં બોલવાનું ગમતું નથી. મારે જ્યારે જ્યારે કોઈ જાહેર સભામાં કે વિશ્વવિદ્યાલયમાં ભાષણ આપવું પડ્યું છે ત્યારે ત્યારે મને હંમેશાં સભાક્ષોભ થયો છે. અને છતાં મારે કેટલાં બધાં ભાષણો કરવાં પડ્યાં છે! આજે પણ જ્યારે મારે જાહેરમાં જઈને ઊભા રહેવું પડે છે કે બોલવું પડે છે ત્યારે હું એવો જ ડરી ને ગભરાઈ જાઉં છું. જ્યારે માત્ર બોલવાને ખાતર જ બોલવાનું હોય છે — જેમ કલાને ખાતર કલા તેમ —, ને જ્યારે વક્તાનો વેશ ભજવવાનો હોય છે, ત્યારે તો સહેલું પડે છે. પણ વહેવારુ બાબતો વિષે, જે કામો કરવાં જોઈએ તેને વિષે, બોલવાનું હોય ત્યારે વાત સાવ જુદી હોય છે. લોકો મને પૂરેપૂરો જોઈ શકે એવી રીતે મોખરાની જગા પર બેસવાનું મને કદી ગમ્યું નથી. બીજી કે ત્રીજી બેઠક મારે માટે બસ છે. બેશક હું જાહેર પ્રવૃત્તિઓમાં કદી ઘૂસ્યો નથી. બીજા લોકો મને તેમાં હડસેલવા માગતા હતા ત્યારે પણ મેં તેમાંથી છટકી જવાને હંમેશાં કંઈક ને કંઈક બહાનાં કાઢ્યાં છે. પણ હું જ્યારે એ કામ અનિચ્છાએ, ને મારો વખત બગડે છે એવી લાગણીથી, કરતો ત્યારે પણ એ કામમાં કંઈક સારો આશય તો હોય જ, ને તેનું સારું પરિણામ પણ આવતું. દરેક પ્રસંગે એમ જ બન્યું છે. ૧૮૮૨ માં હું પ્રાગ આવ્યો ત્યારથી મને નવો નવો અનુભવ મળતો રહ્યો છે. મારું જીવન ભર્યુંભર્યું છે તેને માટે હું વિધાતાનો આભાર માનું છું."

અને છતાં આ બંને પુરુષો નસીબ જ્યાં દોરી ગયું ત્યાં ગયા એમાં 'દૈવવાદ' લવલેશ નહોતો. બંને જણ એમાં ઈશ્વરેચ્છાને, અથવા તો તેઓ જે પ્રેમના નિયમને અનુસરવા જીવનભર મથ્યા છે તે નિયમને, વશ થયા હતા. એ નિયમને અનુસરવું, ને પછી ઈશ્વર પર વિશ્વાસ રાખવો, — એ બંનેનું જીવનસૂત્ર હોય એમ દેખાય છે.

ગાંધીજીએ આત્મકથામાં એક પ્રસંગ વર્ણવ્યો છે. એકવાર આશ્રમવાસીઓને માટે બીજા દિવસનું સીધુંસામાન ખરીદવાને પણ પૈસા નહોતા.

અમદાવાદના રૂઢિચુસ્ત લોકો તરફથી તો કશી આશા રાખી શકાય એમ નહોતી; કેમકે ગાંધીજીએ આશ્રમમાં એક હરિજન કુટુંબને રાખ્યું તે માટે એ વર્ગે તો ગાંધીજીનો બહિષ્કાર કરવાની ધમકી આપી હતી. તે દિવસે સાંજે અણધાર્યા એક સજ્જન આવીને તેર હજાર રૂપિયા આપી ગયા. મેસૅરીકને કશી સાધનસામગ્રી વિના સૈન્ય ઊભું કરવા યુરોપભરમાં ફરવું પડેલું; એટલે તેમને એવા ઘણા અનુભવો થયેલા. આ રહ્યો એમનો પુરાવો :

"પૈસાની બાબતમાં મને વિચિત્ર અનુભવો થયા છે. પરિસ્થિતિ ખરાબમાં ખરાબ હોય ત્યારે પૈસા હંમેશાં ક્યાંકથી આવી પડ્યા છે. મને ખાવાનું નહીં મળે એવી બીક મેં કદી નથી રાખી. हुं मानुं छुं के माणस जो सत्कार्य करतो होय तो मदद मळ्या विना न ज रहे. ઈસુ કહે છે : તમે ઈશ્વરનું રાજ્ય શોધો, ને બાકીનું બધું તમને મળી રહેશે. મને પૈસાનો શોખ નથી. મેં એને કદી સાધ્ય માન્યું નથી. મારો હેતુ મારા પડોશીને મદદ કરવાનો હોય કે કોઈ સ્થાયી સાંસ્કૃતિક સંસ્થા સ્થાપવાનો હોય, તોપણ મેં પૈસાને સાધનરૂપ જ માન્યા છે. મને મારી આજની પરિસ્થિતિમાં સૌથી વધારે જે વસ્તુ ગમે છે તે એ છે કે મારી જોડે પૈસા ફેરવવા પડતા નથી; મારા ખીસામાં સીસાપેન સિવાય બીજું કંઈ જ નથી. એક નાણું કેવું દેખાય છે તે પણ હું જાણતો નથી."

મેં જે વાક્ય દેવનાગરીમાં લખ્યું છે તે ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૦ મા શ્લોકને કેવું મળતું આવે છે : न हि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति !

ઈમિરસને સુંદર રીતે બતાવ્યું છે કે રાજકારણને નીતિધર્મથી વિખૂટું પાડી શકાય નહીં. ગાંધીજીનું આખું જીવન એ, રાજકારણ ધર્મમય ન હોય તો તે નકામું છે, એમ બતાવવાનો તનતોડ પ્રયત્ન છે. નીતિધર્મ એ જ રાજ્યનો એકમાત્ર સુરક્ષિત પાયો બની શકે, એમ બતાવવા પાછળ મેસૅરીકે આખું જીવન ગાળ્યું. 'ધી મેઇકિંગ ઑફ એ સ્ટેટ' એ પુસ્તકરૂપી જે કાયમનો વારસો તેઓ પોતાના દેશબંધુઓને માટે મૂકી ગયા છે, તેમાં તેમણે લખ્યું છે : "રાજ્યના નાગરિકોમાં જો પ્રામાણિકતા ન હોય, ને તેઓ જીવનના ભારેમાં ભારે નૈતિક સિદ્ધાંતો વિષે એકમત ન હોય, તો લખેલું બંધારણ, પાર્લમેંટ, નોકરશાહી, પોલીસ, લશ્કર, વેપાર અને ઉદ્યોગ એ બધું

કંઈ લોકશાસન ન અપાવી શકે, તેમજ રાજ્ય પણ એને સુરક્ષિત રાખી ન શકે. ........મારો મત ચેલ્સસીકીથી જુદો છે. હું રાજ્યની બાહ્ય સત્તાને નકામી ગણુતો નથી; છતાં રાજ્ય ને તેની સત્તાને દેવરૂપ ગણી પૂજા પણ કરી શકતો નથી. મેં જ્યારે પ્રમુખપદની ફરજ સ્વીકારી ત્યારે હું સારી રીતે જાણતો હતો કે મારે રોજેરોજ શાં શાં વહીવટી કામ કરવાં પડશે; ને હું સ્પષ્ટપણે સમજતો હતો કે તેની રાજનીતિનું મંડાણ નીતિધર્મના પાયા પર થયેલું ન હોય તો તેની ઈમારત ઝાઝું ટકી શકે નહીં."

વળી દરેક રાજ્યની ધારાસભાના દરવાજા પર સોનેરી અક્ષરે કોતરાવી રાખવા જેવા શબ્દોમાં તેમણે કહ્યું છે:

"મોટા પાયા પર નીતિપાલન ને નાના પાયા પર નીતિપાલન એ બેની વચ્ચે કશો જ ભેદ નથી. રાજ્યના હિતનો પ્રશ્ન હોય ત્યારે મુત્સદ્દી લોકોએ નૈતિક સિદ્ધાન્તોનો જરા પણ વિચાર કરવાની જરૂર નથી, એ કલ્પના ખોટી છે. જે માણસ જાહેર જીવનમાં જૂઠું બોલે છે ને છેતરપિંડી કરે છે તે ખાનગી જીવનમાં પણ જૂઠું બોલશે ને છેતરપિંડી કરશે. શુદ્ધ માણસ જ બધી વાતમાં શુદ્ધ રહેશે. હેવેલીસેકે ખાનગી ને જાહેર નીતિ વચ્ચે ભેદ નહોતો પાડ્યો એ એમણે યોગ્ય કર્યું હતું. રાજ્યના તથા રાજકાજના પાયામાં નીતિધર્મ હોવો જોઈએ એ વસ્તુનો સામાન્યપણે સ્વીકાર થયા વિના કોઈ પણ રાજ્યનો, કોઈ પણ સમાજનો વહીવટ ચલાવી ન શકાય; અને કોઈ પણ રાજ્ય માનવી નીતિધર્મના વિશાળ નિયમોનું ઉલ્લંઘન કરે તો લાંબો કાળ ટકી શકે નહીં. લોકો સામાન્યપણે નીતિના સિદ્ધાન્તો સ્વીકારે છે, અને તત્ત્વજ્ઞાન તથા જીવનના મુખ્ય સિદ્ધાન્તો વિષે તેમનામાં સાધારણ એકમતી હોય છે, તેને લીધે જ સરકારની ને તેના કાયદાની સત્તા નભે છે. વળી લોકશાસન એ માત્ર એક પ્રકારનું રાજ્યનું વહીવટનું તન્ત્ર નથી. તે જીવનની ફિલસૂફી છે, ને જગત પ્રત્યે જોવાની એક પ્રકારની દૃષ્ટિ છે."

આને લીધે દ્વેષને આપોઆપ રુખસદ મળે છે, કેમકે દ્વેષ એ નીતિ-ધર્મનું અંગ નથી. પોતાની પ્રજા પ્રત્યે પ્રેમ એનો અર્થ ઇતર પ્રજા પ્રત્યે દ્વેષ નથી. મૅસૅરીક કહે છે: "આપણી પ્રજા પ્રત્યે નેરૂડાનો જે સનિશ્ચય ને સવિવેક પ્રેમ છે તે મને ગમે છે; જે જે વસ્તુ પર 'રાષ્ટ્રીય' એ છાપ વાગેલી હોય એ દરેક વસ્તુને સાચી ને ન્યાયી માની લેનારો વિવેકહીન પ્રેમ

મને રુચતો નથી. હેવેલીસેકના સખત વિરોધ છતાં હજુ દેશભક્તિનો સટ્ટો કરનારા ઘણા લોકો પડ્યા છે; તેમજ શુભ હેતુવાળા પણ નબળા ને અવહેવારુ 'રાષ્ટ્રીય' કાર્યક્રમો પણ કંઈ ઓછા નથી." આટલું કહીને તેમણે માચા, નેરુડા, સ્વેટલા, હેવેલીસેક અને પાલાકી જેવાં પ્રસિદ્ધ ચેક કવિઓ ને રાજનીતિજ્ઞો, જેઓ સંકુચિત રાષ્ટ્રવાદને માનનારા નહોતા, તેમનાં નામ ગણાવ્યાં છે.

લોકશાસનના સારભૂત તત્ત્વ વિષે મેસૅરીકે જે લખ્યું છે તે ગાંધીજીનાં ભાષણો ને લખાણોનું સ્મરણ કરાવે છે. ગાંધીજી ઘણીવાર કહે છે: "મહત્ત્વની વસ્તુ તે બાહ્ય આકાર નથી પણ અંદરનું વસ્તુતત્ત્વ છે." મેસૅરીક કહે છે:

"બાહ્ય રૂપથી, એટલે કે લખેલા બંધારણથી, હંમેશાં વસ્તુતત્ત્વ મળે જ એવી ખાતરી હોતી નથી. છતાં જાહેર જીવનમાં ખરી મહત્ત્વની તો વસ્તુ પોતે — એમાં રહેલું સારભૂત તત્ત્વ — છે. સુન્દર બંધારણ લખી કાઢવું સહેલું છે. તેનો સૂક્ષ્મ ને એકધારી રીતે અમલ કરવો એ ઓછું સહેલું છે. કેટલા દાખલા એવા છે જેમાં પ્રજાસત્તાક રાજ્ય કરતાં રાજાના અમલમાં લોકશાસનનું તત્ત્વ વધારે છે...... કોઈ પણ સંસ્થાને યાન્ત્રિક રીતે ને બહારના દબાણથી બીજા દેશમાં લઈ જઈ શકાતી નથી...... પક્ષાપક્ષીની ભાવના એટલે પ્રજાનું કલ્યાણ એવો અર્થ હંમેશાં થતો નથી. તેમજ પક્ષોએ મતદારમંડળોની સાથે જેટલો ગાઢ સંપર્ક રાખવો જોઇએ તેટલો તેઓ રાખતા નથી. તેમની નિષ્ક્રિયતાનું એક મુખ્ય કારણ એ છે કે 'શાન્તિના કાળમાં', એટલે કે મોટી ચૂંટણીઓની વચ્ચેના વખતમાં, તેઓ પોતાના મતદારોનાં સંગઠન ને કેળવણી તરફ નહીંજેવું લક્ષ આપે છે. જ્યારે ચૂંટણી નજીક આવે અથવા તો પક્ષની અંદર જ ઝઘડા થાય કે ફૂટ પડે ત્યારે જ તેમને કામ કરવાનું શૂર ચડે છે. લોકશાસનનો અર્થ તો એકધારું ને દેખીતું વીગતવાર કામ છે." આપણી ધારાસભાઓના દરેક સભ્ય આ વાત ધ્યાનમાં રાખે તો કેવું સારું!

લેનીનીઝમ અથવા બોલશેવીઝમે રશિયાને જે લાભ કર્યો છે તે મેસૅરીક કબૂલ રાખે છે; પણ તેની સાથે જે નૈતિક અવનતિ આવી છે તે એમને

રુચતી નથી. એનું કારણ તો એ હતું કે એનો જન્મ હીનમાં હીન પ્રકારની હિંસામાંથી થયો હતો. બોલશેવીક વિપ્લવ દરમ્યાન માણસોની કતલનું એક ઘોર દશ્ય પોતે જોયેલું તેનો ચિતાર આપતાં મૅસૅરીક કહે છે : “હું જ્યારે એ ઘોર દશ્યોનો વિચાર કરું છું કે ત્યારે બોલશેવીક લોકોએ કરેલી માણસોની નિરર્થક, નકામી ને જંગલી કતલોનું મને હંમેશાં સ્મરણ થાય છે.”

એટલે તેઓ કહે છે : “બોલશેવીક અર્ધસંસ્કૃતિ કરતાં તો સંસ્કૃતિ સમૂળગી ન હોય તે સારી. આધુનિક કહેવાતી કળાના જે અત્યંત બેહૂદા અંશો છે તે સર્વનો તેણે સત્તાવાર રીતે જે સ્વીકાર કર્યો છે તેમાં તેનું અધૂરા-પણું ને તેની વિચિત્ર અસંસ્કારિતા દેખાઈ આવે છે. રશિયનો, બોલશેવીકો પણ, ઝારશાહીનાં સંતાન છે. તેઓ ઝારશાહીની છાયામાં જ ઊછરેલા ને ઘડાયેલા. તેઓ ઝારનું કાસળ કાઢી શક્યા, પણ ઝારશાહીનું ઉચ્ચાટન કરી શક્યા નહીં. બોલશેવીકો લાંબા વખતથી જે છૂપી રીતે કામકાજ કરતા હતા તે રીત તેમણે ચાલુ રાખી. તેઓ ભાવાત્મક રાજ્યકારભારને માટે તૈયાર નહોતા, પણ માત્ર અભાવાત્મક વિપ્લવને માટે જ લાયક હતા — અભાવા-ત્મક એ અર્થમાં કે તેમના અણઘડ, એકાંગી ને સંકુચિત વિચારોને લીધે તેમણે ઘણો નકામો વિનાશ કરી નાખ્યો. રશિયાના બુદ્ધિશાળી વર્ગનો તો તેમણે ઘાણ જ કાઢી નાખ્યો; અને રોમના ઇતિહાસમાં એક ચેતવણીરૂપ દૃષ્ટાન્ત તરફ હતું તેના તરફ દુર્લક્ષ કર્યું. રોમમાં સેવેરસે જૂનાં રોમન કુટુંબોનો — ખાસ કરીને રાજસભાના સભ્યોનાં કુટુંબોનો — સંહાર કરી નાખ્યો. તેને પરિણામે રાજ્ય અને તેનો વહીવટ બંનેમાં જંગલીપણું દાખલ થયું, ને સામ્રાજ્યનો અંત વહેલો આવ્યો. એથી વધારે અર્વાચીન સમયનાં દૃષ્ટાંતો રશિયાના ઇતિહાસમાંથી — જેમકે ઇવાન ભયંકરનું અથવા સ્ટેનકા રાઝીનનું — ઇતિહાસકારો આપી શકે એમ છે.”

ઉપર કહેલા ચેતવણીરૂપ દૃષ્ટાંત તરફ સ્ટૅલીન દુર્લક્ષ જ કરતા લાગે છે. આપણા પોતાના જે ભાઈઓ રશિયાના દૃષ્ટાંતનું અનુકરણ કરવાને ઉત્સુક છે તેઓ એના તરફ સ્ટૅલીનના કરતાં વધારે લક્ષ આપશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે.”

મૅસૅરીકે કારેલ કૅપેકને કહેલું : “લોકોને જૂઠું બોલવામાં કેટલો

આનંદ આવે છે! અને છતાં બીજા તેમને જે કંઈ કહે છે તેના પર તેઓ વિશ્વાસ રાખે છે. એ કેટલી બધી વિચિત્ર વાત કહેવાય! અસત્ય એ હિંસાની સોબતી છે. ......... મારી તો પાકી ખાતરી છે કે વહેવારમાં, બળવામાં પણ, સીધામાં સીધો રસ્તો તે ટૂંકમાં ટૂંકો હોય છે. ......... જૂઠું બોલવું ને અતિશયોક્તિ કરવી એ સૌથી બૂરું પ્રચારકાર્ય છે. ...... રાજકાજમાં શું કે ખાનગી જીવનમાં શું, અસત્યથી કદી લાભ થતો નથી."

મૅસૅરીક તેમના અંગત જીવનમાં ગાંધીજીના જેટલા જ ધર્મનિષ્ઠ, શુદ્ધ ને સત્યવાદી હતા. પોતાના દેશભાઇઓ સિવાય બીજી પ્રજાના માણસો પાસેથી ઉઘરાણાના પૈસા ન જ લેવાનો નિશ્ચય તેમણે કર્યો હતો. ગાંધીજીના જેટલી જ કાળજીથી તેઓ ભેગાં કરેલાં નાણાંની પાઈએ પાઈનો હિસાબ રાખતા; અને ગયા મહાયુદ્ધને અન્તે તેમણે પ્રજાની આગળ પૂરેપૂરો હિસાબ રજૂ કરેલો. એને લીધે તેઓ કહી શકેલા કે "આપણી લડતની પાછળ વિચારપૂર્વકની જેવી યોજના હતી તેવી બહુ જ ઓછી રાજકીય લડતોની પાછળ હોય છે......યુદ્ધ દરમ્યાન સ્લોવૅક લોકોએ બહુ જ ઓછા પૈસા આપેલા ......આ પૈસા, અને એક વિપ્લવ ફાળામાંથી વધેલી રકમ, મેં પ્રમુખ તરીકે દાનોમાં ને ફાળાઓમાં વાપરી, ને તેનો જાહેર હિસાબ રજૂ કરવામાં આવ્યો છે."

વાચક પૂછશે: પણ અહિંસાનું શું? એ વિષયમાં ગાંધીજીના જેવા વિચાર છે તેવા મૅસૅરીકના હતા ખરા? હતા એમ કહી શકાત તો કેવું સારું થાત! ટૉલસ્ટૉયની સાથે મૅસૅરીકનો ઝઘડો જ એ વાતનો હતો કે ટૉલસ્ટૉયે આક્રમણની હિંસા અને આત્મરક્ષા વચ્ચે ભેદ પાડ્યો નહોતો. મૅસૅરીકે કહેલું: "આમાં ટૉલસ્ટૉયની ભૂલ હતી. કેમકે આ બે સ્થિતિમાં હેતુ જુદા જુદા હોય છે. અને નીતિ અનીતિનો નિર્ણય તો માણસના હેતુ પરથી જ કરી શકાય... ટૉલસ્ટૉયે એકવાર અંકગણિતની દલીલ વાપરી કહેલું કે 'આક્રમણનો સામનો ન કરે તો ઓછા માણસ મરે. લડવામાં કરવામાં બંને પક્ષને ઝનૂન ચડે છે, ને વધારે માણસો મરી જાય છે. પણ જો આક્રમણ કરનારની સામે વિરોધ ન થાય તો તે માણસોના જીવ લેવાનું બંધ કરે છે.' પણ વહેવારુ દૃષ્ટિબિન્દુ તો એ છે કે કોઈને પણ હણવાપણું રહેતુ હોય તો આક્રમણ કરનારને હણવો જોઈએ."

મેસેરીક કબૂલ કરે છે કે "આક્રમણ કરનાર કોણ એ ચોકસ કહેવું કેટલીકવાર મુશ્કેલ હોય છે." છતાં કહે છે: "એ કહેવું અશક્ય નથી. આક્રમણ કઈ બાજુએથી આવે છે એનો નિર્ણય પ્રામાણિક મનવાળા વિચારશીલ માણસો નિષ્પક્ષપણે કરી શકે છે."

વળી તેઓ કબૂલ કરે છે કે "યુદ્ધમાં વીરોની લડાઈ ઉપરાંત બીજું ઘણું હોય છે. એની જોડાજોડ અત્યારસુધી તો બૂરી વસ્તુઓની મોટી લંગાર ચાલી આવી છે — અસત્ય, લોભ, નીચતા, વેરવૃત્તિ, ક્રૂરતા. સ્ત્રીઓ પર અત્યાચારો વગેરે, વળી જે સામાજિક પરિસ્થિતિમાંથી યુદ્ધ પેદા થાય છે તે પણ ધ્યાનમાં લેવી જોઈએ. અને જે માણસો મરી જાય છે તેમનો જ નહીં, પણ જેઓ અપંગ કે દોદળા બની જાય છે, ને તેમની સંભાળ કેવી રીતે લેવામાં આવે છે, એનો પણ વિચાર કરવો જોઈએ. એ બધાનું નામ તે યુદ્ધ."

એવા યુદ્ધને બાતલ રાખવાની તેમની ઇચ્છા હતી ખરી. પણ તેઓ ભૂલી ગયા લાગતા હતા કે યુદ્ધમાત્ર એવાં જ હોય છે. તેમણે જાતે એકે યુદ્ધ ચલાવ્યું નહોતું. અને એમને સદ્‌ભાગ્યે, તેઓ પ્રમુખ થયા ત્યારથી તેમના દેશે બીજા કોઈ દેશ સામે લડાઈ આદરી નહોતી. તેથી યુદ્ધનાં પરિણામોની દલીલને તેઓ છેક છેડા સુધી પહોંચાડી શક્યા નથી.

અને છતાં તેમણે કહ્યું છે: "હું પાકો શ્રદ્ધાવાન ને શાન્તિવાદી છું. પણ મને લશ્કર પ્રત્યે પ્રેમ છે! દુનિયામાં લડાઈ થતી બંધ થઈ જશે ત્યારે પણ સૈનિકના શૂરાતનનાં બે અંગો — નિયમપાલન અને નિર્ભયતા — તો દરેક માણસને માટે હંમેશાં કામનાં રહેશે." †

---

† દિલ્હીના દૈનિક પત્ર 'હિંદુસ્તાન ટાઈમ્સ'ના ૧૯૩૮ના વાર્ષિક અંકમાં આવેલા અંગ્રેજી લેખનો અનુવાદ; તે પત્રના તન્ત્રીના સૌજન્યથી.

# લેખક–પરિચય

(સામાન્ય ગુજરાતી વાચકોને જેમનો પરિચય ન હોય એવાં લેખક લેખિકાઓનો જ ટૂંકો પરિચય અહીં આપવામાં આવ્યો છે. તેમનાં નામ આગળના આંકડા આ પુસ્તકમાં આવેલા તેમના લેખના ક્રમાંક સૂચવે છે. — સંગ્રાહક)

૧. જોસેફ ડોક — અંગ્રેજ પાદરી. તેમણે ૧૯૦૮ માં ગાંધીજીની પહેલવહેલી જીવનકથા લખેલી. થોડોક વખત 'ઈન્ડિયન ઓપીનિયન' પત્રના તન્ત્રી પણ રહેલા.

૯. ડૉ. સુબ્રહ્મણ્યમ આયર — મદ્રાસના દૈનિક 'હિંદુ' પત્રના તે વેળાના તન્ત્રી.

૧૦. ગિલબર્ટ મરે — પ્રસિદ્ધ અંગ્રેજ સાક્ષર અને અધ્યાપક.

૧૧. હેનરી પોલાક — દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીના અંગ્રેજ સહાયક અને સાથી. સત્યાગ્રહની લડતમાં તેમણે સારી પેઠે ફાળો આપેલો. ગાંધીજીની સાથે તેઓ ને તેમનાં પત્ની કુટુંબીજન તરીકે રહેલાં.

૧૩. મીલી ગ્રેહામ પોલાક — હેનરી પોલાકનાં પત્ની. તેમના લખેલા અંગ્રેજી પુસ્તકનો અનુવાદ 'ગાંધીજીના જીવનપ્રસંગ' ગુજરાતી વાચકોને પરિચિત છે.

૧૪. વિલિયમ પિયરસન — દીનબન્ધુ ઍંડ્રૂઝની સાથે દક્ષિણ આફ્રિકા ગયેલા અંગ્રેજ. તે પછી રવીન્દ્રનાથના શાન્તિનિકેતનમાં તેમણે ઘણો વખત કામ કરેલું. ૧૯૨૫ માં યુરોપમાં એક અકસ્માતમાં તેમનું મૃત્યુ નીપજ્યું હતું.

૧૮. બ્લૅંચ વૉટ્સન — અમેરિકન લેખિકા.

૧૯. જૉન હેન્સ હોમ્સ — અમેરિકન ધર્મવેત્તા. 'યુનીટી' સાપ્તાહિક પત્રના તન્ત્રી. અમેરિકામાં અહિંસાના પુરસ્કર્તા તરીકે જાણીતા છે.

૨૧. 'પુસીફૂટ' જોનસન — અમેરિકામાં દારૂનિષેધની ઝુંબેશ ચલાવનાર જગપ્રસિદ્ધ પુરુષ. તે ચૂપચાપ, ખબર પણ ન પડે એવી રીતે જઈ દારૂચોરી કરનારને પકડતા, માટે તેમને 'પુસીફૂટ' (બિલ્લીપગો) એ ઉપનામ મળેલું. તેઓ ૧૯૨૧ માં હિંદની મુલાકાતે આવી દેશમાં ઘણું ફરેલા.

૨૨. જે. ઝેડ. હૉજ — અંગ્રેજ પાદરી. ગાંધીજીને તેમનો પરિચય ૧૯૧૭ માં ચંપારણમાં થયેલો.

૨૩. બેન સ્પૂર — વિલાયતની પાર્લામેંટના સભ્ય. ૧૯૨૦ ની નાગપુર મહાસભા વેળાએ હિંદની મુલાકાતે આવેલા.

૨૭. કુમારી મ્યુરીએલ લેસ્ટર — લંડનના ગરીબોના લત્તા ઈસ્ટ એંડમાં મજૂરો માટે એક કલ્યાણકેન્દ્ર ચલાવનાર સેવિકા. ૧૯૩૧ માં ગાંધીજી ગોળમેજી પરિષદ

વેળાએ તેમના એ કેન્દ્ર કિંગ્સલી હૉલમાં રહેલા. તેમણે 'માય હોસ્ટ ધી હિંદુ' અને 'એંટરટેઈનીંગ ગાંધી' નામનાં પુસ્તકો લખ્યાં છે.

૨૮. હૉરેસ ઍલેક્ઝાંડર — ઈંગ્લંડમાં બર્મિંગહામમાં આવેલી વૂડબ્રૂક કૉલેજના અધ્યાપક. તેમના પુસ્તકનું નામ 'ધી ઈન્ડિયન ક્રાઈસીસ' નહીં પણ 'ધી ઈન્ડિયન ફરમેંટ' છે.

૨૯. ન્યાયમૂર્તિ પિડિંગટન — ઑસ્ટ્રેલિયાની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ.

૩૦. રેજિનાલ્ડ રેનલ્ડ્ઝ — આ અંગ્રેજ જુવાન ૧૯૩૦ માં હિંદુસ્તાન આવી ચડેલા. ગાંધીજીએ ૧૯૩૦ ના ફેબ્રુઆરીમાં લૉર્ડ અરવીનને વિષ્ટિનો જે છેલ્લો કાગળ લખેલો તે તેમને હાથોહાથ પહોંચાડવા ગાંધીજીએ રેનલ્ડ્ઝને મોકલેલા.

૩૧. આલબર્ટ આઈનસ્ટાઈન — પ્રસિદ્ધ જર્મન વૈજ્ઞાનિક. તેમણે 'રિલેટીવીટી' ના જે નવા સિદ્ધાન્તની શોધ કરી છે તે ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાન્તનું ખંડન કરે છે. યહૂદી હોઈ તેઓ હિટલરના રાજ્યમાંથી દેશનિકાલ થયેલા, ને હાલ અમેરિકામાં રહે છે.

૩૨. કરબી પેઈજ — અમેરિકન લેખક. ગયા મહાયુદ્ધ વિષેની તેમની એક પુસ્તિકાને ગાંધીજીએ આખી 'યંગ ઈન્ડિયા' ને 'નવજીવન' માં લેખમાળા રૂપે છાપેલી.

૩૩. ડૉ. શેરવૂડ એડી — અમેરિકન લેખક ને પાદરી. યંગ મેન્સ ક્રિશ્ચિયન ઍસોસિયેશનના એક અગ્રગણ્ય નેતા.

૩૪. ડૉ. જોસીઆ ઓલ્ડફીલ્ડ — વિલાયતમાં ગાંધીજીના અભ્યાસકાળના સાથી.

૩૫. બીશપ ફીશર — અમેરિકન પાદરી.

૩૬. વિલફ્રેડ વેલૉક — અંગ્રેજ લેખક.

૪૪. રૉબર્ટ બરનેસ — અંગ્રેજ અખબારનવીસ. ૧૯૩૧ માં ગાંધી — અરવીન કરાર થયો તે અરસામાં હિંદમાં આવેલા. અત્યારે પાર્લામેંટના સભ્ય છે.

૪૫. લૉરેન્સ હાઉસમૅન — અંગ્રેજ કવિ.

૪૬. વેબ મીલર — અમેરિકન અખબારનવીસ. ૧૯૩૦ માં હિંદની મુલાકાતે આવેલા. થોડા જ વખત પર તેમનું મૃત્યુ થયું.

૪૭. ક્રોઝિયર — ઈંગ્લંડના પ્રસિદ્ધ દૈનિક 'મૅંચેસ્ટર ગાર્ડિયન' ના તન્ત્રી.

૪૯. જેમ્સ મિલ્સ — અમેરિકન અખબારનવીસ. ૧૯૩૧ ના આખા વરસ દરમ્યાન ગાંધીજીના ઘણા પ્રસંગમાં આવેલા.

૫૪. રેની ફ્યુલોપ મીલર — જર્મન લેખક.

૫૮. જોસેફ વૉશિંગટન હૉલ - - અમેરિકન લેખક.

૫૯. અરદેશર રતનજી વાડિયા — મૈસુર રાજ્યના ભૂતપૂર્વ વિદ્યાધિકારી.

✓૬૦. સર રૂસ્તમજી મસાણી — મુંબઈ યુનિવર્સિટીના ભૂતપૂર્વ વાઈસ-ચાન્સેલર.

૬૧. કુમારી ઍગૅથા હૅરીસન — વિલાયતમાં હિંદને લગતી માહિતીનો પ્રચાર કરવા માટે વરસો થયાં એકનિષ્ઠાથી કામ કરનાર અંગ્રેજ મહિલા.

૬૩. વિલિયમ પેટન — હિંદમાં રહી ગયેલા અંગ્રેજ પાદરી.



પ્રકાશક : એમ. કે. વોરા, વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

મુદ્રક : આર. આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈ, ૪

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | નીચેથી ૪ | આપેલ | આપેલા |
| ૪૩ | નીચેથી ૨ | તેમને | તેમને ખાતરી |
| ૪૭ | ૧૯ | કહેતાં | કહેલો તે |
| ૫૫ | ૨૫–૨૬ | તેઓ તેમની એવી ખાતરીથી પાસે | એવી ખાતરીથી તેઓ તેમની પાસે |
| ૫૮ | ૧૨ | વિનંતી | વિનંતીને |
| ૬૦ | ૧૮ | ઘણીવાદ | ઘણીવાર |
| ૬૨ તથા ૬૪ | મથાળું | મુક્તાત્મા | રવીન્દ્રનાથ ઠાકુર |
| ૬૨ | ૧૦ | પેતાનું | પોતાનું |
| ૭૪ | ૨ | મેળવશો | મેળવશે |
| ૭૫ | ૬ | માનવજાઃતિની | માનવજાતિની |
| ૯૭ | ૧૩ | રાષ્ટ્રપોષાક | રાષ્ટ્રપોષક |
| ,, | ૨૦ | તે | ને |
| ૧૦૧ | ૪ | જાણો | જાણે |
| ૧૦૪ | નીચેથી ૪ | બેશકે | બેશક |
| ૧૦૫ | નીચેથી ૨ | એવી સારી | સારી |
| ૧૧૨ | ,, | એ એમને | એમને |
| ૧૨૭ | ૨૦ | હઈશું | હઈશું |
| ૧૩૦ | નીચેથી ૫ | રચાવાનો | રચવાનો |
| ૧૩૩ | ૧ | રડયાં | રેડયાં |
| ,, | ૧૮ | દશામાં | દેશોમાં |
| ૧૩૭ | ,, | તેમણે...કાર્યસાધક | (રદ કરો) |
| ,, | ૨૪ | બંને કુનેહબાજ ને | ને કુનેહબાજ બંને |
| ૧૪૩ | ૨૨ | જીવ્યાં | જીવ્યા |
| ૧૪૯ | ૩ | તેમના | તેમનાં |
| ,, | ૫ | સંભાષણો | સંભાષણો, |
| ,, | ૧૧ | થયા | થવા |
| ,, | ,, | થવાં | થયા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૦ | ૧૧ | તેમનો | તેમનાં |
| ,, | ૧૯ | દુઃખે | દુઃખો |
| ૧૫૧ | ૮ | ને જો | જો |
| ૧૫૨ | છેલ્લા | લેખના | લેખકના |
| ૧૫૩ | ૬ | બિછાનવાળા | બિછાતવાળા |
| ૧૫૬ | ૧૭ | માસાયુસેટ્સ | માસાચુસેટ્સ |
| ૧૫૭ | ૬ | જુઓ | જુએ |
| ૧૫૮ | નીચેથી | પુસ્તકોમાં...ઔદ્યોગિક | ( આ લીટી પૃ. ૧૫૯ પર ૧ લી લીટી પછી લો ) |
| ૧૬૩ | ૧૨ | કરો | કરે |
| ૧૭૪ | ૧૯ | છે. | છે, |
| ૧૮૧ | ૬ | ગાંધીજી | ગાંધીજીની |
| ૨૦૧ | ૧૧ | ઊપાડયા | ઊપડયા |
| ૨૦૨ | ૧ | ડર પણ | ડર |
| ,, | ૧૪ | અંગ્રેજોમાં | અંગ્રેજોમાં ને |
| ,, | ૧૬ | ગયો ? | ગયો ! |
| ૨૦૩ | ૧૧ | અાવ્યો | આવ્યો |
| ૨૧૧ | નીચેથી ૪ | યુદ્ધો | યુદ્ધો ને |
| ,, | નીચેથી ૨ | તે એ | તે |
| ૨૩૦ | ૫ | પ્રેમરૂપ | પ્રેરણારૂપ |
| ૨૩૨ | ૬ | લોકાનાં | લોકોનાં |
| ૨૩૯ | ૧૯ | ક્રિશ્ચયન | ક્રિશ્ચિયન |
| ૨૪૩ | નીચેથી ૩ | એ | હિંદ એ |
| ૨૫૦ | ૧૫ | કેટલા | કેટલાક |
| ૨૫૨ | ૪ | ટૂંકમાં | ટૂંકામાં |
| ,, | નીચેથી ૪ | લડવામાં કરવામાં | લડવામાં |
| ૨૫૪ | ૨૨ | બિલ્લીપત્રા | બિલ્લીપગા |
| ૨૫૫ | નીચેથી ૩ | આખ | આખા |















કષ્ટ સહીને બીજાનો ઉદ્ધાર કરે છે, ને પોતે મરીને બીજાને જિવાડે છે.

**મિસિસ એની બિસેન્ટ**

કદાચ આ પેઢીમાં હિંદુસ્તાને આવા પુણ્યપુરુષ — સંત, દેશસેવક ને મુત્સદ્દીના ત્રિવેણી સંગમરૂપ પુરુષ — કોઈ ઉત્પન્ન કર્યા નહીં હોય.

**હેનરી પોલાક**

જે માટીના શહીદો બને છે તે માટીની તેમની કાયા ઘડાયેલી છે.

**જે. ઝેડ. હોજ**

તેઓ ખાસ અર્થમાં ઈશ્વરના મિત્ર, ઈશ્વરના માનીતા, ઈશ્વરના પ્રિયજન છે

**ચાર્લી એન્ડ્રુઝ**

ગાંધીજી ભારતવર્ષના આ માનો અવતાર હોય એમ માનું છું.

**શેરવુડ એડી**

આ પુરુષનો લોકો પર ઘણો જ ભારે પ્રભાવ પડે છે એનું કારણ તેમના મનનો અત્યંત સત્યનિષ્ઠ સ્વભાવ છે, ને એ સત્યનિષ્ઠનો જોટો જગતમાં ક્વચિત જ જોવામાં આવ્યો છે.

**'ટાઈમ્સ' (લંડન)**

તેમની મહત્તાનું એક માત્ર કારણ બીજાઓને કાજે સ્વાર્પણ કરવાની તેમની તત્પરતા છે.

**વિલિયમ કર્ક**

પ્રેમ ધર્મ અને આત્મબળનું મહાત્મા ગાંધીના જેવું બીજું આદર્શરૂપ દૃષ્ટાન્ત આજે જગતમાં હોય એમ આપણી જાણમાં નથી.

**બીશપ ફીશર**

